# દેવી નંદિની.

## ( સામાજિક નવલકથા. )

સંપાદક અને પ્રકાશક:—

**ગોવિંદ મહાદેવ જાગુષ્ટે,**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

સોલ એજન્ટ:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

બુકસેલર અને પબ્લિશર,

ત્રણ દરવાજા—**અમદાવાદ.**



**અમદાવાદ**

ઢાલગરવાડે શ્રી અંબિકાવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં

**પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપ્યું.**

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

વિક્રમાબ્દ ૧૯૭૭ ખ્રિસ્તાબ્દ ૧૯૨૦

મૂલ્ય રૂા. ૨-૦-૦

# અનુક્રમણિકા.

ૐ

# દેવી નંદિની.

## પ્રકરણ ૧ લું.

### અનાથ બાલક.

વસંતતિલકા વૃત્ત.

લીલા રચીને જગમાં વિભુયે અપાર,
પામે ન કોઈ જન તેહ તણોજ પાર,
માથાપરે પુરવના કદિ પાપ ભાર.
રોવાથી થાય મનુજે દુખિયાં અપાર–૧

બંગદેશના એક વિસ્તીર્ણ સપાટ ભાગમાં 'તાલ' નામનું એક અત્યુત્તમ રમણિક સરોવર છે. આ સરોવરના આસમંતાત તાલવૃક્ષની હારોની હારો આવેલી હોવાથી, તેનું તાલપુષ્કર એમ નામ પડેલ છે. સરોવરની આસપાસ આંખને રમણીય લાગે એવાં લીલાંછમ ડાંગરના ખેતરો આવેલાં છે. અને તેની પાસેજ એક ન્હાનકડું ગામડું છે. તે ગામડું પણ તાલપુષ્કર એ નામથીજ ઓળખાય છે. તાલ સરોવરની પાળો ઘણી

ફરી હોઇ—પાણી ઉંડાઇમાં હોવાથી અને આજુબાજુની વૃક્ષ છાયા તેમાં પડવાથી, એ કૃષ્ણવર્ણ દેખાતું હતું. માત્ર ખરા મધ્યાન્હ વખતે જ્યારે સવિતા નારાયણ માથાપર આવે છે, ત્યારે ઘડીભર તે કૃષ્ણછાયા બદલાઇ જાય છે. પણ સૂર્યાસ્ત વખતે તો તેમાં મેશ રગદોળવા પ્રમાણે પાણી કાળું ભમર દેખાય છે.

ચૈત્ર મહિનાનો દિવસ, સંધ્યાનો સમય, ઋતુરાજ વસંતનું આગમન સૂચિત કરનારો, અને શીશીર ઋતુએ પીઠ ભતવ્યાથી આવતો વાયવ્ય દિશાનો પવન, આ સરોવરની આસપાસના તાલવૃક્ષની નિબીડતામાંથી પોતાનો માર્ગ શોધી, સુસવાટી કરતો ક્યારે વહેવા માંડ્યો તેનો કાંઇ નિયમ ન હતો. પણ આકાશમાં કૃષ્ણવર્ણની મેઘઘટા છવાઇ હતી તેપરથી વાદળાં ઘેરાયેલ છે એટલોજ માત્ર ભાસ થતો હતો. તાલવૃક્ષની ઘટામાં અદ્યાપિ મંદમંદ વાયુ વહેતો હતો. આકાશમાં કાંઇક તારા ચમકતા હતા, અને દૂરના ગામડાઓ માંહેના ખેડુતોના ઝુંપડાની અંદરના દિવાનો સૌમ્ય પ્રકાશ દૃષ્ટિગોચર થતો હતો. આ વખતે જો કે અંધકાર થતો ચાલ્યો હતો, તોપણ ગોઠણ સુધી પાણીમાં ઉભેલી એક સ્ત્રી અને પોતાની ન્હાની બ્હેનને તેડીને સરોવરના ઓવારા પર બેઠેલી એક તેની નવ વર્ષની દીકરીની આકૃતી આ ઝાંખા પ્રકાશમાં નજીક જનારને સહજ દૃષ્ટિગોચર થાય એમ હતું. સાંજના વખતે તળાવ માંહેના ઠંડા પાણીમાં ન્હાવાથી શરીરમાં થતો દાહ કાંઇક નરમ પડશે

એવા હેતુથી, તે સ્ત્રી તળાવમાં ઉતરી હતી. અને ન્હાવાબાદ પાણી ભરી લઈ જવા સારૂ લાવેલી માટીનો ઘડો બાજુપર પડયો હતો.

આવાં સ્થળો અને પ્રદેશો જંગલી ગામોમાં તેવાં કાંઇ આશ્ચર્ય [illegible] નથી. અને તેથી તદ્દન સાંજની વખત થઈ અંધકાર પડતો ચાલ્યો હોય, આજુ બાજુ કોઈ સંગાથ ન હોય, અને કદી કોઇનો પગરવ થાય તોપણ એકલા છતાં ભીતી લાગવાનું કારણ હોતું નથી. કેમકે ગામમાં જે પાચ પચાસ ખેડુતના ઘર હોય તે [illegible] તે [illegible] હોય છે. એટલે કોઇની કોઈને ભીતી લાગતી નથી. વંગદેશમાં આવા વનશ્રીથી યુક્ત એવાં ઘણા ગામડાંઓ હોય છે, અને તેની બાંધણી તદ્દન સાદી હોય છે. અને જેમ ઘણાનો આધાર ખેતીપરજ હોય છે. આપણી નવલ કથા માંહેની દીન વિધવા સ્ત્રી તથા તેની તે બે છોકરીઓ, આવાજ તે તાલપુષ્કર ગામડાની રહેનાર છે.

થોડા વખત પછી તે સ્ત્રી પાણીથી ઘડો ભરી લઈ બહાર નિકળતાં બોલી—“બહેન બિંદુ! ચાલ હવે ઘેર જઇશું ને? તું સુધાને તેડીશ કે? કેમકે તે બિચારી શું ચાલી શકવાની હતી? જો, તે ઉંઘી ગઈ કે શું?”

“હા, મા. તે સુતીજ જણાય છે. ચાલ હું તેને તેડી લઉં છું.”

“ના, સુતેલી છે એટલે તું સંભાળી શકીશ નહિ.

તેને ઉપાડી મને આપ અને મારો આ છેડો પકડી ચાલી આવ. કેમકે અંધારૂં થયું છે. અને આજ રાત્રે ઘણું કરી વરસાદ વરસશે એમ લાગે છે."

"ના મા. હું તો તેને જરૂર તેડીશ, શું તે દિવસ હું તેને લતા બહેનને ત્યાંથી તેડીને ઠેઠ ઘેર સુધી ન્હોતી લાવી? તો પછી આતો આટલું પાસે છે તેમાં શું?" બિંદુ હઠપુર્વક બોલી.

"ઠીક બહેન તું તેડજે. પણ સંભાળજે અંધારૂં બહુ થઈ જવાથી કાંઇ દેખાતું નથી એટલે પગ લપસી જાય નહિ. યાદ છેને તે રાત્રે જાત્રાએથી આવતા નંદિની પડી ગઈ હતી! ગરીબ બિચારીના માથાને કેટલી ઇજા થઇ હતી!"

"પણ મા તે કંઈ જાત્રાએ ગઈ હતી હેં? તેણે કેવાં રૂપાળાં રમકડાં આણ્યાં હતાં? હેં મા એવાં તેને ક્યાંથી મળ્યાં હશે?"

"બિંદુ! તને ખબર નથી? એ બધાં વજ્રેશ્વરીની જાત્રાએ ગયાં હતાં આ જાત્રા વરસમાં એકવાર ભરાય છે અને ત્યાં આજુબાજુના ગામના હજારો લોકો જાય છે. ત્યાં વૃક્ષો નિચે જાત્રાળુઓની રસોઈઓ થાય છે. અને જ્યાં ત્યાં માણસના ટોળે ટોળાં ભેળાં થઈ ગાવણા બજાવણા અને ગમત કરે છે."

"હે મા! તું ત્યાં કોઈ દિવસ ગઈ હતી કે?"

"હા બહેન. તારા જેવીજ હું ન્હાનકડી હતી ને

ત્યારે મારા મા બાપ ભાઈ વગેરે અમે બધા ગયા હતા. અને ત્રણ ચાર દિવસ ત્યાં રહ્યાં હતાં. અને એટલા દિવસ ઝાડ નિચેજ મુકામ હતો."

"શું કહે છે મા? ઝાડ નિચે? એટલે ત્યાં શું ઝુંપડાં ઝુંપડાં નથી હોતાં કે?"

"ગાંડીરે ગાંડી! ઘર કે ઝુંપડાં કેવાં ત્યાં? પાંચ પચાસ હજાર માણસ ભેગું થાય ત્યાં બધાને ઘર ઝુંપડાં ક્યાંથી? જે તે ઝાડ નિચે પોતાનો મુકામ કરે. ત્યાં એક પાણી લાંબે મોટી એક આંબરાઇ છે અને તે આમ્ર વૃક્ષોની ઘટા નિચેજ જાત્રા (મેળો) ભરાય છે. અને તેમાં કંદોઇ વગેરે મેવા મીઠાઇ વેચનારા અને પરચુરણ રમકડાં વિગેરે વેચનારની કેટલીય દુકાનો બેસે છે?"

"મા! ત્યારે તો હું ત્યાં એકવાર જઇશ. મારે તેવી મોટી જાત્રા ખાસ જોવી છે."

"બહેન! તને એ મેળે તેડી જઉં એટલી બીજાના જેવી હું ક્યાં નશીબદાર છું બા? જાત્રાએ જવું એ મોટા ખરચનું કામ છે બેટા!"

"પણ આવતા વરસે તો હું જવાનીજ. લતા અને નંદીની બંને જઈ આવ્યા, ને હું કેમ ન જાઉં?"

"ના તેમ નહિ મારી વ્હાલી દિકરી આપણથી એવી હઠ ન લઇએ. જો લતા અને નંદિનીના બાપ તો પૈસાપાત્ર છે તેમને શું? ફાવે ત્યાં જાય. પણ જો બા આપણે તો ગરીબ છીએ. જો પરમેશ્વરે આપણા નશી-

એમાં સુખ લખ્યું હતે તો આવી રીતે બીજાના ઘેર આપણને રહેવાનો વખત શામાટે આવત ? હાય ! મારાં પ્રિય બાળકોને અન્ન માટે આવી રીતે દુઃખ ? ઓ પ્રભુ એવાં તે શાં મારાં કુટલ કર્મ ? " તે વિધવા રડી પડી.

ચેતરફ રાત્રીનો અંધકાર પ્રસર્યો, અને આકાશનો પશ્ચિમ પ્રદેશ કાળા ભમર વાદળાંથી ઢંકાઇ ગયો તેથી પોતાની માતાની આંખમાંથી ટપકતાં અશ્રુબિંદુ બિચારી બિંદુના સમજવામાં ન આવ્યાં તે બિચારી ધીમે ધીમે ચાલતી હતી. વીજ ચમકારા કરતી હતી. એટલે વચમાંજ એકદમ પ્રકાશ પસરતો અને પાછો અંધકાર છવાઇ રહેતો હતો. વૃક્ષોના સુકાપાત્રનો ધ્વની થતો હતો અને પવનપણ ઘુઘવાટી દેતો હતો. ગામમાં સર્વત્ર શાંતતા દેખાતી હતી, છેટેથી શિયાળીયાંનુ રડવું સંભળાતું હતું. આ અંધકાર પ્રસર્યો હતો તોપણ તેમાં આકાશમાંહુના એક બે તારા અને દુરથી ગામ માંહેના ધીમા ધીમા બળતા દીવા પણ તે ઝાડની ઘટામાંથી થોડા ઘણા દેખાતા હતા. એવી રીતે ભયાનક અંધારી રાત્રે ઝાડની ડહાળીયોની થયેલ કમાનોમાંથી વાંકી વળીને પોતાની માતાનો પલ્લો પકડી બિચારી અનાથ બિંદુ ચાલતી હતી. હજુ પણ પોતાની પ્રેમળ; પણ હ્રદય ભગ્ન માતાની આંખમાંથી વિચારમગ્ન મુખપર આ વખતે જે અશ્રુ પડતાં હતાં તે અંધકારને લીધે બાલિકા જોઈ શકતી નહતી.

---

## પ્રકરણ ૨ જું.

---

# ભગિનીવૃંદ.

દોહરો

ખિન હરકતથી નિશ્ચયે કરતી કુદરત કાજ,
બાલ તરૂણ બનિને વળી ભોગવતા ઘરકાજ. ૨

મધ્યાન્હનો સમય ગ્રીષ્મરૂતુના તીવ્રતાપને લીધે સર્વત્ર રખરખાટ થઇ રહ્યો હતો. સવારથી ખેતરમાં મહેનત કરીને થાકેલા ખેડુતો બળદ હાંકીને ઘર તરફ વળતા હતા. તદ્દન થાકી લોથ થઇ ગએલા અને જેમનામાં ઘેર પણ પોચવાની શકતી રહેલ નહતી, એવા કેટલાક ખેતરના સેઢાપરના ઝાડ નિચે આડે પડખે પડીને બપોરના ભાતની રાહ જોતા હતા. આજુબાજુ જો કે ઝાંઝવાં તપતાં હતાં, તોપણ ગામમાં તો ઝાડોની છાયાને લીધે શાંતતાજ જણાતી હતી. કેમકે ચોમેર વાંસ અને નેતરના બેટડા ઉભેલાં હતાં શાહામૃનાપીંછા પ્રમાણે વાંક ખાધેલ એ બાંઝુના સોટા ઘણા મનોહર દેખાતા અને તેમાં પવનના લેરખાથી તેના પાત્રાંઓ ફરકતા તેને લઇ જોવાની ગમતમાં બહુજ ઉમેરો થતો હતો. પ્રત્યેક ઘરના કંપાઉંડમાં તાડના શ્રીફળીના સોપારીના વગેરે ઘણા ઝાડો હતાં. ફનસના ઝાડપરનો એકેક ફનસ પોણો પોણો મણ વજનનો ઉતરતો હતો, અને તેજ પ્રમાણે કેળાં પણ પાકીને

લચી પડેલાં જણાતાં હતાં તેના લીલાછમ પાન તડકાને લીધે ત્રાસ પામેલ માનવીના નેત્ર શાન્તી આપ્યાવીના રહેતા નહી. મંદાર ગુલાબ આદિ કંટકયુક્ત ઝાડોથી રસ્તાની બાજુ ઘેરેલી છે. અધ વધારે ગામ જંગલી ઝાડોથી વ્યાપ્ત છે. ત્રણ ચાર એકર જમીનમાં ગામ પાસેજ આંબાવાડી છે. અને તે નીચેની શીતલ છાયાના દેખાવો બહુજ આલ્હાદકારક લાગે છે. આવી એ સઘન વૃક્ષ છાયામાંથી પણ હરિત તૃણાચ્છાદિત ભુમિપટપર ઉતરવા સૂર્ય કીરણો જગા શોધતા હોય એમ લાગે છે. કોપરનૂ પક્ષીઓ બેઠા છે પણ તેમણે આ વખતે મૌન્ય ધારણ કર્યુ છે, માત્ર એક પારેવો પોતાના કર્ણ કઠોર ઘૂ ઘૂ ધ્વની કર્યા કરતો હતો.

ઝાડની છાયા નીચે એક ન્હાનકડું સુશોભિત ઘર હોઇને, બ્હારની ઓશરીપર શ્રીફળીના પાત્રો ગુંથીને તેનાથી છાયા કરેલી છે. અને વચમાં આંગણું હોઇને તેની બાજુની ખોલીઓપર પણ એજ ઝાડના ગુંથેલ પાત્રાઓથી છાયા કરેલી છે. આંગણામાં એક નેતરના માંડવાપર નવલતા વીંટાએલ હોઇને, તેનાપર થતી શીંગો અને ફુલો વીગેરેના ઘરના માણસો શાક ભાજીમાં ઉપયોગ કરતા. આંગણામાં જતાંજ સામે એક સુંદર ખોલી છે તે સુવા બેસવાના કામમાં વપરાય છે. નીચે આગળ એક ઓટો હોઇને તે ગાર ગોરમટીથી સાફસુફ રાખવામાં આવે છે. બાજુમાં રસોડું અને ગાય બાંધવાનો ગોઠો છે.

આ સમયે બપોરનું ભોજન આટોપીને, ઠામવાસણ નિયમીત જગોએ ઉંધા વાળી મુકવામાં આવ્યાં છે. ચુલો પણ નિરગ્ની થઈ શાંત બની રહ્યો છે. વાડપર કંઈ ન્હાના બચ્ચાંઓના કપડાં સુકવેલ છે. તે ખોલીની પાછલી બાજુએ એક પાણીનું ડાબકું છે. તે પાણીની તલાવડીની બાજુમાં કાંઈક જંગલી ઝાડ અને થોડી કેળો હોઈને બાકી બધું જંગલજ છે.

સુવાની ખોલીનું કમાડ સાહરીનુંજ કરેલું છે. પણ આ વખતે તે બંધ કરેલ હોવાથી અંદર અંધારૂંજ સાધારણ હતું. ઘરધણીયાણી તે અંધારામાંજ એક છ માસનું કુમળું બાળક પડખામાં લઈ સુતી છે. અને તેને સુવાડવા માટે મધુરા ગીતથી હાલરડાં ગાતી સંભળાય છે. પાસેજ ભોંયપર નાખેલ સાદડીપર બીજી એક બે વરસની બાલિકા સુતી છે.

આ બચ્ચાની માતાની ઊમર ત્રીસ વરસની હોય કે નહિ હોય. શરીરે પાતળી સોટા જેવી અશક્ત હોઈને ચહેરો સૌમ્ય અને ફિકાશ પડતો છે. તેના નેત્ર વિશાલ હોઇને તે પ્રેમાળ તથા વિવેકી હોવાની સાક્ષ પુરતા હતા. ત્રીસ વર્ષની વયમાંજ તે માતૃપદે પોચેલ હોવાથી તેનું તારૂણ્ય અકાલેંજ નષ્ટ થયું કહેવામાં ભુલ નથી. થોડીવારે તે કુમળા બાળકને નિદ્રાવશ થએલ જોઈ પોતે પણ પોતાનો હાથ ઓશીકા નિચે લઈ જરા આડે પડખે થઈ થતાંવાર તુરતજ અતિશ્રમને લીધે તે પણ નિદ્રા દેવીને આધિન થઈ બહાર સખત તાપ હતો એટલે

રસ્તામાં કોઈની હરફર ન હોવાથી સર્વત્ર શાંત દિસતું હતું. અને આ ખોલીમાં પણ સ્તબ્ધતાજ વ્યાપી રહી હતી. સાંસારીક કામકાજ આખો દહાડો કરીને ગરીબ સ્થિતીની ચિંતાથી શ્રમીત થતી એ ભિચારી માતા કાંઈક શાંતીને લઈ પડતાંવાર નિદ્રાવશ થાય તેમાં આશ્ચર્ય પણ શું ? આ વખતે તેનું સદોદિત ચિંતામગ્ન રહેતું મુખકમલ પણ કાંઈક શાંતતા પ્રસરેલું દૃષ્ટિ ગોચર થતું હતું તેને નિદ્રિત થયાને ઘડી દોઢ ઘડી થઈ નહી હોય ત્યાં સહેજ ખખડાટ થતાં તે જાગી ગઈ. તેણે આંખો ઉઘાડી તેની સામે એક બિલાડાના બચોળિયા સાથે હસતી રમતી સુંદર બાલિકા દેખાઈ. તે બાલિકાના હાથ માંહેનું રમકડું છિનાવી લેવા તે ધડફડ કરતું હતું. તે રમકડુ પોતાના પંજામાં આવ્યું કાં આવશે એમ તે બિલાડાને થાય એવી રીતે તે બાલિકા આ રમકડાને એ બિલાડી ના બચ્ચા પાસે ઊંચુ નિચુ કરતી હતી. આ બાલિકા નો ભાલ પ્રદેશ વિશાલ હોઈને કૃષ્ણવર્ણ કેશ કલાપથી બહુજ સુશોભિત દેખાતો હતો. તેના મુખ કમલપર ચિંતા કે વિચાર ગ્રસ્તતાની છાયા બિલકુલ નહતી તે બિલાડીના બચ્ચા પાસે રમતાં, તેણીના વાળ પવનના જોસથી ઉડતા તેની પીઠપર છવરાતા હતા એ તેની મનોહરતામાં ઓર વધારો કરી રહ્યા હતા તેની આંખ માં આનંદ લહરી ચમકતી હતી, તેના પકવ દાડમ કળી સરખા દાંત રક્ત ઓષ્ઠમાંથી હાસ્ય સાથે વચમાં વચમાંથી ઝળકતા હતા. અને કવિઓની કાવ્યોપમાને

શોભાવે એવા, પુષ્પલતા પ્રમાણે તેના સુંદર વર્તુલાકૃતી ન્હાનકડા બાહુ આગળ પાછળ હતા. આ બાલિકાની ઊમર આઠ દસ વર્ષની હોઇને, તેણીનો હસ્તમુખ ચ-હેરો બાલ્યપણાની સાક્ષી પુરતો હતો.

" અહીં આવીને કેટલો વખત થયો સુધા ?

" ઘણો વખત થયો. પણ બહેન ! તું સુતી હતી એટલે મેં તને જગાડી નહી. બહેન ! આ બિલાડી ! આજ હું જઉં છું ત્યાં પાછળને પાછળજ આવ્યા કરે છે. આજ કોણ જાણે તેને શું થયું છે? રસોડાનું બારણું બંધ કરીને હું તલાવ ઉપર વાસણ માંજવા ગઈ તો ત્યાં પણ તે મારી પાછળને પાછળજ."

"વાસણ તું તે શું માંજતી હતી? પણ એ બધાં પાછાં અંદર ઘરમાં તો મુક્યાં છેને? બહાર નથીને?"

"કેમ વળી? મને ન આવડે કે? પુજાના વાસણો હું ન માંજી શકું કંઇ? તે સઘળા ચોખ્ખાં કરીને ઘરમાં મુકીને મેં એ બિલાડાને પણ ઓરડામાં પુર્યું હતું પણ તે ત્યાં શાનું રહે? ક્યાંયથીય લાગ શોધી ચાલ્યું આવ્યું. અને એને હવે મારા હાથ માંહેનું સારૂં રમકડું જોઇએ છીએ, ન હું કદી તેને આપું ?"

"પણ બહેન! તું જરા સુઇ કેમ જતી નથી? અઇ રાત્રે તું કદી આખર ઉંઘી ન હતી! તો જરા આવ, આડે પડખે થા."

"અં, ના બેન! મને દિવસની ઉંઘ આવેજ નહિ. મને આઇ રાત્રે સારી ઉંઘ આવી હતી. એતો તારો

ચીકો ભાઈ જાગી રડવા લાગ્યો, ત્યારે હું ઉઠી; હવે કેમ છે ભાઈને ?"

"હવે ઠીક છે. પણ રાત્રે તેને જરા તાવ આવી ગયો હતો. કટવેથી આજે દવા આવશે, તે પાઈશું કે તેની બેચેની મટી જશે અને તેને સારી ઉંઘ આવવા લાગશે."

"હે બહેન! કટવેથી તેના બાપુ ક્યારે આવશે?"

"આજે સાંજેજ આવવાનું કહી ગયા છે. પણ તું આટલી ચોકશી કેમ કરે છે?

"મારે એક ગમત કરવાની છે. પણ શી ગમત તે હું હમણાં તને કહી દેવાની નથી જો? તે મારા બનેવી આવે એટલે વગર કહેજ ખબર પડશે. વસંત પાંચમને દિવસ ગલાલ ઉડાડી ઉરાડી ને મારી આંખોય ભુરી મુકી હતી ને તેના આ બદલો હું વાળવાની છું"

"પણ તે શું કરવાની છો એતો મને કહે-"

"ના. એ તને કહેવાનુ નથી તું કદાચ તેમને વહેલી વહેલી કહી દે તે. !"

"ઓય ગાંડી! હું તેમને કહેવા શામાટે જઉં?"

"બહેન! સાચે સાચુ નહી કહી શકે ? લે ત્યારે કહું."

"ખરેજ નહિ કહું કહે જોઉં !"

આટલી ખાત્રી મળવા બરાબર સુધાએ પોતાની ઓઢણી નિચે છુપાવેલ એક વસ્તુ બહાર કાઢી તે આ

શરે એક હાથ લાંબી હતી એ જોઇ બિંદુ આશ્ચર્ય ચકિત થતી બોલી–" એ ! આશું તું લાવી છે ?"

" શું છે તે તને નથી ખબર પડતી ?"

" મને તો તે સણની દશાવ લાગે છે."

" તે ભલેને સે હોય, પણ તે રંગીને કેવી કસુંબાના રંગથી લાલ ઘુંમ બનાવી છે ? જો તો ખરી !" સુધાયે હસતાં બાળ સ્વભાવથી કહ્યું.

" પણ તેનું તું કરીશ શું ? "

" તું નથીને સમજી શકતી ? "

" ના ખરેજ હું નથી જાણતી તુંજ કહેને" બિંદુએ વિનોદ પુર્ણ સ્વભાવે કહ્યું.

" હું કેમ તારા ધ્યાનમાં નથી આવતું ને કાંઇ? એ આજે મારા બનેવી આવીને ઊંઘી જાયને, એટલે આ તેમની દાઢીયે બાંધી દઇશ તે થાક્યા પાક્યા આવીને સુતા હશે તે તેમને કશીયે ખબર નહિ પડે. પછી સવારે ન ઉઠશે એટલે તે બાવા જેવા દેખાશે. પછી આપણે તો તેને " આ ! અલ્લક બાવાજી ! અલ્લક ! " કહેવાનાં ! અહા મોજ પણ મોજ ! શું ગમત થશે ! " આટલું બોલતાંની સાથે તો તે ખડખડ હસી પડી. તે એટલે સુધી કે તેના હસવાથી સઘળી એ ઓરડી ગાજી ઉઠી.

સુધાની બાલવૃત્તી અને વિનોદ પ્રિયતા જોઈ બિં-

હુને પણ હસવું આવ્યા વિના રહ્યું નહિ. તે બોલી "વાહ બહેન ! તું ભારે છું !"

પ્રિયવાંચક ! આ બન્ને બહેનો અને તેની માતાને આપણે એક દિવસે સાંજના વખતે તાલ સરોવરપર જોયેલ તેને આજે લગભગ દસકો થવા આવ્યો છે એ કંઈ જુદુ જણાવવાની જરૂર નથી કેમકે તે ઉપરની હકીકતથી સહજ ખ્યાલમાં આવી શકે તેમ છે.

બિંદુની માતાયે પોતાના દીયરના ઘેર રહીને એ બન્ને બાલિકાઓને મોટી કરી હતી. તે બિચારીના નશીબમાં સુખ લખાયેલજ નહતું. તેનું સૌભાગ્ય દુદૈવે હરણ કર્યા પછી તેને સમજ થયું હતું કે હવે મારી આ છોકરીઓનાં હું ફેરા ક્યારે ફેરવી દઈશ? પોતાની નજરે ચાર ફેરા ફરીને સારે ઠેકાણે પડી ઘરેબારે રહેતી થાય એટલે બસ!' એજ તે બિચારીની એક પ્રબળ ઇચ્છા હવે રહી હતી. એટલે બિંદુ દશ વર્ષની થઈ ત્યારથીજ તે વરઘરની શોધ કરવા લાગી. પણ ગરીબની છોકરી! અને તેમાં કુળવાન ગરીબની! તેના વગર ચાંદલે લગ્ન થાય એ કાંઈ સહેલી વાત નથી? શહેરમાં વરદક્ષણાનું (ચાંદલાનું) કામ જોરાવર હોય છે. માબાપ સાધારણ ખાતાંપીતાં અને સુરતીયો થોડું ઈંગ્લીશ ભણેલો હોય, એટલે બસ! વરદક્ષણાની માગણીસો પછી વગર હદવાળીજ થવાની? જ્યાં કન્યાવિક્રય થાય છે ત્યાંનીતો વાતજ શી? અને તે માટે બિ-

ચારી કલમજ થરથર ધ્રૂજતી અચકી જાય છે! ટુંકમાં આર્યાવર્તમાં આ લગ્ન જેવી વિચારણીય યોગ્ય બાબતમાં પણ દ્રવ્યના વિનીમયાર્થે લાકડે માંકડાં વળગાડી દેવાય છે, એ શું ઓછું શોચનીય છે? અસ્તુ.

જો કે આવા ગામડામાં બહુ ચાંદલાની ખેચતાણ હોતી નથી, એ વાત ખરી. તોપણ પોતાના ઘરમાં શ્રીમાન પ્રતિષ્ઠિતના ઘરની દીકરી જોઇએ એમ સહુ કોઇ સાસુસસરાના મનમાં હોય છે, એટલે પછી અન્યના આશ્રયે રહીને નિર્વાહ કરીને ગરીબ હાલતમાં દીવસ ગુજારનારી વિધવાની છોકરી લેવાનું કોણ પસંદ કરે? બિંદુની ગરીબ માતા કે તેણીના બીજાં સગાં વહાલાં તરફથી વિશેષ ઉતાવળ થતી નહતી. વળી બિંદુ પણ કંઇ સાઠ શીતેર છોકરીઓમાં દેખાવડી હતી, એમ પણ નહતું. અર્થાત્ તેના વિવાહ માટે ઘણીવાર તજવીજ અને વાતચીત થઈ પણ છેવટ સુધી ક્યાંઇ ચોકસ થયું નહી. બિચારી બિંદુની માતાને એ સ્થીતી જોઈ ઘણું દુઃખ થતું પણ શું કરે?

બિંદુની કાકી એટલે તારિણી બાબુની સ્ત્રી બંગાલી રિવાજ પ્રમાણે ત્રીજે પહોરે માથું ગુંથવા બેસે, સાંધવા ચીંધવામાં કાંઈ તે શ્રીમાનની દિકરી થોડીજ અડકે? એટલે એ બધું બિચારી બિંદુની માતાના માથે પડ્યું હતું. બિંદુના લગન માટે વાત નીકળે ત્યારે એ કહેતી—"બિંદુની બા! બિંદુ માટે તે આ-

ટલી બધી તમે શીદ ચિંતા કરો છો? અમારા મોટા ઘરની દીકરીઓ માટે શું કોઇને વળી ફિકર કે ચિંતા કરવી જોઇએ? અમારૂં ઘર કેવું કુળવાન અને મોટું લેખાય છે? બરહ્માનમાં તમારા દેરને શું કાંઈ ન્હાની સુની નોકરી છે? કેટલો માન મરતબો! એ શું ગામના માણસો કાંઈ નથી જાણતાં? બિંદુના વિવાહની તમારે બિલકુલ ફિકર ન કરવી હો. મારી નંદીનીએ દસ વરસની થઇ છે. અરે એતો પાંચ વરસની હતી ત્યારથીજ ઉપરાછાપરી માગાં આવ્યાજ કરે છે. મારા મોઢામાંથી 'હું' નીકળવાની વાટ તો ઘણાય જુએ છે. પણ અમારા જેવા ઉંચા ઘરની દીકરી મેળવવા તો સાત જન્મથી તપ કરવાં પડે તપ! ત્યારે એ મળે. પણ હું કાંઈ થોડીજ વિચાર કર્યા વિના એમને એમ દોરી દેવાની હતી? તેને તો અમારા જેવું સુખિયું કુટંબ અને રૂપાળો હુશીયાર વર મળે, એવા સ્થળેજ આપવાની જો! નંદિની અને બિંદુના રૂપ રંગમાં તો ઘણોએ અંતર! નંદિની રહી રૂપાળી અને ઉજળી અને બિંદુ તો શું જરા રહી શામળી. વળી તમારી પાસે પૈસા નથી! મારા જેઠ હતા સાદા ને ખરચાઉ. તેમણે પૈસે બચાવી નહિ. નીકર? હશે. તોપણ કાંઈ ફિકર નહિ. મેં એકવાર મનપર લીધું કે કર્યેજ છુટકો. સમજ્યાં?"

એ અમાણે સોનાની બંગડીઓ હાથમાં પહેરી છે

એવા ચમકતા હાથ ડોલાવતી ડોલાવતી તારિણીબાબુની બહુ આપ વડાઈના બણગાં ફુંકતી ધીરજ આપતી, એટલે બિચારી ભોળી બિંદુની માતાને કાંઈક શાંતી વળતી.

બંગાલમાં એક શરદ્ ૠતુમાં પૂજાનો તહેવાર ઉજવવાની પ્રણાલિકા છે. અને તે પ્રસંગપર તારિણીબાબુ રજાપર ઘેર આવ્યા હતા. આવતી વખતે પોતાની રમણી માટે તેઓ સારાં સારાં ઉંચા કપડાં અને ઘરેણા દાગીના કરાવતા આવ્યા. કેમકે તે તેમનાં બીજીવારના પત્ની હતાં. તે સાથે ઘરના બીજા માણુસો માટે પણ મોટા નાના કપડા ઘરેણા તે લેતા આવ્યા હતા. નંદિની : માટે તે ડાકાની મલમલની જરીયની સાડી અને અંબોડાપર ભેરવવાના સોનાના આંકડા પણ લેતા આવ્યા હતા.

તારિણીબાબુ આવ્યા ત્યારે ગામમાં જ્યાં ત્યાં 'બરદ્વાનના નાઝર સાહેબ આવ્યા' એમ જે તે બોલવા લાગ્યું. તેમના ઘેર માણસોની આવજા શરૂ થઇ. સવાર સાંજ ખુશામતખોરો તરફથી સ્તુતીપાઠો શરૂ થતા. તહેવારના દિવસ એટલે દેખીતી રીતે ખરચના દિવસો. જેથી કેટલાક બાબુ પાસે ઉછીતા પૈસા લેવા, કેટલાક સરકારી કામકાજના પ્રસંગે સલાહ લેવા, કેટલાક પોતાના છોકરા કે સાળા ,જમાઈની સારૂ નોકરી માટે ભલામણની ચીઠી લખાવી લેવા, તો કેટલાક વગર કામે

કેવળ ગામના સંભાવિત ગ્રહસ્થોને ખુશ કરવા ખાતર જ આવ્યા હતા. આવી જ્યાં તડામાર ચાલતી હતી ત્યાં બિચારી બિંદુના લગ્નની વાત કોણ ઉચારે? હું હું કરતા પૂજાના તહેવારના દિવસો નીકળી ગયા. અને રજાનું પખવાડીયું પુરૂં થતાં નાઝર સાહેબ પાછા, નોકરીપર દાખલ થવા બરદ્વાન ઉપડી ગયા. અને બિચારી બિંદુના વિવાહની વાત પાછી લંબાણે પડી.

તાલપુષ્કર ગામમાં બિંદુના બાપનો એક બાળસ્નેહી રહેતો હતો. જેના દિકરાનું નામ હેમચંદ્ર બોસ. હેમચંદ્રને તેના માબાપે સારી કેળવણી આપી હતી. બરદ્વાનની સ્કુલમાં ભણીને તેણે પ્રવેશક પરિક્ષા પસાર કરી હતી. પછી તે કલકત્તાની કોલેજમાં અભ્યાસ કરવા દાખલ થયો. પણ કમનસીબે તેને દગો દીધો. તેનો બાપ ગુજરી જવાથી તેને કોલેજ છોડવાની ફરજ પડી. અને હવે તે પોતે તાલપુષ્કરમાં પોતાના ઘેર આવીને રહ્યો હતો. અને પોતાના બાપની જે કાંઈ થોડી ઘણી માલમીલ્કત તથા પાધર વાડી હતાં તે સંભાળીને તેના પર ગુજરાન ચલાવતો હતો. બિંદુ ન્હાની હતી ત્યારથીજ હેમચંદ્ર તેને ઓળખતો હતો. પોતાના બાપના મિત્રની એ દીકરી છે એમ જાણીને તેનો તેનાપર ઘણોજ પ્રેમ હતો. તેણીની સાથે સંબંધ કરવાથી જો કે પોતાને બિલકુલ ચાંદલાની રકમ મળવાની નથી, તો પણ બિંદુ એક સદગુણી કન્યા છે, એટલા લાભ ઉપર તેણીની સાથે લગ્ન કરવાનો તેણે નિશ્ચય કર્યો. કોઇપણ

બાબત જનસમાજમાં પ્રસરતાં વખત લાગતો નથી. અને તેમાં વળી આવી બાબતતો પાણીના પુરની માફક પ્રસરી વળે છે. તેણે બિંદુ સાથે લગ્ન કરવાથી, તેને જે ગામના પાંચ માણુસ એક વ્યવહાર દક્ષ કહેતા હુતા, તે વિચાર શુન્ય કહેવા લાગ્યા. જે તે તેને હલકી નજરે જોવા લાગ્યું. કેટલાક તેના આપ્તવર્ગ તરફથી તો નેમ નહી કરવા માટે સખત ઠપકો અને તાકીદ પણ આપવામાં આવી તોપણ દૃઢ નિશ્ચયવાળા હેમચંદ્રે પોતાનો વિચાર જરા પણ ફેરવ્યો નહિ. બિંદુ સાથે લગ્નનું ચોક્કસ થયું તેવારે હેમચંદ્રને હલકો પાડવા માટે વિઘ્ન સંતોષીઓના મોઢાથી એવા પણ શબ્દો નીકળતા કે હેમચંદ્ર ખરાબ ચાલનો હઠવાદી માણુસ છે. તે તો તેણીને આ પહેલાં પણ લાગ સાધીને એકાંતમાં મળતો હતો, અને સાંજ વખતે તાલ સરોવર ઉપરથી બિંદુ ઘેર આવવા નીકળતી, ત્યારે હેમચંદ્ર તેની પછાડી પડીને એકાંતમાં લજા મુકી વાતો કરતો ' આવી અનેક ગપ્પાઓ ગામમાં પ્રસરી રહી હતી.

બિંદુની કાકીને આ સંબંધ થએલ જોઈ એકવાર ઠીક લાગ્યું કે " ઠીક આ બિંદુની વચમાંથી લપ ગઈ કે જેથી મારિ નંદિનીને માટે હવે સારૂં ગમે તેવું ઊંચુ સ્થળ શોધી કાઢી આપું, તોપણ લોકો તરફથી મેણું ન મળે " આમ કેહતી તે પોતાની જેઠાણી પાસે જઈ કહેવા લાગી કે " લ્યો બિંદુની બા ! હવે તો ચિંતા ટળી"

તારિણી બાબુની વહુના મનમાં અંતઃકરણથી કાળજી ન હોય એ સ્વાભાવિકજ છે, અને અહિ પણ એ જન સૂત્રમાં તફાવત ન હતો. જોશીએ સુમુહુર્ત કાઢી આપતાં તે દિવસે બિંદુનું કન્યાદાન આપવામાં આવ્યું.

બિંદુની પિતરાઇ બહેન નંદિની એ તો નાઝર સાહેબની દીકરી! તેના માટે ઘણા ઘણાઓ તરફથી માગાં આવતાં હતાં, એટલે બિંદુની માફક તેના માટે સ્વાભાવિક રીતેજ ચિંતા નહતી. નંદિનીના પણ લગ્ન તેજ વરસમાં મોટી ધામધુમ સાથે એક શ્રીમાન જહાગીરદારના પુત્ર સાથે થયાં. પોતાની દિકરી પૈસાદારને ઘેર પડેલી જાણી તારિણી બાબુની વહુને આનંદનો પાર રહયો નહિ. લગ્ન વખતે બિંદુ અને નંદિની બંન્નેની ઉંમર બાર બાર વરસનીજ હતી.

આ પછી બે વર્ષ વીત્યા બિંદુને ચૌદમું વરસ બેઠું. સુધા આ વખતે આઠ વરસની હતી. તેણીનું લગ્ન પણ પોતાની હયાતીમાં થઇ જાય તો ઘણું સારૂ એમ તેણીની ઇચ્છા હતી. " જો તેણીના લગ્ન પહેલાં મારો દેહપાત થશે, તો મરતી વખતે તેટલી એક ઇચ્છા મારા મનમાં રહી જશે, " એમ તે કહેતી પણ માણસ ધારે છે કાંઇ અને થાય છે કાંઇ! **न जाने जानकी नाथ, प्रभाते किं भाविष्यति ?** સુધા બિચારી કુંવારી હતી ત્યાંજ તેની માતા મૃત્યુવશ થઇ. દુર્દૈવે તેણે આખો ભવ દુઃખમાંજ કાઢયો, તોપણ તેણે કદીએ ઉદાસીનતા મોઢાપર આણી ન હતી. તેણીની સહન શક્તી

અહોકીજ હતી.

પોતાની માતાના મરણથી બિંદુ અને વિશેષે કરીને સુધાને ઘણુંજ દુઃખ થયું. આ વખતે તેઓને ઉપર આકાશ અને નિચે ધરતીજ હતી. પણ વિવેકી હેમચંન્દ્રે બન્નેને તેમની માતા યાદ ન આવે, અને શાંતીજ તેમને જણાય એવી રીતે તજવીજ રાખી. જો કે હેમચંદ્ર બિચારો સાધારણ સ્થિતીના માણસ હતો, અને બિંદુની માતાના મરણથી હવે સુધાપણ તેના ગળામાંજ પડી હતી. તોપણ તે જરાએ ગભરાતો કે ખિજવાતો નહતો. બિંદુને પણ હેમચંદ્ર બાબુની આવી દુર્બળ સ્થીતી હોવાથી વિશેષ ઘરાણા નહતા, તોપણ તેણીનો સ્વભાવ તેની માતા સરખો સંતોષી હતો, તેથી તેણીએ હેમચાદ્રને એ વિશે કદી એક શબ્દ સરખો પણ કહ્યો ન હતો! અને પોતાના કહેવા વિના જ્યારે સુધાને પોતાના પતિએ આશ્રય આપી, તેણીની બાળ સ્વભાવની માગણીયો પણ પ્રસંગવશાત પુરી પાડે છે, એ જોઇને તો તે વધારે ને વધારે સરલ તથા નમ્ર થવા લાગી, જેથી એ દંપતીમાં જે પ્રેમ બીજ હતું તેનો અતુલ મોટો વૃક્ષ થવા લાગ્યો.

આ વાતને આજે ચાર વરસ થઇ ગયાં છે. બિંદુની ઉમર વીસ વર્ષની થઇ છે, તે બે બાળકોની માતા થઇ છે. નંદિની અને લતાગોરી પણ હવે સાસરે રહેતી હતી, વચમાં વચમાંથી તાલપુષ્કર તેઓ આવતી, ત્યારે

પોતાની બહેનપણી બિંદુને તે મળવાનું ભુલતી ન હતી, કેમકે ત્રણે બાળાઓ સરખી ઉમરની સહચરીયો હતી. તેમને જુદા જુદા ગામે જુદા જુદા સ્વભાવના સાસરીયાઓમાં વરાવવામાં આવી હતી. તેથી તેમને જુદાજુદા પ્રસંગો અનુભવવા પડતા હતા. તોપણ બાળપણ માંહેનો એક બીજી માટે બંધાયેલ દૃઢ પ્રીતી જરાપણ કમી થતી નહુતી. એક બીજીના સુખદુખના પ્રસંગે તેણીઓ એક બીજી ને આશ્વાસન આપતી, અને વિશ્રામરૂપ થઈ પડતી.





## પ્રકરણ ૩ જું.

# ગૃહસૌખ્ય.

હરિગીત.

ગૃહસૌખ્ય નથિ નાણા વિશે માળા ન મ્હેલાતો મહી,
ગૃહસૌખ્ય નથિ મિષ્ટાન્ન પાને કે અમુલ વસ્ત્રો લહી;
ગૃહસૌખ્ય નથિ આભુષણોમાં રંક કૈ નૃપ ગૃહ કંહી,
ગૃહસૌખ્ય ત્યાંજ સદા વસે ગૃહિણી પતી પ્રીતી ચહી—૩

રાત્રીના દસ અગીયાર બજવાનો સમય આ વખતે તાલપુષ્કર ગામમાં સર્વત્ર શાંતી પ્રસરી હતી. અજવાળી રાત્રી હોવાથી સઘળી સૃષ્ટી જાણે ચાંદીના મુલામા વડે મઢેલી હોય એમ આભાસ થતો હતો. નિચે ભુપરના તાલવૃક્ષ અને નેતરની સોટીઓના પર પડતા ચંદ્ર કિરણો, અને ઊપર નિરભ્ર નિલવર્ણ આકાશના મિશ્રણની શોભા રમણીયતા અને મનહુરપણુ સૃષ્ટી સૌંદર્યમાં ઉત્પન્ન કરતાં હતાં. આ વખતે તાલ સરોવરનો દેખાવો અનુપમ કવિ પ્રતિભાને ઉત્તેજીત કરનારો એવો હતો. વાયૂની મંદગતીવડે સરોવરના પૃષ્ટ ભાગ ઉપર પ્રસરતી ઝીણી મોટી લહરીઓ, અને તે ઉપર પડેલા ચંદ્ર પ્રકાશથી જાણે ચંદ્ર કીરણો અને સરોવરની વારિ લહરીઓની રાસક્રીડાજ ચાલી રહી હોય એમ પ્રેક્ષકને જણાતું સરોવર માંહેનું શીતલ પાણી તે શુભ્ર પ્રકાશમાં ચમકતું

ત્યારે તે એક શ્વેતજાતી કુસોમાંથી આચ્છાદિત દેશ હોવાનો આભાસ થતો.

શાંતી દેવીનું આ વખતે સામ્રાજ્ય ચાલી રહ્યું હતું. ક્વચિત કોઈ વૃદ્ધ માણસ પોતાની ઓશરીમાં તમાકુની ચલમ પીતો, વચમાંથી ખોકી ખોકીને રૂંધાયેલ કંઠ સાફ કરતો તો તે શબ્દ સંભળાતો. કોઈ મોટાના ઘેર કામ કરનારી મુલણ ઠામ વાસણો માંજીને આ સરોવરપર ધોત્તી વીંછળતી તો તે વખતે સંભળાતી હતી. ખેતરમાં માચડાપર બેસીને કોઈ ખેડુત કાંઈ ગામડીયું ગીત લલકારતો હોય તો તેનો ધ્વની પવન લહરીયો સાથે વખતે કર્ણપટપર અથડાતો હતો. બાકી સર્વત્ર સ્તબ્ધતાજ હતી.

આ વખતે એક તરૂણી ઘરનું કામકાજ આટોપીને, પોતાની સુવાની ખોલીની બહારના ભાગની ઓસરીપર બેઠી હતી. તેનો પતી આજે આઘાપ આવેલ ન હતો, તેથી એ તેની રાહ જોતી બેઠી હતી. અને તેણે શુભ્ર વસ્ત્ર પહેર્યું હતું. એ ઉપર તથા તેના વિચાર યુક્ત મુખકમલ ઉપર ચંદ્રનો પ્રકાશ પડ્યો હતો- તેથી તે એક અનુપમ સુંદરી જણાતી હતી. પ્રિય વાંચક! આ મુગ્ધા તે પિંકુજ હતી.

હેમચંદ્રજીને કુત્રીમ દાઢી ચોટાડીને ખાખીબાવા બનાવી, તેની હત્યા કરવાની ધારણામાં સુધા હજી ઊંઘી નહતી પણ તેણીનો એ નિશ્ચય વધારે વખત ટકી શક્યો

નહિ. આ એો દિવસ રમતમ [illegible] કમો વખત કાઢનારી સુધા [illegible] પડ [illegible] બેઠી હતી ત્યાંજ ઝોકાં ખાતી સુ [illegible] દ્રમાં [illegible] રક્ત હોઠ હસવા પ્રમાણે એક બીજા [illegible] હતા. કોઇ [illegible] તેને જો એ વખતે જોઈ હતે, [illegible] રમણીય મોઢાપર ચંદ્ર કિરણો દ્વારા દિવ્ય સુખ [illegible] ચાર સ્વર્ગમાંથી તેણીની સ્વપ્ન સૃષ્ટીમાં ઉતર [illegible], એમ જણાયા વગર કદી રહેત નહિ. બિંદુ પોતાના પ્રિય પ્રાણેશની રાહ જોતી હવે એકલીજ બેઠી હતી. દરવાજા બહાર પગલાંનો ખડખડાટ થએલો જાણીને સંભળાયો તુરત દરવાજો ઉઘાડયો હેમચંદ્ર બાબુ ઘરમાં આવ્યા.

હેમચંદ્રની ઉંમર ચોવીસ વરસની હતી તેનું કપાળ પહોળું અને તેજસ્વી હતુ ચહેરો રમણીય હોવા સાથે નેત્રો પાણીદાર હતાં. ઘણા દૂરથી ચાલીને આવેલ હોવાથી તેના પગ માંહેના બુટ રજોટાયા હતા. બિંદુએ હાથ પગ ધોવા માટે ગરમ પાણી લાવી આપ્યું જે વડે તે હાથ પગ ધોઈને બાબુ બાંકપર આવી બેઠા. એટલે બિંદુએ ખાવાની પુછ પરછ કરવા માંડી તે બોલી " આવવા આજે ઘણી રાત્રી થઇ ? વ્યાળુ હજુ કર્યું નહિ હોય ? "

" અરે વ્યાળુ શાનું ? હું રાત્રી થતાં અવલજ આવવા નિકળ્યો હતો, પણ એટલામાં કટવા ગામના મારા એક મીત્ર મળ્યા. તેમની અને મારી ઘણી જુની

મિત્રતા એટલે આગ્રહથી મને તે પોતાને ઘેર લઈ ગયો. વળી ત્યાં થોડો નાસતો કરવો પડયો. ઠીક પણ તમે બ પોર્યે વાળુ આટોપ્યું કે નહી ?"

"સુધા તો જમીને સુઈ પણ ગઈ. હું માત્ર હજુ વ્યાળુ કરી નથી. આપની રાહ જોતી હતી. હવે થાળી પીરસું કે ? બિંદુએ નમ્રતાથી પુછ્યું.

"મને બહુ ભુખ નથી, પણ ચાલો તમારા આગ્રહ પ્રમાણે બે કોળીઆ જમી લઉં." આમ કહી હેમ ચંદ્ર ઉઠયો.

બિંદુએ થાળી પીરસી. જમવાનું સાદુ પણ સ્વાદિષ્ટ હતું. રીતી પ્રમાણે ભાત અને વાડામાં ઉગેલા ભીંડા કારેલાનું શાક, તથા બગીચા માંહેની શ્રીફળીના તદન કુમળા શ્રીફળને વાટીને તેની ચટણી બનાવી હતી તે. એ શિવાય ઘરની ગાયનું દુધ તથા દહીં પણ વાટકામાં ભરી પાસે મુકયું હતું.

હેમચંદ્ર બાબુ જમતાં જમતાં બોલ્યા– પ્રિય બિંદુ બાબુ માટે દવા લાવ્યો છું. પણ તે તેને અત્યારે આપતી નહી. રાત્રે જો તેને બરાબર નિદ્રા નજ આવે તો પછી આપવાની છે. બાકી જે કામ માટે ખાસ હું કેટવે ગયો હતો તેનો થવું બાકીજ છે,

"એમ કેમ વારૂ ?" બિંદુએ આશ્ચર્યતાથી પુછ્યું.

"ઘાણી જુની મારી પીછાનના ત્યાં એક વકીલ છે તેમને મળ્યો અને તારા પિતાના ખેતર સંબંધીની સઘળી વાત તેમને જણાવી."

" પછી તે શું બોલ્યા ? "

" તેમણે કહ્યું કે કોર્ટમાં ફરીયાદ કર્યા વિના તે ખેતરો તમારા કબજામાં આવશે નહીં.

ના પણ એમ કેમ બની શકે વહાલા ! શું કાકાશ્રી ઊપર ફરીયાદ કરાય ? મારા બાપુ ગુજરી ગયા પછી તો તેમણેજ અમને મોટી કરી મારૂં લગ્ન કર્યું. વળી કાકી પણ મારા ઊપર ઘણું હેત રાખે છે. તેહવારના દીવસોમાં પણ હજુ છોકરાં જાણી મેવો મીઠાઈ મોંકલાવે છે. હવે તો એ કાકા કાકીજ મારે માવતરને ઠેકાણે તો ! અને તેમના પર ફરીયાદ ?

બિંદુની વાત સાંભળી હેમચંદ્રને જરા હસવું આવ્યું તે બોલ્યો– " મને નથી લાગતું, કે તારા સાથે મારા લગ્ન થયાં– તેથી હું તારા કાકાના ઉપકારના બોજામાં દબાયો હોઉં? વિવાહ વખતેતું અજ્ઞાન હતી, એટલે તે વખતે શું શું થયું તેની તને શી ખબર ? ઠીક પણ તેની તને ખબર પડવાની જરૂર નથી. પણ તારા કહેવા પ્રમાણેજ કોરટે ચડી ટંટા બખેડા કરવાની મારી ઇચ્છા નથી. મને કોર્ટનું પગથીયું એ માથાનો ઘા થાય છે. પણ શું કરવું ? "

" તે ગમે તેમ હોય તોપણ કાકા ઊપર ફરિયાદ માંડવી એ ઠીક દેખાશે કે ? વળી આપણે રહ્યાં ગરીબ ! ન્યાય મેળવવામાં વકીલ સારૂં ખરચવા પઇસા જોઇએ તે કોની પાસે છે ? આ ગરીબાઈમાંજ આબરૂસર

[illegible] છે, સવાર સાંજ સુકો પા [illegible], અને આ એ ચંદ્રમાં જેવા ખ- [illegible] થાય તો જાણે ગંગા ન્હાયા. એ- [illegible] અમ- સ્વર્ગનું સુખ મળ્યું. આ આ પણ [illegible] કડા છે, તેમાંજ પ્રભુની દયા હશે તો [illegible] પામશે. અને વડિલોએ આ બાંધેલું ન્હાનકડું ઘર [illegible], એટલે આપણે આપણને મોટા રાજકારભાર છે એમજ માનશું !

હેમચંદ્ર બાબુના મોઢાપર થોડી કૃષ્ણવર્ણ છાયા છવાઈ તે જરા કંપીત સ્વરે બોલ્યો- " વિવાહ થયો તે વખતે આવીજ રીતે સઘળા દિવસ દારીદ્રમાં કાઢવા પડશે એવી મને ખબર ન હતી. પણ તગદીરજ દારિદ્રથી મઢેલું બીજુ શું? પણ તેમાં તું એક સમાધાનવૃત્તીથી રહે છે એ ખુશી થવા જેવું છે. પણ તને આવી ભીખારણ જેવી સ્થીતિમાં રહેતી મારાથી જોયું જતું નથી. હું પુરૂષ છું. પછી મારા મનમાં એ માટે ચીંતા કેમ થયવિના રહે ? "

પોતાના પતિના આવા દુખોદ્ગાર સાંભળી બિંદુને પણ લાગી આવ્યું પણ પોતાના મનની તેવી સ્થીતી થઈજ નથી, એમ બતાવવા ખાતર તે હસતો ચહેરો રાખી બોલી- " નાથ ! શું આ આપને દારિદ્ર છે એમ લાગે છે ? ઘરમાં અમોને શું ઓછું છે ? એક મહારાજાને પણ અમારૂં સુખ જોઈને તેની ઈચ્છા થયા

બહાર રહેશે નહી. ઠીક ત્યારે પણ રાજાઓના થાળમાં શોભવા જેવી કાંઈ ચીજ લાવું કે

બિંદુના આ વિવેકથી અને વિનોદ પ્રિય ભાષણથી હેમચંદ્રને પણ હસવું આવ્યા વિના રહ્યું નહી. તે બોલ્યો—" બહુ સારૂ રાણી સાહેબ ! ત્યારે આ રાજા બહાદુરના ભોજન સમારંભને દિપાવે એવું કાંઈ પકવાન લાવો ત્યારે જોઉં ! "

બિંદુએ સવારે બાગ માંહેની કાચી કેરીઓ આણીને, તે ખમણીને તેમાં મસાલો ગોળ વીગેરે નાખીને ભાત સાથે ડાળની માફક જમવા માટે દેશી રીતી પ્રમાણે ખટમધુરૂં ખમણ તઈયાર કર્યું હતું, તે પથરના વાટકામાં લાવી રજુ કરતાં તે બોલી— " આ રૂપાના વાટકા માહેનાં અમૃતરસનો સરકારસ્વારી ઉપયોગ કરશે કે ? "

હેમચંદરે તે ભાત ઉપર લઈને ઘણાં સ્વાદ પુર્વક એક સબડકો મારીને કહ્યું— ખરેજ. રાજા મહારાજાના થાળમાં શોભવા જેવીજ આ ચીજ છે. પણ એમાં અમારા રાજમાં પાકતા આંબાની મધુરતા કરતાં, આમાં તો અમારા રાણી સાહેબના હાથથી થયેલ બનાવટને લીધેજ વધારે મિઠાશ આવી જણાયે છે !

ઝ્યાચે થઈ રહ્યું. બંગાલી પદ્ધતી પ્રમાણે છેવટે દુધચોખા જમવાની શરૂઆત થઈ. હેમચંદ્ર બાબુ જમતી વખત ચાલતા આ પ્રેમ પ્રહસનનો છેલો અંક ખલાસ થતાં તેમણે એક ધની–દુધ આપનાર ગાયની–છે

વડે તે સ્વાદિષ્ટ બનાવનાર સ્વપત્નીના કોમળ હાથની ખુબ તારીફ કરી. પછી મોઢું હાથ સાફ કરી, બિંદુના હાથની પ્રેમાળ પાનબીડી લઇ તે એક ખુરસી પર બેઠા અને બિંદુ હવે જમવા બેઠી.

તે પોતાના નીત્યના વિનયી સ્વરે બોલી– " નાથ! હવે કાંઇક ઉપાય વડે પણ કાકા સાથેના આ બખેડો કાઢી શકાશે નહિ કે ? મને લાગે છે આમના ચાર સંભવિત ગૃહસ્થોને પચ નીમી તકરારનો નિકાલ આણવો.

" મેં મારા તરફથી સઘળું કરી જોયું. પણ વ્યર્થ ! તારા કાકાનું એકજ કહેવું છે, કે તે ખેતર તો તેમનું પોતાનુંજ છે. દસ વરસથી પોતે વહીવટ કરે છે, જમીનદારના ખાતામાં તે તેમનાજ નામ ઊપર છે. અને તેમાં મહેનત પણ તેમણે ઘણી કરાવી છે, હવે બીંદુ અને સુધા એ બન્ને પોતાની નંદીની જેવીજ દીકરી છે, તેથી કાંઇક આપીશ પણ કીંમત તરીકે નહી, એટલે તે આપણી સ્થિતી જોઇ કાંઇક ચોથાભાગની રકમ જેટલું વળી આપશે. બીજું શું ? "

" હું તો દેખીતી રીતે બાઇ માણુસ. મને આપના જેટલી આવી બાબતમાં થોડીજ ખબર પડે ? પણ મારી તો એટલીજ વિનંતી છે, કે કાકાશ્રી સાથે ટટો બખેડા ન કરતાં જે કાંઇ મળે તે લઇ સંતોષ માનવો. કેમકે અત્યારે દાવો કરવામાં પઇસો જોઇએ તે આપણી પાસે નથી. કરજ કરી દાવો લડયા, તેમાં ફાવ્યા

તો જે પેદાશ આવે તે એ કરજમાં ભરવી પડે, અને જો હાર્યા તો તો ઉલટું ખાતર વાંસે દીવો, અને વળી કાકા સાથે અમારે વેર થાય એ જુદુંજ ! માટે સુખ સમાધાનીથી જે મળે તેજ લેવું. જો કે તે જમીનનો બદલો જુજ નામનો આવશે, પણ ઊપાયશું ? મને તો આ કોરટોના ન્યાયની બહુ બીક લાગે છે કાયદા બાયદા હું શું જાણું ? પણ મારા વ્હાલા જે વિચાર કરી કરશો તે સારૂંજ હશે. એમ હું માનું છું. ”

હેમચંદ્ર બાબુ થોડીવાર વિચાર કરીને બોલ્યા— “ પ્રિયા તું સ્ત્રી જાતી છે એ વાત સાચી. પણ તારા જેવી ડહાપણ ભરેલી સલાહ આપનારી સ્ત્રી જેના ઘરમાં છે, તેનો સંસાર ખરે ધન્ય છે. હું હવે તારાજ કહેવા પ્રમાણેજ કરવાનો છું. આપણને એ ન્યાય નથી જોઈતો; વારંવાર કોરટોમાં ધકકા ખાવા નથી જોઈતા, અને વકીલોને વારે ગડીએ મિન્નતવારી કરવી નથી જોઈતી, તારા કાકા હાલમાં ઘેર આવ્યા છે, તેમને કાલેજ જઈને હું મળુ છું અને સલુખાઈથી પતાવી દઉ છું ચાલો હવે બીજી કોઇ પણ બાબતમાં સલાહ જોઈતી હશે ત્યારે આપણે તો હવે આપણા ઘરના વકીલ—બારીસ્ટરની લેવાના પારકા પાસે જાય કોણ ? ”

હેમચંદ્રના આ હાસ્ય પ્રધાન વાકયથી બિંદુ બીચારી શરમાઈ ગઈ. તે બોલી વહાલા ! બહું થયું એતો. હવે નિદ્રા નથીકે આવતી ?

રીતે બોલતાં બિંદુએ હેમચંદ્ર ભાણુનું બિછાનું તઇયાર કર્યું. હેમચંદ્ર એકદમ કંઇક યાદ આવ્યું હોય તેમ ચેહરો કરતો બોલ્યો– " પણ બિંદુ તું જમી કે ? અહો હો ! આતો અરધી ઉપર રાત ગઈ ! જા હવે. "

પોતાના પતીના મોઢાના એ પ્રેમાળ શબ્દથી, બિંદુને પોતાના જેવી આ જગતમાં બીજી કોઈ સુખી સ્ત્રી હશે. કે કેમ તેનીજ શંકા લાગી. તે શરમાતી બોલી– " શું આપને મારાં જમ્યા વિશેની પણ વિસ્મૃતી થઇ કે ? ઠીક એતો બધી ઠગાઈ ! આમ કહેતી તે પણ પોતાના બન્ને બાળકોને ગોદમાં લઈ નિંદ્રાવંશ થઇ. પ્રેમી દંપ્તી સુશાંત થયું. આ વખતે રાત્રી ફક્ત ત્રણ ચાર કલાકજ હવે રહી હતી.



## પ્રકરણ ૪ થું.

# ભવિષ્ય કાલનાં પૂર્વ છાયા.

ઉપજાતી.

સગા સબંધી જન મિત્રકો'માં,
દરિદ્રિને માન નહી મહીમાં,
સંપત્તિના તોર મહી તણાએ,
જ્ઞાની સદાએ જગમાં ગણાએ. ૪

બીજે દિવસે હેમચંદ્ર બાબુ તારિણી બાબુના ઘેર આવ્યા. તારિણી બાબુનું ઘર એ ગામમાં એક સંભાવિત ગૃહસ્થના ઘર તરીકે ઓળખાતું હતું. અર્થાત્ તે ઘરનો ઠાઠ વૈભવી હતો. ઘરની બાજુમાં મોટી વખારો અનાજની ભરેલી હતી, બાજુમાંજ એક ઘોડા, બળદ, ગાયો, ભેંસો વીગેરે જાનવરોને બાંધવાના તબેલા અને ગૌશાળા હતી. શરદ પૂજાના સમારંભ માટે એક દિવાનખાનું ખાસ તૈયાર કરવામાં આવ્યું હતું, અને જાત્રાની રમત ગમત જલસા માટે એક મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. શ્રીમાનના બંગલાઓમાં આ પુજાના દિવસોમાં રામલીલા અને હરિકથાના મેલાવડા થાય છે. તારિણીબાબુ ઈગ્લીશ સ્ટાઇલના સરકારી નોકર હતા, એટલે બે વરસ પહેલાં તેમણે ઘરના આગલા ભાગમાં એક વિઝીટીંગ રૂમ પણ રાખ્યો હતો.હેમચંદ્ર ગયો ત્યારે

તારિણીબાબુ એક ખુરસીપર બેસીને લાંબી નેહવાળો હુક્કો ગુડ ગુડાવતા બેઠા હતા. અને ગામના લોકો તેમને મળવા આવ્યા હતા, તેમની સાથે વાર્તાલાપ કરતા હતા. હેમચંદ્રબાબુ આવ્યા બરાબર તેમને મળીને એક નોકરને બોલાવી તારિણીબાબુએ તેને ઘરમાં લઇ જવા કહ્યું.

ઘરની અંદર પણ જ્યાં ત્યાં ગાર ગોરમટી અને વ્હાઈટવોશ તથા રંગ કામ વિગેરેથી ચટકદાર શોભા આણવામાં આવી હતી. હેમચંદ્ર બાબુ ઘરમાં જઇને પોતાની પીતરાઇ સાસુને પગે લાગ્યો. તેણીએ પણ તેના દુખણાં લઈ આશીર્વાદ આપ્યો. તારિણી બાબુની સ્ત્રીની ઉંમર ચાળીસેક વરસની હતી. તેનો ચહેરો હસતો અને શ્રીમંતાઇને લીધે શરીરમાં સ્થુલતા વ્યાપેલી હતી, તે બાંધે કદાવર નહતી. પણ હીંમતથી શ્રમ ભરેલું કામ તે સહેલાઇથી કરી શકતી. તેનો સ્વભાવ અને બોલવું ચાલવું સભ્યતા ભરેલું હતું. તોપણ તેમાં મોટાઇની 'ડાઇનો થોડો ઘણો ડાળ આવી જતો. પણ તેમાં વિશેષ આશ્ચર્ય જેવું નથી, કેમકે ધણી સારા હુદ્દાની નોકરી ઉપર હોય, અ ઘરમાં પૈસે ટકે સુખી સ્થીતિમાં હોય, ઘરેણું ગાંઠા પણ પુષ્કળ હોય, એટલે પ્રત્યેક સ્ત્રીને ગવની પીડા તો થાયજ. ગર્વ ન હોય એવી તો કોઇકિજ સ્ત્રી મળી શકે.

હેમચંદ્ર બાબુ ખુરસી પર બેઠા. એટલે તારીણી

બાજુની સ્ત્રી બોલી— " બાપુ સાહેબ ! આજે અમો તમને સવળ યાદ આવ્યાં ? તમારૂં ઘર અમારા ઘરથી બહુ દુર નથી. છતાં દિવસોના દિવસ અને મહિનાના મહિના ચાલ્યા જાય તોપણ હાનજ નહિ ? તમારી આ બુઢી સાસુ જીવે છે, કે મરી ગઈ એટલી તો કાંઈ ખબર લેવી ? "

" કેમવારૂ ? તમારા અહીંની ખબર તો અમે રોજ રોજ અને ક્ષણે ક્ષણ મેળવીએ છીએ. મને પોતાને આવવાને વખત મળતો નથી, પણ તેનો ઉપાય શું ? અમારી સ્થિતી પડી ગરીબ ! અમારે ત્યાં કાંઇ ચાકર નોકર થોડાજ છે ? સંસારનાં કામકાજ અને છોકરાં છૈયાં સંભાળવામાં દીવસ કયાં ચાલ્યો જાય છે તેનીપણ ખબર પડતી નથી. એટલે અવાતું નથી. "

" આતો એક તમે આગળ કાંઇક બહાનું ધર્યું. ઠીક. પણ ત્યારે બહેન નંદુએ તેવીજ કામમાં રોકાતી હશે કાં? તેને મેંજ ન્હાનીથી મોટી કરી. મેંજ લગ્ન કરાવ્યું. અને તેનેજ હવે મારી યાદ ન આવે, એતે શું ? "

" વાહ ! આપ આમ શું બોલો છો? તે આપના માટે હર હમેશ પુછયા કરે છે. અને મારે 'નંદિની બહેનને મળવા જવું છે' એમ તે આવ્યાં છે ત્યારથી રોજ કહ્યા કરે છે. પણ તેને વખત કયાં મળે છે ? ઘરનાં સઘળાં કામ તેનેજ કરવાનાં. વળી તેમાં ન્હાનો છોકરો જરા માંદા જેવો, એટલે તેનાથી ઘર છોડી જ-

શએ બહાર નીકળી શકાતુંજ નથી. પણ ત્યારે નહિ-નીજ એક દિવસ અમારે ત્યાં આવે, તો તે બહેનો બ-હેનો મળશે અને સ્હેજે તેના ભાણેજાં પણ જોઈ જશે.

"છટ, ના—ના. એ કેમ બને ? અમારી નંદિની તો મોટા ઘરની વહુ દીકરી ગણાય. તેનાથી બીજા આના ઘેર જવું એ તેના સાસરિયાંને કેમ ગમે ? કે-મકે તેના ઘેર વૈભવજ તેવો છે!ધનપુરમાં તેના સાસ-રાનું ઘર જુનું પેઢી દર પેઢીથી વખાણમાં છે. અને પ્રાચીન કાળમાં તેમના વાડ વડિલો નગરના દિવાન હતા

"તે વાત કંઈ મારા જાણુવા બહાર નથી."

"ખરૂં છે. તમારા જાણુવામાં નહોય એમ બનેજ નહીં. દિવાન ધનેશ્વરદત્તનું નામ એક ન્હાનાં છોકરાથી માંડીને વૃદ્ધ ડોસા પર્યંત આ બાલ વૃદ્ધના જાણુવા બ-હાર નથીજ. તેમના ઘરની એક દીકરી બરદ્ધાન પર-ણાવી, ત્યારે પચસ હજારનું આંધણુ મુકાયું હતું—પચાસ હજાર ! તેમને ત્યાં શું હજારનાયે હિસાબ છે કાંઈ ?

"પણ આવું વગર કારણે ઉડાઉ પણુ તે શું ?" હેમચંદ્રથી એકદમ બોલાવી જવાયું.

હેમચંદ્રને કોલેજનું શિક્ષણ મળ્યું હતું, અને તેથી તેના વિચારોને નવીન પદ્ધતીનું હિતાહિતનું ભાન થાય એવું ચાલન મળેલું હતું, એટલે કેવળ લગ્ન સ-મરંભમાં આવી રીતે પચાસ પચાસ હજાર ઉપર પાણી ફેરવવું એ તેને પસંદ નહતું.

હેમચંદ્રની આ પિતરાઈ સાસુએ તુરત તેની ટીકાનું સમાધાન કરવા કહ્યું—તેમાં વળી ઉડાઉપણું શાનું ? ગરીબ ભીખારીઓ, અને નબળી હાલતના ન્યાતીલા ઓને જમણ તથા કપડલત્તા મળે, તેમાં શું પુણ્ય નહિ કે ? અને વળી બ્રાહ્મણોને દક્ષણા અપાય તેમાં શું ઓછું પુણ્ય સમજોછો ? ”

હેમચંદ્ર બાબુએ વિચાર કર્યો કે હિંદુ લોકોમાં જે રૂઢીઓ ઉંડાં મુળ ઘાલી રહી છે, તેમાં અતિરેકને લીધે જો કે નાશકારક પરિણામ આવે છે પણ તે જો સત્યાસત્યના વિચારથી આચારમાં મુકવામાં આવે, તો તેમાં પરોપકારાદિ ઘણા સાત્વિક તત્વો સમાયેલ છે. પોતાની સાસુ જો કે તેઓની દીકરી નંદિનીની ઘરની શોખાઈ ગાતી હતી. તોપણ તેમાં કેટલોક ભાગ સત્ય નો હોવાથી હેમચંદ્ર બાબુનાથી “ હા. તેમાં પુણ્ય તો ખરૂંજ ” એટલું બોલાઈ જવાયું.

તારીણી બાબુની વહુ આગળ બોલી—“ નંદિની બહેનના સાસરીયામાંથી કંઇ તેને ઉપરા છાપરી અહીં પીયર આવવા દેતાં નથી ફક્ત આસો માસમાં નોરાત્રા પુજનના મહોત્સવ ઉપરજ માત્ર તે મોકલે છે. ફરી એક વરસ સુધી તેનો મેળાપ નહિ. આ સાલ વળી બરદ્વાનથી તેના પિતા રજાપર આવ્યા હતા ત્યારે સંદેશા ઉપર સંદેશા મોકલાવ્યા, ત્યારે વળી એકવાર તેને આવવા દીધી. અને તે પણ ફક્ત એક પખવાડીયા મા-

ટેજ. હવે એ મુદતપણ થઈ રહેવા આવી છે. એટલે પાછા તેણીના સાસરીયાંના સંદેશા આવવા લાગ્યા છે. વળી તેને મોકલતી વખતે કાંઈ રેશમી સાડીઓ ચોળી ચોકી આપવી પડશે અને કાંઈ મેવા મીઠાઈ કે આપુત પાપડીની ફેરીઓ વિગેરે પણ સાથે આપવું પડશે. જે માટે બરંડાન માણસો મોકલ્યાં છે, કેમકે તેણીના સાસરીયાંના ઘરને શોભે એવું મોકલવું જોઈએ ! ત્યાં કાંઈ જેવું તેવું ચાલે છે ? રીતસર તો જોઈએને ! ”

“ ઠીક. દેવી નંદિની અમારા ઘેર આવી શકે તેમ ન હોય, તો તેમની બહેન અહીં આવી મળી જશે. પછી કાંઈ ? ”

“ બહુ ઠીક. ત્યારે જરૂર બિંદુને મોકલજો. મારે તો બિંદુ અને નંદિની બન્ને સરખાંજ છે. બિંદુની મા બિચારી ગુજરી ગઈ એટલે હવે તેણીને મારા સિવાય બીજુ કોણ હવે ? તે મારી છોકરીજ ગણાયતો !”

“ ખરૂંજ છે. ઠીક પણ નંદિની દેવી અહીં કેટલું રોકાવાનાં છે ? ”

“ હવે રોકાવાની તો શું ? પણ આ બરંડાનથી ફેરીયો મીઠાઈઓ આવે એટલે પછી તે જશે. વળ આ છઠ પણ આવે છે તે ઉત્સવ પણ જોતી જશે. પણ તે પહેલાં જરૂર બિંદુને મળવા મોકલજો. ”

“ ચોકસ મોકલીશ. ”

" હા. તો તો ઠીક. નહિતર પછી ગયા વર્ષની માફક આવીને તેજ દિવસે પાછી જાય! પણ આ સાલ તેમ નથી ચાલવાનું જો! તે જ્યારે અમારીજ છે, તો પછી કમીમાં કમી એક અઠવાડીયું તો અમારે ઘેર તેણીએ રોકાવું જોઇએ કે નહિ? વળી તે વખતે એવા અંગત માણસનું કામ પણ ઘણું હોય છે. સવારના ચાર બજેથી ચુલો ચાલતો થાય છે, તે રાત્રીના આઠ બજ્યા સુધી હોલવાતોજ નથી. ધમાલ ચાલી રહી હોય છે. તોપણ સઘળા મીજમાનો વિગેરે જમણ વખતસર આ ટોપતા નથી. શુ તેના ખરચનો તે દિવસે હિસાબ હોય છે કાંઈ? "

" શું તે કાંઇ મારા જાણવા બહાર છે? આપના અહીની ધામધુમ કોનાથી અંજાણી હોય! "

" પણ તેમ કરવુંજ જોઇએ! વાડવડિલોથી પુર્વા-પર ચાલ્યો આવેલ રિવાજ કાંઈ બંધ કરાય છે? આપણાઓમાં કાંઇ સઘળાને ઘેરઘેર પુજાના ઉત્સવ થોડાજ થાય છે? લો! તમારા ત્યાં ઉત્સવ કરવાનો રિવાજ નથી. એટલે તમે ન કરો તોપણ કંઈ નહિ. પણ અમારે અહિં કાંઈ એમ ચાલે? અમારૂ ઘર પડયું આબરૂવાળું મોટું! ત્યારે મોભા પ્રમાણે ખરચ પણ રાખવુંજ જોઇએ ને! "

પોતાના કુટંબના પુરાતન રિવાજનું, પુજાના ઉત્સવનું તેમાં થતી જમણવારનું દેવી નંદિનીના સાસરે મો-

કલવી પડતી ભેટનું, પોતાના પતીની સાહેબીનું વિગેરે લાંબુ લાંબુ પુરાણ પુરૂ થતુંજ નહતું તેથી હેમચંદ્રબાબુ હવે સાંભળતાં પણ કંટાળ્યો હતો, આત્મસ્લાઘા કરવાની હોંસ એ એક દુનિયામાં અજબ પ્યારની બાબત છે! પોતાની તથા પોતાના સંબંધીઓની મોટાઈ ગાવામાં ઘણી સ્ત્રીઓનું ભાન તદન ભુલાઇ જવાય છે, તેમાં તે પોતાને કેટલે દરજ્જે ઉપહાસાસ્પદ બનાવી લે છે, અને સામા માણુસનું મન કેટલું દુખાય છે, તેની તેને કશી ગમ રહેતી નથી. સાસુ બાઇના વાણી પ્રવાહ સપાટાબંધ ચાલતો હતો, તેવારે હેમચંદ્ર બાબુ વચમાં બગાસાં પણ ખાતા હતા. પણ કોઈ વખત માથું ધુણાવીને તો કોઇ વખત અનુમતી વાચક હુકારવડે પોતે બધુ સાંભળે છે એમ બતાવવાનો તે પ્રયત્ન કરતા. ખરી રાતે હવે તેની આંખપર નિદ્રા ઘેરાણી હતી, પણ તે આત્મસ્તુતિમાં મસ્ત બનેલ સાસુ બાઇના જાણવામાં આવતું ન હતું.

રાત્રીના દસ વાગવાનો વખત થયો. ત્યાં ધનપુર દિવાન ધનેશ્વરના કુટુંબ માંહેના વૈભવી હીરા મોતી અને સુવર્ણના અલંકારોથી નખશિખાંત વિભુષીત નંદિની દેવી ઓરડામાં આવી અને પોતાની પિતરાઈ બહેન બિંદુના પતી સાથે વાતચીત કરવા લાગી. કેમકે બિંદુ ન્હાની હતી અને નંદિની પોતે તથા હેમચંદ્ર બાબુ વિદ્યાથી સુશીક્ષીત હોવા સાથે બાળપણથી પરીચયના હતાં એટલે અડચણ જેવું નહતું. તેથી તેણીની માતાની

વાર્તા સહેજે બંધ પડી. અને હેમચંદ્ર બાબુ પણ ધ્યાન પુર્વક સાંભળવા લાગ્યો.

નંદિનીની ઉમર આ વખતે વીસ વરસની હતી. તેના શરીરનો રંગ ગોરો અને કાંતી તેજસ્વી હતી. યુવતીનું સૌંદર્ય જે તારૂણ્ય તે આ વેળાએ દેવીનંદિની ને પુર્ણ પ્રાપ્ત હતું, વળી મૌલ્યવાન અલંકાર અને કીમતી વસ્ત્રો પણ પુર્ણ હતાં જેથી આ વખતે તે એક અનુપમ સ્વર્ગીય પુતળીજ દેખાતી હતી, તેની રૂપપ્રભામાં ઉતરે તેવી અત્યારે તાલ પુષ્કર કે સઘળા એ પ્રાંતમાં કોઈ બીજી યુવતી નહતી. નંદિની તે ખરેજ દેવી નંદિની હતી તેની સર્પાકૃતી કૃષ્ણવર્ણ વેણી પીઠપર લટકતી હતી. કપાળપર હીરજડિત્ર બિંદી પણ શોભતી હતી, અંબોડાપર હીરાજડિત્ર સુવર્ણફુલ ચમકતું હતું. હાથમાં સોનાની હીરાઓ મઢેલી બંગડીઓ પહેરેલી હતી કમરપટાને સ્થળે સુવર્ણ સાંકળી સાડીપર પહેરેલી હતી ગળામાં મોહનમાળા અને નીલમ માણેકની કંઠિયો પહેરેલી હતી.

નંદિનીનો આ ભભુકો જોઈને આંગ્લ વિદ્યા વિભૂષીત હેમચંદ્ર બાબુના મનમાં " આ નિષ્કારણ શું ઠાઠ માઠ ? " એવો વિચાર આવી ગયો, જો કે અતી ઘરેણા ગાઠાનો હુવસ સ્ત્રીઓને ખરાબ તો ખરોજ, પણ એ એક તેમની સેન્ડીંગ બેંક છે એ વિચાર તેના ખ્યાલમાં આવ્યો નહિ. ખરા સંકટના વખતે દાગીનાઓજ લાજ

રાખે છે, દાગીનાઓમાં પૈસો રોકાઈ રહે છે, વ્યાજ મળતું નથી, થોડી ઘણી ઘટ પણ આવે છે તથાપિ પેઢી દર પેઢી દાગીના સાચવતા જવાની હિંદુ લોકોની પદ્ધતિ એવી ઉપયોગી છે કે તેના ખરે વખતે લાભ જણાઇ આવે છે.

નંદિની હસતી હસતી અંદર આવીને બોલી—"હેમબાબુ ! ઓહોહો ! આજે અમારૂ મહત ભાગ્ય કે અમારા ગરીબના ઘેર આપના પગલાં થયાં ! આપના દર્શન તો દેવનેય દુર્લભ થઇ પડયાં છે."

"આપના શેના ? મારાંજ મોટાં નશીબ ! કેમ આપ સરખા મોટાના દર્શન થવાં તે કાંઇ થોડો લાભ છે?"

"એ ઠીક બાબુ સાહેબ, આજે મને આવ્યા અહીં દસ દહાડા થયા પણ એકે વખત આપના દર્શન ન થયાં, આપને ફુરસદજ મળી નહિ હોય ! ઠીક પણ મારી બહેન બિંદુતો ખુશીમાં છે ને ?" નંદિની ટીકાને અટકાવવા બોલી.

"હા, અમે સહુ ખુશીમાં છીયે પણ તમે ખુશીમાં છો ને !" હેમચંદ્ર બાબુ બોલ્યો,

"હા, ઈશકૃપાથી અને આપના સરખાની કૃપાથી હું ખુશીમાં છું પણ બાબુ સાહેબ ! આજે રાત્રીના વખતે અમારા ઘેર આવવા સબળ ઈચ્છા થઈ ? મારી બિંદુ બહેનને ઠીક રજા આપી ! પણ સંભાળજો હો !

ક્યારે મોડી રાત્રી સુધી ઘર બહાર રહેતા નહિ. નહિ-તર શાસ્ત્રી સાહેબને પસંદ પડશે નહિ જો, "

હેમચંદ્ર બાબુની આ થએલ મશકરીથી તે સ્તબ્ધજ બન્યો, તેણીની ચટકદાર બોલીથી તે મહાત થયો, આવા વાકયયુદ્ધની અંદર એક પક્ષે સ્ત્રી અને બીજી તરફ પુરૂષ હોય છે, ત્યારે તેની અંદર જીત સ્ત્રી વર્ગજ મેળવે છે.
" स्त्रियो हि नाम स्वरवेता निसर्गा देव पण्डिताः "

એ વાકયની સાબેતી એવા વાગ્યુદ્ધમાં સારી રીતે થઈ જાય છે. ટુંકમાં નલિનીના વિનોદી સ્વભાવથી હેમચંદ્ર બાબુ વિચાર કરીને ધીમે ધીમે બોલવા લાગ્યો—" તમારા બહેન હવે આજકાલમાં જરૂર તમને મળવા આવી જશે તમને કયારે આવી મળશે એવું તેણીના મનમાં ઘણું થાય છે. હમેશાં મળવા જઉં જઉં કર્યા કરે છે. પણ વખત મળતો નથી, તો પણ આવતી કાલે તો જરૂરજ બાળ બચ્ચા સાથે આપની પાસે તે આવશે,"

હેમચંદ્રે બાળ બચ્ચાંની વાત કાઢવા બરાબર નલિનીના મનમાં પોતાનાં ભાણેજાંને જોવાની અત્યંત ઇચ્છા થઈ તે ઘણો આગ્રહ બતાવતી બોલી—" બાબુ સાંજના જરૂર મોકલજો હાં, તેમકે છોટા માસુ સાહેબને જોવાની તો મને અત્યંત પ્રબળ ઇચ્છા થઈ છે, અને એ સઘળાને હું કયારે એકવાર મળીશ એમ થયાં મનમાં થયું છે, "

" ચોકસ આવતી કાલે તે આવશે. મારા ઘેરથી પણ તમને એક ઘડીપણ વિસરી જાય તેમ નથી. તમે સાસરે હો છો, ત્યારે તો તે કેટલીયેવાર તમને સંભારતી રહે છે. "

પ્રેમાળ નંદિનીના નેત્રમાંથી પ્રેમાશ્રુબિંદુ સરી પડયા તે બલાત્કારે બોલવા જતી હોય તેવા સ્વરથી બોલી-તે ખરૂં. બિંદુ બહેન અને હું, ન્હાનપણથી ભેળાં ઉછરેલાં રમેલા અને સાથેજ મોટા થએલાં, એક ઘડીએ અમે એક બીજાને ન દેખતા તો રડી પડતા, પણ એ ન્હાનપણની સ્થીતિ મોટી અવસ્થાએ સઘળીજ બદલાઈ જાય છે. શું કરવું ? ન્હાનપણાના તે દિવસો કેવા સુખના હોય છે ! હવે તે કયાં અને હું કયાં ! પણ બાબુ સાહેબ ચોકસ મારી બહેનને તેણીના બાળકો સાથ આવતી કાલે મોકલજો હો. ".

" જરૂર, જરૂર મોકલીશ. "

હેમચંદ્ર બાબુનો આ પ્રત્યુત્તર સાંભળી નંદીનીને સંતોષ થયો. તેણીની વૃત્તી બહુજ પ્રેમાળ હતી. તેણીના પિતાને પૈસો અને માન મરતબાનો બહુ લોભ હતો, તેણીની માતાને પોતાની મોટાઈ ગાવાનો અને બીજા પાસેથી ગવરાવવાની બહુ ટેવ હતી, પણ નંદિનીમાં તેવી ટેવો નહતી, તેણીના સાસરીયાંની સંપત્તી અને કીર્તી સર્વત્ર પ્રસિદ્ધ હતી, તોપણ તેણીને તો સાદાઈજ પ્રીય હતી.

સૌંદર્યથી મત્ત બનેલ અને હીરા રત્નના અલંકારોથી આભુષીત એ યુવાન નંદિનીને ઓરડામાં પ્રવેશ કરતી પ્રથમ જ્યારે હેમચંદ્રે જોઈ, ત્યારે તેણીને કેટલોએ ગર્વ હશે એમ તેના મનમાં આવ્યું હતું, પણ તેણીનું સરલ પ્રેમ અકૃત્રીમ સૌજન્ય યુકત બોલવું વિગેરે જ્યારે તેના જાણવા સાંભળવામાં આવ્યું ત્યારે એ તેની શંકા તદ્દન નિવૃત્ત થઇ બાલપણાની પ્રૌઢતા, પ્રેમાળ સ્વભાવ અને ઉદાર મનોવૃત્તિનો મોટી ઉમરે વૈભવ અને અમલથી જો નાશ ન થતો હોય તો જગત કેટલું બધું સુખી થાય એ વર્ણવવું અકથ્ય છે.

નંદિની ઘણીજ શરમાળવૃત્તી બતાવતી બોલી—" બાબુ સાહેબ! તમારી સાથે બોલવાની છુટ લીધી, એ માટે મનમાં બીજો ત્રીજો ભાવ આણતા નહિ, અને વિદ્યાને એ માટે દૂષણ આપતા નહિ, કે સ્ત્રિયો ભણી ગણી એટલે અમર્યાદાશીલ બને છે. પણ આપનામાં જુની રૂઢી પ્રમાણે એક સરલ વાત કરવામાં પણ મર્યાદાનો ખોટો ડોળ આડે આવે અને વિના કારણ કેટલીક બાબતમાં અગવડતા ભોગવવી પડે એથી હું જરા વિરૂદ્ધ છું. ઠીક, પણ ચા અને નાસ્તા તૈયાર છે તો પધારો તેને જરા માન આપો."

હેમચંદ્રની સ્થિતી નંદીની કરતાં હજાર દરજ્જે નબળી હતી, છતાં પોતા પ્રત્યે નંદિનીની આવી માયાળુ લાગણી જોઈ તેને આનંદ થયો. નંદિની આગળ ચાલી અને હેમચંદ્ર તેણીની પાછળ ચાલ્યો. નાસ્તો

પાણી કરવાના રૂમમાં ઉપર જે હાંડીયો પ્રકટેલી હતી. નીચે એક રૂપા થાળની અંદર દુધ પુરી શીખંડ પ્રેમોદી પવાનો શીરો આદી ફુલાહારની તૈયારી હતી. બાજુમાં નવી રૂઢી પ્રમાણે એક કપ અડાળીમાં ચાનો પણ ભરેલો હતો. અનાસ, અંજીર, કેળાં, બદામ કાજુકળી આદિ મેવા મીઠાઈની પણ એક અડાળી પાસેજ હતી. આવા શ્રીમંતાઈ ઠાઠમાઠથી નાસ્તો કરવાનો પ્રસંગ હેમચંદ્ર બાબુને ઘણા દહાડે આવ્યો હતો.

હેમચંદ્ર બાબુ નાસ્તો કરવા બેઠો. અને નંદિની પણ ખુરશી ઉપર પાસેજ બેઠી હતી અને જોઈતી વસ્તુઓ માટે પુછપરછ કરતી હતી. નંદિનીનું સ્વરૂપ અનુપમ લાવણ્યયુક્ત હતું અને તેથીજ એ ધનપુર દિવાન સરખાના કુટુંબમાં વરી હતી. તેનો એવો ઉત્તમ સાહેબને લઇ એજ રાણીને દેવી એ પદ સર્વ કારણો તરફથી સ્વાભાવિક રીતેજ બક્ષાએલ હતું. ધનપુર દિવાનના ચીરંજીવી બહુજ વિલાસી હતા. અને પોતાને માટે કન્યા શોધવા તે રૂપ અને રંગ અલૌકીક હોવા સાથે કુદરતે વિદ્યાભૂષીત હોવી જોઇએ એમ ખાસ તેમની ઇચ્છા હતી. અને દેવી નંદીની એ સઘળી બાબતમાં રૂપ ગુણ વિદ્યા આદીમાં લાયક હોવાથીજ તેઓની સાથે સંબંધ જોડાએલ હતો. જો કે નંદીનીના બાપ તારણી બાબુ એક સરકારી હોદેદાર અને શ્રીમાન પંક્તીના હતા, તોપણ ધનપુર દિવાનના કુટુંબ આગળ તેમની કશી મહત્તા નહતી.

સંપત્તીના અંગે પ્રાપ્ત થનાર સુખ દેવી નંદિનીને હતું. પરતુ બીજી સર્વત્ર બાબતમાં તની સુખી સ્થીતી હતી કે કેમ ત હજુ આપણે જાણી શકયા નથી. જે આપણે આગળ જાણીશું. હાલ તો આ ગામના લોકોના બોલવા જાણવામાં છે, કે ધનપુર દિવાનના યુવાન ચીરંજીવીની પ્રણયતૃષ્ણા, અન સૌંદર્યલાલસા દિવસ દિવસ એટલા બધા પ્રમાણપર વધતી જતી હતી, કે ભવિષ્યમા બિચારી નંદનીની કેવા પાયાપર સ્થીતી આવી પહોંચશે પરમાત્મા જાણે!

નાસ્તો કરી ચા પાતાં પીતાં કેટલીક વાતો થયા પછી હેમચંદ્રે તેણીના સાસરીયા સંબંધ કાંઇ વાત છેડી એટલે નંદિનીના મુખચંદ્ર ઉપર કાંઇક દુઃખરૂપ છાયા છવાઇ. તેણીએ મૌન ધારણ કર્યુ. કેમકે નંદિની બહુ માનભાવ સ્વભાવની હતી. તેણીને પોતાના સાસરીયાના સંબંધમાં ફરીયાદ રૂપે વાતો જેના તેની પાસે કરવી એ ગમતું નહતું. હેમચંદ્ર બાબુએ ઘણું ઉપરછલું કર્યું, પણ તેને કાંઇ સંતોષકારક ખુલાસો મળ્યો નહિ. બહુ વિચક્ષણ સ્વભાવના હેમચંદ્રે ઝીણી દ્રષ્ટીએ અવલોકન કરતા તેણીના રત્નજડીત ભાલ પ્રદેશ ઉપર આછી આછી ચીંતાની છાયાનું અસ્તિત્વ જણાયું. સુંદર નેત્રમા પણ અશ્રુબિંદુ સ્થંભિત થએલ જણાયા. હેમબાબુને ખાત્રી થઇ કે દેવી નંદિનીને વૈભવ સુખ હોવા છતાં તેણીને કાંઈ પણ ગુપ્ત ચિંતા છે. જેથી તેનાથી આશ્ચર્યયુક્ત એક દુઃખોદ્ગાર સાથે ઉચ્છવાસ નિકળી ગયો.

## પ્રકરણુ ૫ મું.

# નવજીવન સંચાર.

——o——o——

સ્નેહ અતુલ અવનીપરે, તે થકી થાયે ખાસ;
ભ્રાત મિત્ર માતા પિતા, પુત્ર પત્નિ સહવાસ—

હેમચંદ્રે વિચારમગ્ન ચિત્તવડે બેસીને નાસ્તો આટોપ્યા પછી, નંદિનીની રજા લઈ તે બહાર આવ્યો. તારીણી બાબુ પાસે કેટલીક વાતચીત કરી. થોડાજ વખતમાં બિંદુના ખેતરો વિશે સસરા જમાઈ વચ્ચે પરસ્પરની સંમતીથી સંતોષકારક નિકાલ આવી ગયો. હેમચંદ્રે નહતું ધાર્યું કે આવી રીતે જલદી સમાધાન થઈ જશે! જેથી તને ઘણો આનંદ થયો, તારિણી બાબુએ પણ બિંદુને મોકલવા આગ્રહ કર્યો, જેથી તે પ્રમાણે બીજે દિવસે મોકલવાનું કબુલ કરી, તેણે રજા લઈ પોતાના ઘર તરફ ચાલવા માંડયું.

આ વખતે રાત્રીના લગભગ અગીયાર બજવાનો સમય થયો હતો. આ તરફ બિંદુ તેની રાહ જોતી બેઠી હતી. હેમચંદ્રને દૂરથી આવતા જોઇ, તે આનંદ મગ્ન ચીત્તે ઉઠી અને બારણા પાસે ઉભી રહી એટલે હેમચંદ્ર તદ્દન નજીક આવી ઉભો રહ્યા. તેનો પણ પ્રસન્ન ચહેરો જોઈ તે બોલી—"ઓહો! આપ પધાર્યા? મને લાગ્યું હતું કે ઘેર આવવાનો રસ્તોજ ભુલી ગયા કે શું? અથવા તો અમારાં નંદિનીબાએ મીઠી મીઠી વાતોમાં વખતનું ભાન ભુલાવી દીધું!"

" પણ િંદુ ! અમસ્તી અમસ્તી આટલી બધી ટીકા કેમ કરે છે ? શું ખરેજ એટલી બધી મોડી રાત્રી થઇ છે ? " હેમચંદ્રે કોમળ સ્વરે પુછયું.

" ના ના એટલી બધી તો મોડી રાત્રી કાંઇ થઇ નથી માત્ર બહુ તો સાડાબાર કે એક વાગવાનો વખત છે ! આપના એક મિત્ર કયારનાએ રાહ જોઇ બેઠા છે, તેમને વખતની બરાબર ખબર રહી હશે " િંદુએ હસતે ચહેરે વિનોદ પૂર્ણ કર્યું.

" કેણુ વારૂ ? અત્યારે કોણુ આવે ? "

" આપજ આવીને જુઓ એટલે ખબર આમ કહી િંદુ ઘરમાં ગઇ.

હેમચંદ્ર બાબુ અંદર આવ્યો જ્યારે એક યુવાન ગોરો માણુસ તેને આવી ભેટી પડયો. તે મોજાં પાટ-લુન કોટ નેકટાઇ કોલર આદી સુધરેલ ડ્રેસનો આંગ્લ વિદ્યા ભૂષિત જણાતો હતો. અને તેને ભેટવાની શૈલીની તે ઘણાજ દિવસે મળ્યો હોય એમ જણાતું હતું. ઘડી વાર હેમચંદ્ર બાબુ ઓળખી ન શકયો જેથી િંદુને જરા હસવું આવ્યું પણ થોડીજવારમાં પિછાન પડતાં તે બોલ્યા—" ઓહો ! શરદ ! તું કલકત્તેથી કયારે આવ્યો છે ! તારા ચહેરામાં આટલો બધો ફરક શાથી પડયો ભાઇ ! તારી બહેન લત્તાના લગ્ન થયાં તે વખતે આપણે મળ્યા હતાં. ત્યારે પછી તો આપણે ભેળાજ થયા નથી વળી તે વખતે તો તું બાળક કોલેજમાં ભણતો "

હતો અને તદન ન્હાનકડો દેખાતો હતો હવે તો ઠીક ઉંચો પણ થયો છે. અને મુછનો દોરો ફુટયો એટલે ચહેરામાં ફરક પડવાથી હું પ્રથમ તો તને ઓળખી પણ ન શક્યો. પણ તે વખતે તારા શરીરનો બાંધો તો મજબુત હતો હવે દુબળો શાથી થયો ? " હેમચંદ્ર સિંદુના આશ્ચર્યનું સમાધાન કરતો બોલ્યો.

શરદચંદ્ર બોલ્યો—" ખરૂં ભાઈ બહેન લતાનું લગ્ન થયા પછી પિતા ગુજરી ગયા, અને માતુશ્રી પણ બરદ્વાન આવી રહ્યાં એટલે હું અહીં ઘેર આવ્યો ન હતો, બરદ્વાન મેટ્રીકની પરીક્ષા પસાર કરી હું કલકત્તે ગયો, અને માતુશ્રી પાછાં અહીં આવી રહ્યાં, હાલમાં ઉનાળાની વેકેશન છે એટલે મળવા ખાતર હું આવ્યો છું દસ વરસ થઈ ગયા એટલે ચહેરામાં ફરક પડેજને? વળી જરા વચમાં તબીયત નરમ હતી. બાકી જુઓને હું પણ તમારા બધાનામાં ફારફેર થએલ જોઉં છું. મારી આ સિંદુ બહેન! બહુ તો મારાથી એકાદ વરસે મોટી હશે. અમે ન્હાનાં હતાં ત્યારથી એક બીજાને ઘણોજ સ્નેહ હું તેના કાકાને ઘેર જતો અથવા તો સિંદુ બહેન સુધાને તેડીને અમારે ઘેર આવતાં ને વખતે તો સીતાફળીના ઝાડપરથી છાનામાના લાકડી વતે સીતાફળો ચોરી કરી કાઢી લેતાં ને એક પણ ટકવા ન દેતાં ને હવે તો એક ગૃહિણીની ઘર વહેવાર માટે ઉપાડી બે બચ્ચાંની માતા થયાં! "

બિંદુ આગળ આવી હસતાં હસતાં બોલી–" હા. લાંબે દહાડે ફરક તો પડેજને! જુઓ આપ રાજેશ્રી પણ ન્હાનપણામાં ક્યાં થોડા ઓનાડ હતા? નલિનીકાંતના બગીચામાં સાંભળે છે કે? માળી છીપરાં લઇ વાંસે પડયો હતો તે! હવે તો શું મોટી કોલેજના વિદ્યાર્થી બન્યા! અને શરીરને સુકાવી મુક્યું."

" જુઓ બિંદુ બહેન! જે વાત કહેવી તે પુરી અને ખરી હોય તેટલી કહેવી, હા. ઓનાડપણું કરીને નલીનીકાંત બાજુના બગીચામાં આંબાપર કેરીઓ ન રહેવા દેતો એ વાત સાચી પણ તે કોના માટે! મારાં બા સાહેબ! એ કહો દોને" શરદચંદ્ર શાંત ચહેરો કરી બોલ્યો.

શરદ અને બિંદુનો બાળપણની વાતોથી આમ વિનોદ ચાલતો હતો, જ્યાં હેમચંદ્ર દરમ્યાન બોલ્યો. " અરે જવા દોને! બન્ને સદ્ભાઇ તમે બન્ને ન્હાનપણમાં કમી ઓનાડ હતાં એ વાત ગામના એકપણ આસામીથી કયાં અજાણુ છે? પણ શરદ હું તમારે ત્યાં આવતો એ વાત તને યાદ આવે છે કે? જ્યાં અમારાં આ રાણી સાહેબ અને છોકરી સુધા પણ મારાં જોવામાં આવતાં કેમ સુધા! દિકરા તને સાંભળે છે કે એ!"

સુધા શરમાતી બોલી–" હાજી મને સહેજ સાજ યાદ આવે છે."

હેમચંદ્રે પુછ્યું—" પણ ભાઈ શરદ ! તેં વ્યાળુ કર્યું કે !"

" જી. હા. મારાં બિંદુ બહેને આજે કાચી કેરીઓ બાફીને એવું મધુરૂં પકવાન બનાવ્યું હતું કે એવુ તો આ પહેલાં મેં કોઈ દિવસ ચાખ્યુંજ નહતું." શરદે વિનોદ યુક્ત જવાબ આપ્યો.

" શું ન્હાનપણામાં એક આંબાપરથી બીજાપર ઠેકતો ફરતો ત્યારે પણ એવા સ્વાદ નહતો જડ્યો કે?"

" તે વખતે મધુર કેરીઓ ખાધી હશે ખરી. પણ બહેનના હાથના પકવાનનો સ્વાદ તો આજેજ ચાખ્યો'

હેમચંદ્ર બિંદુને પુછ્યું—" ઠીક પણ સુધા અને તેં વ્યાળુ કર્યું કે ? હું આજે નદિની દેવીને ત્યાં અચ્છી તરેહથી નાસતો પાણી ઉડાવી આવ્યો છું એટલે મારે ઈચ્છા નથી."

" ઠીક ત્યારે તેમાંજ અ[illegible] [illegible] વાતો કરવામાં મજા પડી હસે. હું જઉં ત્યારે " એટલુ બોલી બિંદુ ત્યાંથી રસોડામાં ગઇ અને મોડી રાત્રી થવાથી તેણે દુધ પી લેવાનુંજ દુરસ્ત ધાર્યું.

બિંદુ રશોડામાં ગઈ, સુધા ઓસરીપર જાજમ ઉપર પડી પડીજ સુઇ ગઈ. કેમકે તેણીનું ચિત્ત હજી સંસારમાં રમતું થએલ નહતુ તેથી ચાંદિની રાત્રીમાં ઠંડા પવનમાં આડે પડખે થવા બરાબર તે નિદ્રાને

આધીન થઈ ગઇ. તાલપુષ્કરમાં અત્યારે સર્વત્ર શાંતી છવાઈ હતી.

શરદચંદ્ર ઘોસ અને હેમચંદ્ર બોસ એઓની ઓસરીપર ગાદીપર તકીયાને અઢેલી બેઠાં બેઠાં વાતો ચાલી રહી હતી. તાલપુષ્કર ગામમાં એ ઘોસ અને બોસ બન્ને કુટુંબ વચ્ચે પૂર્વાપરથી ઘાટો સંબંધ ચાલ્યો આવતો હતો. તેમાં વળી બન્ને બાળમિત્ર આજે લાંબી મુદતે ભેળા થએલા, જેથી ઘણો લાંબો વખત વાતોમાં વીતી ગયો છતાં વાતો પુરી થઈ નહુતી. જેમ જેમ વધારે વાતો થતી ચાલી, તેમ શરદચંદ્રના ઉમદા સ્વભાવની હેમચંદ્રને ખાત્રી થતી ચાલી અને તેણે સુંધાને શરદચંદ્ર સાથે પરણાવવાનો મનમા વિચાર કર્યો આ તરફ બિંદુ પણ ઉપહાર આટોપીને સુધાના ઉપર હાથ ફેરવતી આવી બેઠી.

“ કાં શરદ ! હવે તો તારો બી. એ. નો અભ્યાસ ચાલુ હશે કેમ ! પરીક્ષા આડે કેટલા છ સાત મહિના બાકી છે કે ? પરીક્ષા થઈ રહ્યા પછી શું ઉદયોગ કરવા ધાર્યો છે ? ” હેમચંદ્ર પુછ્યું.

“ હજુ પરીક્ષા પસાર કર્યા પછી શું કરવું તેનો વિચાર મેં કર્યો નથી મારાં માતુશ્રીના મનમાં હવે કાશીક્ષેત્રમાં જઈ આયુષ્ય પુરૂં કરવું એમ છે, અને મે અહીં આવી ઘરની વ્યવસ્થા જોવી. પણ ઘરની શું અહીં પેદાસ છે, તે તો તમો જાણો છો ! તેમાં કાંઇ

પુરૂં થાય તેમ છે ? જેથી કોઇ નોકરી શોધી લેવાનો મારો વિચાર છે, કે જેથી માતુશ્રીને કાશી જેઠ જોઇએ તે મોકલી શકાય. અને હવે કલકત્તે જતાં પહેલાંજ તેમને કાશી પહોચતાં કરી દઇશ. ”

“ તારી યોજના બરાબર છે. તારી માતુશ્રીની મરજી પ્રમાણે તેમની કાસીમાં સવડ કરી આપવી એ તારી ફરજ છે. અને પછી કલકતે જઇને બરાબર અભ્યાસ ચલાવજે. ”

“ તે બરાબર છે. હું મારાથી બનતા પ્રયાસે અભ્યાસ કરીશજ, ઠીક બણ હેમમાળુ ભલા વમને હવે ગામડામાં અહી શીરીતે ઠીક પડે છે ? આ વખતે તો હવે મારી સાથેજ ચાલો. કેમકે હાલમાં કાંઈ ખેતીનો વખત નથી, જેથી કલકત્તે આવી રહેવામાં કશી અડચણ નથી પછી વળી તમારે પાછું આવવું હશે તો તેમ કરજો. ” શરદચંદ્ર વાત ફેરવી બોલ્યો.

“ શરદ ! એ તારૂં કહેવું સાચું છે પણ હું કલકત્તે આવીને કરૂં શું ? તારા ભવિષ્યના મનસુબા પુરા કરવા ખાતર તારે કલકત્તે રહેવું જોઇએ. કેમકે પરિક્ષા પસાર કર્યાં પછી તને સારી નોકરી પણ મળે, પણ હું શું કરીશ ? હેમચંદ્રે કહ્યું.

“ કેમ, તમે પ્રેકટીસ કરો તો શું પ્રસીદ્ધમાં આવી ન શકો ? આવા ગામડામાં પડયા રહેવાથી શું ? ‘કુગ્રામવાસ ’ એ તમને નથી યાદ ? તમારૂં ઈંગ્લીશ જ્ઞાન

કંઇ ઓછું નથી બી. એ એલ. એલ. બી. ના લાંબા પુછડાં વળગાડનારાઓનું જ્ઞાન તમારા આગળ શું હીસાબમાં ? પછી તમે મોટા શહેરમાં પ્રસિદ્ધીમાં આવો તેમાં સંદેહ શું ? "

" ખરૂં કહેતો મારૂં જ્ઞાન કંઈ તેવું ઘોકમપટ્ટીથી શીખેલનું નથી અનુભવનું વધારે પુસ્તકોના વાચનથી અલબત જ્ઞાન વધ્યું છે ખરૂ. પણ એ વાચન કેવળ આનંદથી વખત નિર્ગમન કરવા માટેજ બાકી તેમાં બીજો ઉદેશ નહિ. કલકત્તા શહર એટલે એક વિશાળ દુનિયા કહુયે તો ચાલે ત્યાં હું તે શું ? ' કોટશ્ચય કોટાયતે ' મહાન વિદ્વાન માણસો નોકરી માટે સતત્ પ્રયાસ કર્યા કરે, અને આંટા ફેરા ખાયા કરે તો પણ જેમનો પત્તો સરખો પણ લાગતા નથી, ત્યાં મારો કોણ ભાવ પુછે ? આંટા ફેરા મારી કાયર થઈ છેવટે આહી ગામડામાંજ આવી પડવુ પડે. "

" ધારો પણ તમારા કહેવા પ્રમાણે કદાચ નિષ્ફળ જાઓ તોપણ મારે ત્યાં પરોણા તરીકે રહેવાની તમારાથી ના પડશે નહી અને પછી તેમ રહેવાથી ખરચ કે બીજી કોઇ બાબતમાં તમને શી ચિંતા છે ? મનુષ્યે પ્રયત્ન તો કરી જોવો, ' મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા ' એ કેમ ભુલો છો ? અને કાંઈ નહિ તો છેલી બાકમાં તમારૂં ગામડુ તો વાછી છેજ. "

હેમચંદ્રે જ્યા વિચાર કર્યો બિંદુ સઘળુ સ્થિર ચિત્તવડે સાંભળતી હતી, " શરદ ! તું અમને પરોણા તરીકે કલકત્તે બોલાવે છે, તેથી અમારા પ્રત્યેની તારી સ્નેહભરી લાગણી સ્પષ્ટ થાય છે તારૂં કહેવું કલકત્તે આવવાનું છે અને તારીણી બાબુનું કહેવું બરદ્વાન જવાનું છે. મને પણ અત્રે કાંઇક કંટાળો આવ્યો છે. એટલે ક્યાં જવું તે વિષે વિચાર કરી તને જણાવીશ. " હેમચંદ્રે કહ્યું.

શરદચંદ્ર બિંદુ તરફ ફરીને બોલ્યો—" કાં બિંદુ બહેન ! આ બાબતમાં તમારો શો મત છે ! કલકત્તા જેવું મોટું શહેર જોવાનું તમારા મનમાં નથી કે આવતું ! "

શરદ બાબુ! કલકત્તા જોવાની મારી ઘણી ઇચ્છા છે પણ તું અમારી સ્થિતી જાણે છે ને ! અને એ શહેર નો ખરચ ; શીરીતે પોસાય ? "

" બિંદુ બહેન ! તમારા જેવાં સંભાળથી રહેનારને ત્યાં કાંઇ એક્સપેન્સ વધી પડતું નથી, મારા મુકામેજ તમે રહેજો તમારા સાથે રહેવાથી મારા અભ્યાસમાં બિલકુલ ખલેલ પહોચશે નહિ, પણ કેટલીકવાર બહુ વાંચી વાંચીને માથુ ચડી આવે છે, ત્યારે જે કંટાળો ઉપજે છે તે ઉલટો તમે હશો તો નહી ઉપજતાં શાંતી મળશે, અને તેથી ચોખા મગજવડે અભ્યાસ ઉલટો સારો થશે માટે મારૂં કહેવું માનોજ."

શરદચંદ્રના મનમાં એક બહુજ બીજ આજે પ્રેરા ચું હતું, અને તેના જીવનોપચાર માટેજ તે આ બાબી ગોઠવણ કરતો હતો પ્રિયવાચક! તારા જાણવામાં એ આવી ગયું હશે પણ તું ધારે તેટલી સ્વચ્છબુદ્ધી શરદ ચંદ્રમાં નહતી પણ શુદ્ધ સ્નેહ લાગણી હતી,

બિંદુ મશ્કરીના રૂપમાં બોલી—"હા. ખરૂં, અભ્યાસ સારો થશેજ તો, નહિતર પછી રસોડામા આવી ન્હાન પણની કાચી કેરીઓની ચોરીની વાતો તો થશેજ !"

શરદચંદ્ર હસતાં હસતા બોલ્યો—" અથવા હું અભ્યાસ કરતો હોઈશ ત્યારે અમારા બિંદુ બહેન તેવી કાચી કેરીઓના ખમણ બનાવી તો લાવશેજ. આપણે તો ફાયદાનીજ વાત છે."

" શરદ ! તું ખરેખર ભાગ્યશાળીજ છો. મે જે વાત સાંભળી છે, તે ખરી હોય તો પછી તેવાં ખમણ શું અને મીઠા પદાર્થો શું ? જોઇએ તે મરજી પ્રમાણે કરી આપનાર રાણી સાહેબ મળ્યાંજ સમજોને ! "

" તે કોણ વારૂ ?" શરદચંદ્રે પુછ્યું.

" વા. બહુજ સારૂં ! જાણે પોતાને તો કાંઇ ખબરજ નથી. તારી માતા તારા વિવાહની તજવીજ કરે છે તે ખોટુંજ કે ? "

" બિંદુ બહેન ! અમથી બનાવવાની વાત ના ર તેમાં કાંઈ અર્થ નથી. " શરદચંદ્રે જરા શરમાયા જેવો ચહેરો કરી જવાબ આપ્યો.

" એ તું ગમે તેમ કહે પણ એ વાત સાચીજ છે તારી મા કાશી જઈ રહે એટલે આ તરફ તારી ખાતર બરદાસ્ત કરવા માટે એક ન્હાનકડી હુશીયાર વહુ પરણાવી મુકવા તેના વિચાર છે. " બિંદુ બોલી.

" શરદચંદ્રને સુધા પરણાવવી એમ મારા વિચાર છે. કેમ શરદચંદ્ર શું વિચાર છે ? " હેમચંદ્રે વચમાંજ પ્રશ્ન કર્યો.

" અરે આ બાબુ સાહેબને મારી ઘેલી સુધા તે પસંદ પડે ? " બિંદુ બોલી.

શરદચંદ્રને હેમચંદ્રના વિચારથી મનમાંને મનમાં ઘણો આનંદ થયો સુધા તેને બહુજ પ્રીય હતી અને તેની સાથે પોતાનો સંબંધ થાય તો પોતાના અહો ભાગ્ય તે માનતો હતો એટલે બિંદુનું મન શું છે તે જોવા માટે તે બોલ્યો—" બિંદુ બહેન ! પસંદ નાપસંદ હોવાની બાબત બાજુપર રાખીએ તોપણ સંબંધ થવો એ ઈશ્વરેચ્છા ઉપર છે- દેવી નંદિનીની બહેન મારા જેવા ગરીબને ઘેર હોય ? તે રહ્યું, પણ મારી માતુશ્રીનો તેવો કંઈ આગ્રહ નથી. તેનું ચીત્ત તો સંસારમાંથી વિરક્ત થયું છે, પણ મારી બહેનના વિચાર છે ખરો તેવો અને અહી આવી છે ત્યારથી તે ઉતાવળ કરે છે બાકી મારો વિચાર અભ્યાસ પુરો કરી કુટુંબ પોષણ જેટલું હું પોતે કમાવવાને શકતીવાંન થયા શીવાય પરણવાનો નથી. "

" તે ઠીક, બાકી બહેનના મનમાં ભાઈ વહેલો પરણે તે સારૂં એમ હોયજને તેમાં વળી લતા બહેન તો લતા ! અહોહો ! તેને મળ્યા કેટલાએ દિવસ થયા ન્હાનાં હતાં ત્યારે દેવી નંદિની, લતા બહેન અને હું સાથેજ આખો દિવસ રહેતાં. પણ હવે કેવી સ્થિતી થઇ છે ? છ છ મહિને પણ મેળાપ થતા નથી. આવતી કાલે તો બન્નેને જરૂર મળવા જવું છે. "

" દેવીનંદિનીએ ખાસ તને બોલાવી છે હું કહેતાં ભુલી ગયો તેનો બહુજ માયાળુ સ્વભાવ છે હો. " હેમચંદ્ર બિંદુ તરફ જોઈને કહ્યું.

" નંદીની દેવીને મળવા મારી લતા બહેન પણ આવતી કાલે જવાની છે એટલે બિંદુ બહેન ! તું ત્યાં જઈશ તો બન્નેનો નંદિનીને ઘેરજ મેળાપ થશે. " શરદચંદ્ર કહ્યું.

" હા. જરૂર હું તેમજ કરીશ, બિચારી લતા ! તેને પિયર આવવાનું હોય ત્યારે કેટલી પંચાત ? મને લાગે છે કે તેણીનું કુટંબ મોટું અને પતીની તબીયત કાંઇક અશક્ત એટલેજ તેનાથી ઘર છોડાતું નહિ હોય મને લાગે છે તેની ઉંમર ચાળીસ વરસની હશે નહિકે લતા બહેનથી વીસ વરસે મોટી ઉંમરના બીજવર સાથે તારાં માતુશ્રીએ કેમ તેણીના લગ્ન કરી આપ્યાં હશે કોણ જાણે ? "

" બિંદુ બહેન ! તેમાં મારી માતાનો કાંઈ અપરાધ નથી. લતા બહેનને તેમને ત્યાં આપવા બિલકુલ

તેણીનો વિચાર નહતો, પણ બીજા સંબંધી માણસો તરફથી આગ્રહ થાય એટલે પછી શું ? પણ બિચારી લતા બહેન ગરીબ ગાય જેવી, તેના મોઢામાંથી એક શબ્દ સરખો પણ નહી, તેણીના ધણીની સેવામાં સદા કેવી દાસી માફક તૈયાર ! ”

આ પછી બીજી પણ કેટલીક એક બીજાની વીતક વાતો થઇ જેમાં તદ્દન સવાર પડવા આવ્યું શરદચંદ્ર રજા લઇ ઘેર જવા ઉઠયો એટલે બિંદુએ કહ્યું–“ લતા બહેનને કાલે મળીને મારે જરૂર કહેવું પડશે કે આ શરદ રાજપુત્રને ખુબ રૂપાળી રાજકન્યા સાથે પરણાવી દેજો, હવે કાચી કેરીના પકવાન વેલાસર નહી મળે તો પછી ભાઇશ્રી દુબળા પડી જશે જો. ”

શરદચંદ્ર આ વિનોદી ભાષણથી હસી પડયો તે પણ તેવાજ રૂપમાં બોલ્યો–“ મને પરણાવાનો જેવી રીતે લતા બહેનને અધિકાર છે તેવો બિંદુ બહેનને કયાં નથી ? વળી તેના તો હાથની વાત છે, અને આ શરદ તેની આજ્ઞા ઉલંઘન કરે તેમ નથી. ” આમ બોલતો તે રજા લઈ ઘર તરફ ચાલી નિકળ્યો.

સુધા હજુ શાંત નિદ્રામાં હતી, ચંદ્રમાના શીતળ કિરણો તેના મુખચંદ્રપર રમી રહયાં હતાં, શરદચંદ્ર તેના ચહેરા તરફ જોતો મનની અંદર કાંઈ જુદીજ બાબતનો વિચાર કરતો હૃદયમાં પ્રેમાંકુર પ્રેરતો રવાના થયો.

શરદચંદ્ર એ ઘર બહાર નિકળ્યો ત્યારે તેના સુ-

બમાંથી એ શબ્દો સરી પડયા કે—" ઇરાન અને કલકત્તાના ઘણા મોટા મોટા મકાનો જોયાં છે. પણ આ ગરીબ ઘરની અંદર જે સુખશાંતી અને પ્રેમ જોવામાં આવે છે. તે કયાંએ પણ જોયો નથી. હવે પુસ્તકમાં આખો દિવસ આંખો તાણીને પડયા રહેવાના અભ્યાસના કેદખાનામાંથી છુટીને પ્રેમ સંપન્ન અને ઉત્સાહ પુર્ણ નવજીવનનો માર્ગ બતાવનાર આ પ્રેમી કુટુંબ સાથે કયારે જોડાઇશ? અને બાબુ હેમચંદ્રના વિચાર પ્રમાણે પ્રિયસુધા મારી કયારે થશે? એ વિચાર હવે તો થયા કરે છે. વ્હાલી સુધા! તું આ બાબતમાં કાંઇ જાણે છે!"

શરદચંદ્ર પોતાના ઘેર ગયો એટલે સુધા, બિંદુ અને હેમચંદ્ર નિદ્રાવશ થયાં.



## પ્રકરણ ૬ ઠું.

# શુદ્ધ સ્નેહ.

ઈશ્વિર પ્રણીત પ્રાણી.
ભ્રાત ભગીની સમાન જો લેખે,
ભૂત દયા ધરવાથી,
સુખ સહુએ અવનિમાં સદા પેખે.

વસ્ત્રા ભુષણોથી સુશોભિત નવ વધુ જેવું ઉષાનું રમ્ય સ્વરૂપ હોવાનું પ્રાચીન કવિઓએ વર્ણવ્યું છે તે યથાર્થ છે ઉષા એ એક શુભ્રવસ્ત્ર ધારણ કરેલ યુવાન અંતરિક્ષ કન્યકા હોવાનું કહિયે તો કાંઇ ખોટું નથી. તેના ઉદયથી નિશાતમ ગગન મંડલમાં જવા લાગે છે. અને રાત્રે સુષુપ્તાવસ્થામાં વિલીન થએલી જીવ સૃષ્ટી ફરી જાગૃતાવસ્થામાં આવે છે.

ઉષાદેવીના મંગલ આગમન સાથે સૃષ્ટીમાં પણ નવ જીવન પ્રાપ્ત થતું હોય નહિ શું એમ આભાસ થાય છે. સપ્તાશ્વના રથ ઉપર બેઠેલા આરક્ત વર્ણ સૂર્યનારાયણ ઉષાદેવીની પુંઠે દોડતા આવે છે ખણ લજ્જાથી દૂર નાશી જતી નવ વધુ પ્રમાણે ચપલ ઉષા પસાર થઈ ગઇ એટલે સવીતા નારાયણની દોડધૂમ વ્યર્થ જાય છે, ઉષ:કાલનો સમયજ એવો રમણીય હોય છે કે તે વખતના આલ્હાદ અને ચમત્કૃતી જનક દેખા

વા જોવા બરાબર કવિ પ્રતિભા ઉજ્વલ બન્યા વગર રહે નહિ.

આપણા વૈદિક કવિઓએ ઉષાદેવીના અનેક સુંદર કાવ્યો બનાવ્યાં છે. રૂગ્વેદના સુક્તમાં ઉષ:કાલનાં વર્ણન જુદી જુદી ઉપમાઓથી વર્ણવેલ છે, અને તે ઉપરથીજ કેટલીક પૌરાણીક કથાઓ ઉત્પન્ન થએલી સંભવે છે, સૂર્યદેવના રથને સાત ઘોડા હોય છે એવી જે કલ્પના છે, તે સૂર્યનારાયણના સાત રંગના કીરણો ઉપરથી બંધાએલ સંભવે છે. બ્રહ્મદેવ પોતાની કન્યા પાછળ પડયા એ પૌરાણીક કથા ભાગનું, સૂર્યોદય ઉષા પછાડી હોય છે ત્યાં સામ્ય સંભવે છે. ગ્રીક લોકની દંત કથા માંહે Eos Dahhne, વગેરે નામો સંસ્કૃત માંહેના ઉષા–દહન વગેરે સાથે મળતાં આવે છે, એટલે મૂળ કલ્પના એકજ એમ તુલના દૃષ્ટિવડે અવલોકન કરનારા ભાષાભિજ્ઞ પંડિતોયે સિદ્ધ કર્યું છે. ઉષ:કાલ વ્યતિત થઈ સૂર્યોદય થવા બરાબર અન્ય સ્થળોની માફક તાલપુષ્કર ગામના લોકો પણ જાગૃત થઇને પોત પોતાના વ્યવહારમાં જોડાયા.

બિંદુએ પણ આર્ય ગૃહિણીના કર્તવ્યાનુ સાર વહેલાં ઉઠીને ઓસરી આંગણુ ફળી વિગેરે વાળી સાફ કર્યું, પછવાડેના વાડા માંહેના કુવાપર વાસણો વીંછળી ધોઈ સાફ કરી મુક્યાં. વેલીઓપરથી પૂજા માટે ફુલો અને તુલશી બીલી વિગેરે છાબડીમાં ઉતારી મુક્યાં. સુધા

છોકરાં તથા હેમચંદ્ર હજી જાગ્યા નહતાં બિંદુ ઘરના પાછળના ભાગમાં હતી એટલે તેણીએ હજુ આગળની ખડકી ઉઘાડી નહતી, એટલે ડેલી ખખડાવેલી બિંદુના સાંભળવામાં આવતાં તે ઉઘાડવા આગળ આવી. ડેલી ઉઘાડતાં એક વૃદ્ધ ડોશી તેણીના જોવામાં આવી. બા-રણું ખુલ્લું કરતાં ડોશી અંદર આવી, બિંદુ ન્હાની હતી ત્યારથીજ આ ડોશીની તેણીનાપર બહુજ માયા હતી. જે કણબી જાતિની હતી તેણીને જોઈ બિંદુ બોલી–" મારી બા! આજે અત્યારમાં તું ક્યાંથી? અને આ હાથમાં શું છે!"

" કાંઈ નહિ બિંદુ બહેન! આજે મનમાં આવ્યું કે ચાલ મારી બિંદુ અને સુધાને મળવા જઉં, વળી સુધાને શેડ કડું દૂધ ભાવે છે એટલે તેની એક ટબુડી ભરતી જઉં તેથી એ દૂધ લાવી છું બીજું અમે ગરીબના ઘેર શું હોય? સુધા ઉઠી કે?" ડોશીયે પુછ્યું.

" ના માશીબા! તે હજી ઉઠી નથી, પણ બા આવી રીતે તું રોજને રોજ કાંઈ લઈને આવે એ ઠીક નહિ"

" લે બિંદુ! તેમાં શું? આપણી ઘરની ગાયનું દૂધ છે તેમાં કાંઈ વેચાતું થોડુંજ આણવું પડે છે. અમે તમારી જમીન ઉપરજ ખેતી કરી નભીયે છીએ ને! ત્યારે અમારાં ઢોર ઢાંખર ઘરબાર તમારાંજ નહિ કે"

" બહુ સારૂં ત્યારે લાવ પણ માશીબા! આ તારી આંખોમાં ઝળઝળીયાં શાના?"

આ રામજી પટેલની વહુ જુના જમાનાની માયાળુ સ્વભાવની ડોશી હતી. બિંદુના બાપના ઘર પાસેજ તે રહેતી હતી અને હેમચંદ્રની જમીનમાં ખેતી કરી તેના ઉપર તેણીના કુટંબનું ગુજરાન ચાલતું હતું, એટલે બિંદુ તથા સુધાની સાથે બાળપણથી તેનો સહવાસ હતો. તેણીની એ સ્થિતી જોઈ બિંદુને આશ્ચર્ય લાગ્યું, ડોશીનું હૈયું બિંદુને જોતાં વાર તરતજ ભરાઇ આવ્યું હતું, પણ જ્યારે ઉપર પ્રમાણે બિંદુએ પુછયું એટલે તો તે તુરત રડી પડી, એ જોઈ બિંદુને વિશેષ તર્ક વિતર્ક થવા લાગ્યા, તે અધીરી બનીને બોલી–" પણ માશીબા ! આવી રીતે રડવાનુ કારણ શું ! રામજી પટેલ હવે સારા છે ને ? ગોકળ વિગેરે બધાં ઠીક મજામાં છે ને ? "

" હા. પટેલ સારી પેઠે છે ને છોકરાં પણ તમારા જેવાની મેંરબાનીથી હાજાં નરવાં છે, "

" ત્યારે તમને કોઈ વઢયું ? કે રામજી પટેલ કાંઈ બોલ્યા ? " બિંદુએ ઉતાવળથી પ્રશ્ન કર્યો.

" બિંદુ ! શું મેં કોઈના પાંચ પૈસા ખાધા છે ? તે કોઈ મને બોલે ? અને હું કાંઇ પડી વેપડીની ખાનારી નથી, આખા ઘરનો ભાર ઉંપાડુ છું એટલે પટેલ પણ શાસારૂ બોલે ? "

" ત્યારે પણ આવી રીતે સવારના પહોરમાં શું છે શામાટે ?"

આટલી વાત થાય છે ત્યાં સુધા ઉઠી બિંદુ પાસે આવી, તેને જોતાં વાર બિંદુ બોલી–" સુધા કેમ નિદ્રા આજે વહેલી પુરી થઈ ? જો માશીમા તારા માટે આ ચનું દૂધ શેડ કઢું લઇ આવ્યાં છે. ઠીક તું માશીબા પાસે ઉભી રહે હું ચા મુકવા માટે ચુલો ચેતાવું. "

સુધાએ હા પાડીને પોતાના માથાના બાળ સમારી ને વાડા તરફ ચાલવા લાગી. અને બિંદુ રસોડા તરફ વળી પેલી ડોશીએ વળી આંખો લોહીને પુછયું–"બિંદુ એ સાંભળેલ વાત ખરીકે ? "

" શી વાત ! જાણ્યા વિના મારાથી શું કહેવાય માસીબા ? "

" મે ઘોસ બાબુના ઘેર સાંભળેલ તે ! "

" પણ તે શરદચંદ્ર બાબુના ઘેર શું સાંભળ્યું, તે મને જણાવ ત્યારે હું કહુંને ? "

વૃદ્ધ ડોશી વધારે રડી પડી અને કહેવા લાગી–" ઓ પ્રભુ ! સુધા જો એક દિવસ મારી નજરે પડતી નથી, તો મારા જીવને ચેન પડતું નથી, ત્યારે હવે કેમ થશે ? "

બિંદુને તે ડોશીનો કંટાળો આવ્યો તે રસોડામાં મુંગે મોઢે ચાલી ગઈ એટલે રામજી પટેલની વહુ પણ રસોડાના બારણા પાસે જઈ બોલી–" બિંદુ આમ મારાપર રીશ મા કર, જો મે એવી વાત સાંભળી છે, કે તમે અમને બધાને મુકી કલકત્તે જનાર છો. જો બહેન

તમને બન્નેને મે આ મારા હાથે ઉછેરીને મોટાં કર્યાં. મારી સુધા તે તો સુધાજ! હાય તેને પણ લઈ જવાના કાં ? " ડોશી ફરી આંસુઓ ચાળવા લાગી.

બિંદુને તેણી તુરત વાતનો ખુલાસો કરતી નહુતી તે માટે જેટલો કંટાળો આવ્યો હતો, તેટલીજ તેણીના પ્રેમાળ સ્વભાવ માટે દયા ઉપજી તે બોલી–" માશીબા આ વાતજ કહેવાનું કે તને આટલું અઘરૂં લાગ્યું અને રડી પડી ? પણ બા ! હજુ અમારૂં જવાનું નક્કી થયું નથી. રાત્રે શરદચંદ્ર થોડા દીવસ મેમાન તરીકે કલકત્તે આવવાનું કહે । હતો. પણ અમને ગરીબને કલકત્તાનું ખરચ પોસાય કે ? "

" તો તો ઠીક પણ જો બિંદુ ! એક ટંક ખાઈયે પણ આપણું બાપદાદાનું ગામ મુકીને ન જઈએ સમજીને. લે બેસ ત્યારે હવે હું જઈશ, તમે નથી જવાનાં એ સાંભળીને મારા મનમાં હવે શાંતી થઈ. " એમ કહી તે ડોશી જવા લાગી.

" ઠીક માશીબા આવજો હો. "

આમ કહી બિંદુએ રજા આપી એટલે ડોશી તેણીના ઘેર ગઈ બિંદુએ ચા તૈયાર કર્યો. હેમચંદ્ર બાબુ ઉઠયા, દિશા જંગલ જઈ આવ્યા દાતણ પાણી આટોપી સુધા અને પોતાના દીકરા નવિનચંદ્ર બાબુ સાથે ચા પીવા બેઠા બિંદુ બહાર ઓરડામાં શાક સુધારવા માટે આવી જ્યાં રાશી નામની શીવશર્મા પ્રાહ્મણની વહુ

દિવાળી નામની વાણીયેણ, શ્યામા નામની રબારણ વિગેરે ઘણી ગરીબ સ્થિતીની બાઇઓ બિંદુ બીજા ગામે રહેવા જાય છે, એવું સાંભળી તે માટે પોતાની દીલગીરી જાહેર કરવા આવી. એ સઘળી સ્ત્રીઓને સમજાવી તેમના મનનું સમાધાન કરવામાં બિંદુ બિચારી કાયર થઇ બિંદુ કરતાં ધનવાન સ્ત્રીયો તાલપુષ્કરમાં બીજી અનેક હતી, પણ ગોર ગરીબને બિંદુ જેટલી બીજી કોઈપણ ઉપયોગી ન હતી બિંદુ સઘળીઓના દુખમાં ભાગ લેતી અને બનતી તેટલી મદદ કરતી જેથી બિંદુ વધારે પ્રિય હતી, બિંદુમાં દયાળુપણું, બીજાને મદદ આપવામાં આતુરતા, પરદુખ જોઇ મનમાં દુખીત થવું આદિ કેટલાક સદ્ગુણો વસતા હતા, અને તેવા સદ્ગુણોને લઇનેજ મધુરૂં જીવન ગાળી શકાય, કે જે ગુણો ભારતવર્ષમાં દૃષ્ટી ગોચર થાય છે, તેટલા ભાગ્યેજ પૃથ્વીના બીજી પીઠ ઊપરના દેશનાં નજરે પડશે ! બિંદુ એક ગરીબ માતાની દીકરી અને ગરીબ ધણીના ઘેર પડી હતી, પણ તાલપુષ્કર ગામના લોકની સ્ત્રીયોમાં તેણીની જેટલી માન્યતા અને તેણીના પર શુધ લાગણી હતાં, તેટલાં બીજી કોઈ શ્રીમાન સ્ત્રી ઉપર પણ નહતાં, અને તેનું કારણ બિંદુ પરદુઃખ નિવારણ કરવામા તત્પર રહેતી એજ હતું.



## પ્રકરણ ૭ મું.

# બાલ મિત્રતા.

નિર્મળને નિસ્વાર્થ મિત્રતા બાલપણામાં દેખાતી,
કોઈ વખત થાયે મન દુખપણ પ્રેમવેલિ નવ સુકાતી
બાલક બાલક મળિ સંગાથે બાલા બાલા સાથ રમે,
આનંદે ઉત્સવ કરતાં સહુ શોક જરા નવ બાલ્યે સમે.

પ્રથમ સંકેત પ્રમાણે બિંદુ સાયંકાળે પોતાના કાકા તારિણી બાબુના ઘેર ગઈ અને પોતાની બાળપણની ' જીવશ્ચ કંઠશ્ચ ' સહિયરો લતા અને નંદિની દેવીને મળી. એ ત્રણેની બાલ્યાવસ્થા એક બીજી સાથે ખાવું પીવું અને રમવું એમાં ગઈ હતી, જ્યારે અત્યારે તે ત્રણે યુવતીઓએ ગ્રહસંસાર માથે ઉપાડી લઇ તે ગૃહિણીપદે પહોચી હતી. પણ તેમના અંતઃકરણમાંથી બાલ્યાવસ્થાનું પ્રેમ નષ્ટ થયું નહતું, ઘણાએક દિવસે ત્રણ જણીઓનો આજે મેળાપ થયો હતો. એટલે એક બીજીની સુખદુખની વાતો બોલવા કહેવામાં રાત્રી પડી.

લતાના શરીરનો રંગ કાંઇક કાળો હતો. પણ ચહેરો સુંદર હતો, નેત્રો પાણીદાર હતાં, પણ આટલી ખીલતી જુવાનીમાંજ તેના ચહેરાપર ચિંતા અને હાસ ઉપાધીનું પરીણામ થએલ જણાતું હતું જેથી આંખો કંઇક ઊંડી ગએલ હતી. જ્યારે હાથ માંહેની સોનાની બંગડીઓ તદ્દન ઢીલી થઇ પડેલી હતી, લતા સુસ્વભા

જની અને અકૃત્રીમ પ્રેમવાળી હતી ઘરનું કામકાજ કરી સંસારમાંહેની અનેક ઉપાધીઓ સહન કરી પતિ સેવા બજાવવી એજ તેણી પોતાનું ખરૂં કર્તવ્ય સમજતી હતી

બિંદુ બોલી—" ઓહોહો! લતા બહેન, કેટલેય વ્હાડે તું આજે મને મળી."

" બિંદુ બહેન! હવે આપણા મેળાપ વારંવાર કયાંથી થાય? લગન થયાં ત્યારથી હું બરદ્ધાન છું અને હવે પીયેર આવવા પરવાનગીયે મળતી નથી, એટલે શું?"

" કેમ વારૂ? હું તો બાઇ આ પૂજાના દિવસોમાં હરવરસ આવું છું." વચમાંજ નંદીનીયે કહ્યું.

" નંદિની બહેન! તમારી વાત જુદી છે. ધનપુર તમારા ઘેર નોકર ચાકર ઘણાએ છે. તમારે શું કાંઇ કામ કે કાજ! આ બેઠાં મેનામાં અને આવ્યાં પીયર! મારૂં કાંઇ તેમ નથી આ વખતે પણ મારાં નણંદ બાઇ આવ્યાં! તે તેમણે ઘરનું સઘળું કામ માથે લીધું છે, ત્યારે મને આ તરફ આવવા રજા મળી, એટલે વિધારે વધારે દીવસ અહિં રોકાઇ તેમનાપર એટલો બોજ પડવા દેવો એ કાંઇ ઠીક ગણાય?" લતાએ કહ્યું.

બિંદુ બોલી–" પણ લતા બહેન! તમારી તો ઘણી જમીન વાડી છે અને મોટી પેદાશ છે, પછી શામાટે નોકર ચાકર નથી રાખતાં?"

" ના ના તેમતો બનેજ નહિ. કેમકે પ્રણમશીલ

તેવી નોકર રાખવાની અમારે ત્યાં રીત નથી અમારા ઘરના માણસો બધાં જુના જમાનાના છે. બિલકુલ નોકર નથી એમ કાંઇ નથી છે. પણ તે તેઓનીજ ખીદમતમાં રહે, ઘરનું કામકાજ તો અમારેજ કરવું વળી તમે ધારો છો એટલી બધી મોટી પેદાશ કાંઈ અમારી નથી તમાંએ હાલ કાંઈ કરજ થવા લાગ્યાનું સાંભળ્યુંછે

" પણ તારો ધણી તો બરફ્રાનમાં ઘણા સાહેબ લોકોને મોટા દમામથી ખાણું આપે છે, તેમાં તો પાણીના મુલે પૈસો વપરાય છે ? ત્યારે જો તમને કરજ થતું જાય છે તો એવાં નકામાં ખરચ કેમ ઓછાં કરતાં નથી ? તું તારા ધણીને નથી કાંઇ કહેતી ? " બિંદુએ કહ્યું.

" શું આવી બાબતમાં હું તેમને કહું ? મારથી બોલાય ખરૂં ? ઘરમાં ફૈબા વગેરે ઘણા મોટાં માણસ છે, અને તે કહે છે પણ ખરાં તોએ તેમનું સાંભળે કોણ ? "

" પણ ત્યારે તારા ધણીનો વિચાર છે શો ? "

" તેમનું કહેવું એમ છે કે આપણા કુટંબની જે આબરૂ છે તે સાચવવા માટે તેવા ખરચ રાખવાજ પડે. સાહેબ લોકોની તેમનાપર બહુ મહેરબાની છે, તે તો બિંદુ બહેન તમે જાણો છો, તેને લઈ તેમની કમેટીમાં કે તેને શું કહે છે કોણ જાણે ! તેમાં તે રોજ જાય છે. અને સાહેબ લોકોની મરજી પ્રમાણે મતો પણ

આપે છે. જેથી તેમને ખાનદાન કુટંબના તેઓ માને છે"

" ત્યારે સવાર સાંજનો વખત જો તેમનો સાહેબ લોકોને મળવામાં, અને તેમના તરફની સાબાશી મેળવવામાં જતો હોય, તો પછી ઘરનું કામકાજ કોણ જુએ છે ! " નંદીનીએ પુછ્યું.

" કેમ ! સાસુજી છે તે ! પણ બિંદુ બહેન ! તેમને શી-તેર વરસ થયા છે પણ હજુ શરીર કેવું વજ્ર જેવું છે! વહેલાં ઉઠી ન્હાઈને પુજા પાઠ કરે, પછી સઘળાની જમવાની પુછપરછ કરે ત્યારે બે બજે પોતે ખાય. પાછા રાત્રે સહુ સુઈ જાય ત્યારે પોતે સુવે એવી રીતે સઘળી બાબતપર પોતે દેખરેખ રાખે છે. "

" શીતેર વરસની ઉમર થયા છતાં તારાં સાસુજી આટલાં કામ પોતે જુએ છે ! ખરેજ આશ્ચર્ય છે અને તેને એક અદભુત શકતીવાળી સ્રીજ ત્યારે કહેવી જોઈએ " નંદિની હસતાં હસતાં આશ્ચર્ય કારક ચહેરે બોલી

" ખરેજ વિલક્ષણ શકતીવાળી એ ડોશી કહેવી પડશે, અને કોઈ મુળના મજીયારા કુટંબમાં જુની ચાલતી આવતી પદ્ધતી સાસવી રાખનાર, તેવી વૃદ્ધ સ્રીયો કોઈ કોઈ સ્થળે" [ પુરાતની ઘેર ] નજરે પડી આવે છે. બાકી હાલમાંતો રાજેશ્રી બી. એ. / એમ એ થયા, કે ચાલ્યા બહારગામ નોકરીએ. અને ત્યાં રાણી સાહેબ માત્ર સાથે,કુચોખો ધણિ ધણિયાણીનો સંસાર" બિંદુ નવા જમાનાની ટીકા કરતી બોલી.

" ના બહેન ! એવું મદન અને સાહેબના સંસાર સરખું અમારૂં કુટંબ નથી. મારાં બે ફઈજી સાસુ છે. તેમનાથી તો શું પણ પ્રત્યક્ષ મારા એમનાથીએ સાસુજીના મોઢાના એક શબ્દનું પણ ઉલ્લંઘન ન થાય " લતાએ કહ્યું.

નંદિની એ ઉપર કાંઈ બોલી નહિ પણ લતાના કુટંબની પદ્ધતી તે તારૂણિના ભોળી સ્વભાવને કંઈ વિચિત્રજ લાગી. કેમકે દેવિ નંદિની અને તેના ધણી સ્વતંત્રતાથી સાથેજ રહેતાં હતાં નંદિનીના પતીની રહેણી કરણી સુધરેલા જમાનાની હતી તેથી લતાના કુટંબની પદ્ધતી જુના જમાનાની શૈલીવાળી અને તેમાં વહુરૂઓ ઉપર જુના ઢચ્ચરના દબાણની હકીક્ત જાણી તેણીને લતા માટે દયા ઉપજી. મજીયારા કુટંબમાં સંસાર વહન કરવાની શકતી જેનામાં હોય છે, તેનાપર તે બોજો પડે છે અને બીજા અશક્ત દુર્દૈવી કુટંબીઓને તેના તાબે રહેવું પડે છે. જેથી તેના તૈયાર થાળીએ બેસનાર આળસુ તેવા કુટંબમાં વધારે નિપજવા સંભવ છે ખરો, પણ નિરાધાર માણસનો પણ તેવા મજીયારા કુટંબમાં સમાસ થઈ નિભાવ ચાલે છે તેમને મદદ મળે છે એ સ્તુત્યવાત લક્ષ બહાર મુકવા જેવી નથી, એ નંદિનીના લક્ષમાં આવ્યું નહિ.

થોડીવાર ચુપાચુપ રહ્યું, પછી લતા બોલી—" નંદિની દેવી ! તમારૂં તો અમારા સરખુ નહી હોય કેમ? ધનંજય બાબુ તો કહ્યું કરે છે ને ? "

" હા. આ ગયું વર્ષ સઘળુ ત્યાંજ નિકળ્યું ; અને મને પણ કલકત્તે લઇ જવા માટે સાસુજીને કહી મોકલાવ્યું છે." નંદિનીએ ઉત્તર આપ્યો.

લતા બોલી—" કલકતામાં ધનંજરા બાબુ સાહેબે એક મોટો પાંચ માળવાળો બંગલો લીધો છે, અને ત્યાં કોચ ખુરસી ટેબલો ગાદી તકીયા હાંડી ઝુમરો છબીઓ વિગેરે ફરનીચર અને રયાસતી સામાન એટલો બધો ગોઠવ્યો છે, કે જાણે મોટો રાજદરબાર હોય નહી શું? અને એક કાળારંગની અને બીજી ધોળા સફેદ રંગની ઘોડાઓની બે જોડીઓ ગાડી માટે રાખી છે કે જે મોટા રાજા રજવાડાઓને ત્યાં પણ ન હોય? વળી શહેર બહાર એક ફળઝાડ અને ફુલઝાડનો બગીચો ખરીદીને તેમાં એક આરસપાણનો બંગલો બંધાવી ત્યાં રહેવાનો પણ તેમનો વિચાર સાંભળ્યો છે. એમ મારા ભાઈ શરદચંદ્ર કહેતા હતા. અહો બાઈ! પછી નંદિની હેવી તમે ત્યાં ગયા પછી કેટલાં સુખી થશો? ઘણું કરીને તો આપના માટેજ એ ઉત્તમ હવાવાળા બંગલા ની તજવીજ થતી હશે!"

નંદિનીના હોઠ કાંઇક શંકિત સ્મિત સાથે થરથરવા લાગ્યા તેના મોઢાપર કાંઇક કૃષ્ણ છાયા છવાઇ તે ધીમે સ્વરે બોલી—" બહેનો? કાળા અને ધોળા રંગની ઘોડાની જોડિયો વડે, અને આરસના પથ્થરોથી સુશોભિત બંધાયેલા બંગલા તથા બગીચાથીજ જો કોઈ સ્ત્રીને

સુખ પ્રાપ્ત થવું શક્ય હોય, તો 'તો સુખના દિવસે મારી નજરે પડશે ખરા! બાકી તો નશીબમાં કોણ જાણે શું યે છે?"

આટલું બોલી તેણીયે નિસાસો મુક્યો, જે બિંદુના જાણવામાં આવતાં તે બોલી–" પણ નંદિની દેવી! તમારા નશીબમાં સુખ સિવાય બીજુ શું હોઈ શકે!"

નંદીની બોલી—" બિંદુ બહેન! આપણે ન્હાનાં હતાં, ત્યારે એક જોશી આપણા ઘેર આવ્યો હતો. અને તેને સઘળાંના હાથ જોયા હતા, ત્યારે તેણે શું કહ્યું હતું તે તને સાંભરે છે કે?"

" ના બા. મને તો કાંઈ યાદ નથી."

" લતા! તને યાદ છે કે?"

" મને! મને તો બિલકુલ કાંઈએ યાદ આવતું નથી."

નંદિની બોલી—" તો પછી તેના શબ્દોની મારા મન ઉપરજ અસર થઈ લાગે છે અને તેથી એ મારા ખ્યાલ બહાર ગયા નથી. એ વાતને આજે બરાબર બાર વરસ થઈ ગયા. આજ તે દિવસો સાંજના વખતે આપણે સઘળાં રમતાં હતાં. રાત્રી અંધારૂં થયું હતું, ચંદ્રમાના ઉદયનો તે સમય હતો, એટલામાં સામેના જંગલમાંથી એક જોશી આવ્યો. તેનો ચહેરો વિલક્ષણ દેખાતો હતો, આપણે નાસવા લાગ્યાં ત્યાં તે નજીક

આવીને બોલી— છોકરીઓ ! તમારામાં મને બે ચાર પૈસા લાવી આપો હું તમારા હાથ જોઉં, લતાએ બે પૈસા લાવી આપ્યા, એટલે તેનો હાથ જોઇ તે સારે ઠેકાણે પડશે એમ તેણે કહ્યું હતું. ”

“ અને તમારા માટે શું તેણે કહ્યું ? ” બિંદુએ ઉતાવળી થઈ પુછ્યું.

“ તે હું કહેવાનીજ હતી, જો તારી મા પેલા સરોવરપર ગઇ હતી, મારી કાકી પાસે પૈસા ક્યાંથી ! એટલે તેં પછી અમસ્તોજ હાથ બતાવ્યો, જે જોઈ તે બોલ્યો બેટા ! તું બહુ પ્રસિદ્ધ અને શ્રીમાન સ્થળે પડવાની નથી. ઘણા ગરીબ ધણીનીજ ધણીઆણી થવાની છે ”

બિંદુ હસતાં હસતાં બોલી——“ હા. તે ઠીક એ બ્રાહ્મણે ભવિષ્ય કહ્યું તેમાંજ મને સંતોષ છે. પણ નંદિની બા ! તમારા સંબંધે તેણે શું કહ્યું હતું ? તે તો કહો. ”

“ બિંદુ બહેન સાંભળ ! મને મારી બાએ પ્રથમ ચાર પૈસા આપેલા હતા, તે બધા મેં તેને આપી દીધા થોડીવાર સ્તબ્ધ બનીને મારો ચહેરો અને હાથ તેણે જોયાં, પછી પાસે બોલાવી તેણે મારા કાનમાં કહ્યું “ છોકરી ! તું શ્રીમાન ગ્રહસ્થની વહુ થઈશ. પૈસાથી જો તું સુખ માનતી હોઈશ તો તે તને મળશે પરમાત્મા તારૂં ભલુ કરો. પણ તારા શત્રુસ્થાનમાં જે ગ્રહો પડ્યા

છે તે માટે સાવધ રહેજે." આટલું કહી તે ચાલતો થયો, અને મારી છાતીમાં ધ્રાસકો પેઠો." આટલું કહેતાં નંદિનીના શરીરપર રોમાંચ ઉભા થયાં.

તેને હિંમત આપતી બિંદુ બોલી—" નંદિની બહેન ! તેમ શું ? ને જોશી બાવાએ સહુને કાંઈક જુદું જુદું કહ્યું જોઈ [illegible] તેમ કહ્યું તેમાં શું ? તે શું કઇ ખરૂં હોય [illegible] વળી તે વાત ક્યારની ? તો બાર વરસ પહેલાંની [illegible] ગણતા છે એટલે ખરાબ દુખના દિવસ આગળ આવશે, અને વિટંબણા ભોગવવી પડશે, એમ અત્યારથી માની બેસીને ચિંતા કરતા રહેવું એ તમારા જેવી શ્રીમાન તારૂણી-વિદ્યાભૂષીત દેવીને શું ઉચીત છે ? એ જો આવાં ટાહેલાં ગાતી બેસે તો પછી અમારા જેવાએ શું કરવું ? "

નંદિનીનો સ્વભાવ અભિમાની અને કાંઇક ઊંડા વિચારનો હતો, એ આપણે પ્રથમ જાણ્યું છે. બિંદુના ઉપરના શબ્દો સાંભળીને તે તુરત બોલી–" ના ના હુ કાંઇ તેમ મારી માઠી કર્મ દશા છે એમ ગાતી નથી. અને તે ભીખારી જોશીનુ કહેવું ખરૂં એ માનતી નથી પણ બહેન ! હોય તે ખરૂં, કોણ જાણે કલકત્તે જવાનો વિચાર મનમાં આવે, કે તે સાથે મારા ચિતની કાંઇક જુદીજ વૃત્તી થાય છે. અને કાંઇક ભીતીના વિચાર આવવાં લાગે છે. પણ બિંદુ બહેન ! તું પણ ત્યાં આવવાની છો ને ? અને લતા બરદ્દાન રહેવાની કાં ?

બરદ્દાન એટલે કલાકોથી બે ચાર કલાકનો રસ્તો છે. એટલે આપણે બધાં ન્હાનપણાની માફક સાથેજ રહીશું. કદાચ કોઇ કોઇ કમનશીબે એક બીજીને છોડી જઇએ, તોપણ પરસ્પરની પ્રીતી સાંભળીને પણ એક બીજીને સંતોષ થશે. ”

આ શબ્દ નંદિનીના મુખમાંથી એવા સ્વરથી નિકળ્યા હતા, કે તેણીના અંતઃકરણ માહેની ગુપ્ત આગ્રહ વેદનાઓ તેણીયે પોતે સ્પષ્ટ કહી બતાવી નહતી તોપણ તેના અંતઃકરણમાં એ જોરથી બાવાના શબ્દોનો ભારી જખમ થઇ રહેલ પ્રતિબીંબીત થતો હતો. તેણીને શું ચિંતા હતી તે કહેવા માટે બિંદુ કે લતાએ તેણીને આગ્રહ કર્યો નહિ. પણ નંદિનીની આંખો અશ્રુપૂર્ણ હતી, તે પોતાના છેડા વતે લોહીને તેણીપરનો પોતાનો પ્રેમ કદી પણ ખંડિત થશે નહિ એવી ખાત્રી આપી. તે ત્રણે સહચરીઓની ઉમર સરખીજ હતી. અને તેમની બાલ્યાવસ્થા તાલપુષ્કરમાં સાથેજ ગઇ હતી. એટલે તેમની વાતો પુરી થતીજ નહતી. પણ રાત્રી વધારે ગઇ એટલે બિંદુ તથા લતા ઘેર જવા નિકળી. નંદિનીના વિચાર ગ્રસ્ત ચહેરાથી તે બન્ને યુવતીના ભાલ પ્રદેશ ઉપર અજ્ઞાત દુઃખ પ્રસંગની છાયા આલેખાઇ હતી. અને તેથી તેમના મન ઉદવેગ પામ્યા હતાં, કે હેવી નંદિનીને એ શું ચિંતા હશે !

પ્રકરણ ૮ મું.

# માતૃ ભકતી

.........

માતા પિતા તીર્થ સુપુત્ર કેરું,
પવિત્ર પુણ્ય પ્રદ એ ઘણેરૂં;
પિતાથી જાદે ઉપકારી માતા,
ગંગાસમા ગુણ સુપુત્ર ગાતા.

મુંબાઈ આવવા માટે કલકતેથી નિકળનારી બીજે દિવસે ત્રીજા પહોરે મોગલસરાઈ સ્ટેશનપર આ પહોંચી. બનારસ જવા માટે નિકળેલ જાત્રાળુની : ઘણી ગીરદી થઈ હતી. અહીંથી નદિ કિનારાની બ એ થઈ જતી રેલવેથી આ જાત્રાળુ મંડળ પોતપોત પ્રચ્છીત સ્થળે જવા ઉપડયું. આપણી આ નવલ ક સમયે ગંગા નદી ઉપરથી જવા માટે રેલવે પુલ બ યેલ નહતો, એટલે ઉતારૂ મંડળ કોઈ મછવામાં કોઈ હોડીમાં અથવા ન્હાના વહાણમાં બેસીને સામે કાશીક્ષેત્ર તરફ જવા માટે રેલવેમાંથી ઉતર્યું. આ : જમાં જુદા જુદા પોષાક અને જુદી જુદી તબીયતવ ઘણા માણસો હતા. શરીરે કદાવર ·હાથમાં લાક ધુંધા પકડેલા ઘણા જુવાનીયાઓ બહાર પ્રાંતમ આવ્યા હતા, કેટલાકના હાથમાં બચકા પાકીટો પેટીઓ વગેરે હતાં. તેમાંના કેટલાકો તો ઘણા મ

ઉપર કેટલાયે દિવસ કાઢતા હોઇ તેમાં બિલકુલ વિપત્તી પડતી નથી એમ માનનારા પણ હતા. જેમની પાસે દોરી લોટા શિવાય વિશેષ કાંઇજ સામાન ના હતો. આ મંડળમાં મારવાડી લોકોની ગીરદી ઘણી જેવી હતી. તે હિંદુસ્તાનના તમામ પ્રદેશમાં વસતા હોઇને વેપાર રોજગારમાં તે આગળ વધેલા જોવામાં આવે છે. તે મુંબાઇથી કેટલીક વિલાયતી અને દેશી માલ ખરીદીને બનારસની બજારમાં વેચવા માટે જતા હતા, અને છોટાનાગપુરના ઠીંગણા બાંધાના પહાડી લોકો પણ હિંદુ ધર્મના આ પવિત્ર ધામમાં જવા માટે આવેલ હતા. કાશી વિશ્વનાથજીના અને પવિત્ર ગંગાજીનાં દર્શન ક્યારે થશે, અને પોતાના જન્મનું સાર્થક્ય ક્યારે થશે? તે માટે કેટલીક વૃદ્ધ બાઇઓ ઉત્સુક એક દષ્ટિથી જોઇ રહી હતી. જેની અંદર શરદચંદ્ર અને તેની વૃદ્ધ માતા પણ હતાં.

મુસાફરી કરતાં શરદચંદ્ર અને તેની માતા સાંજ પડતાં શહેરમાં જઈ પહોંચ્યાં, શરદચંદ્રની માને આખા દિવસનો અપવાસ પડયો હતો. કેમકે તે જુના જમાનાની સ્ત્રી હોવાથી અપવિત્રતાની દહેશતને લઇ આખા વીસ કલાકના પ્રવાસ દરમ્યાન મોઢામાં પાણી સરખું પણ તેણીયે ઘાલ્યું ન હતું, પછી જમવાની તો વાતજ ક્યાં રહી ?

બનારસમાં સાડીઓ વડે બાંધેલી વીસીની અંદર જાત્રાળુઓને ઉતરવાની અને જમવા ખાવાની સવડ થાય

છે, જે માંહેની એક તેવી વીશીની ઓરડીની અંદર શરદચંદ્રે પોતાની માતા અને કામકાજ કરવા સાથે લીધેલી બાઇની સવડ કરાવી, આ વખત આકાશમાં વાદળાંની ઘટા છવાઈ હતી. વચમાં વચમાંથી વીજ પણ ચમકતી હતી. એટલે શરદચંદ્રે બીજે દિવસે સવારમાં નદી ઉતરી જવાનો વિચાર રાખ્યો.

ઉષ:કાલ થઈ પો ફાટવા બરાબર શરદચંદ્રની મા જાગી, નિત્ય નિયમ પ્રમાણે બે કલાક સુધી તેનો પ્રાત સ્મરણનો વિધી ચાલ્યો, ત્યાર બાદ એ ઉતારેથી નદી તટપર જવા નિકળ્યાં, આ વખતે સૂર્યનારાયણ ક્ષિતીજ ઉપર આવ્યા હતા. અને જાણે ગંભીર ગંગા પ્રવાહમાંથી ઉપર આવીને પ્રાચીન ઇતિહાસ પ્રસિદ્ધ નગરીમાંહેના દેવાલયો; તેના સુવર્ણમય શિખરો, અને ગંગા સ્નાનના ઘાટ પ્રદેશ ઉપર પોતાના ઉગતી પ્રભાના સૌમ્ય કિરણો પ્રસારીને સોનેરી રંગની ચદર પાથરતા હોય એમ દેખાવ જણાતો હતો.

નદિ પ્રવાહની બીજી બાજુ કાશીક્ષેત્રનો જે ભવ્ય અને વિસ્મયોત્પાદક દેખાવો દેખાય છે, તેવો ભારતવર્ષ માંહેના કોઇકજ શહેરનો દેખાશે, ઉપર આકાશને ભેદી ને જતાં દેવાલયોના ઉ-તુંગ શિખરો, તો નિચે ગંગા ઘાટના નિચેના ભાગના પગથીયાંઓપર જુદા જુદા પ્રદેશમાંથી આવેલ સ્ત્રી પુરૂષોની ગીરદી ! આ ચિત્રપટમાં વળી અફાટ શહેરમાંહેના ઊંચા ઊંચા બંગલા અને

મઝાનો પાસે વહેનારો ભેસબંધ ગંગાપ્રવાહ ! એથી તો અનુપમ શોભાનું ભાન દ્રષ્ટિ ગોચર થાય છે. જુદા જુદા દેવાલયોમાંથી થતો ઘંટાનાદ અને શંખ ધ્વની એક જ વખતે કર્ણપટપર અથડાઇ અંતઃકરણને અપુર્વ આનંદ આપતા હતા. આ પ્રાતઃકાલના રમણીય સમયમાં ફરકતી ધ્વજાઓ દૂર પ્રદેશથી પણ પવિત્ર વારાણસીનું ભાન કરાવતી હતી.

શરદચંદ્રની માતાયે આ પવિત્ર સ્થળ પ્રથમ કોઇ દીવસ જોયું નહતું, તેથી આ અદભુત શહેરની રમણીયતા અને અનુપમ સૃષ્ટી સૌંદર્ય જોઈ તેણીના અંતઃકરણમાં વિચારની વ્યગ્રતા, અને આનંદની ઉર્મી એકી સાથે પ્રગટયાં, જેને લઇ વચમાં વચમાંથી તેનો સૃષ્ટિ વ્યવહાર પણ અટકી જતો હતો, શુદ્ધ અંતઃકરણને લઇ પુરાણમાં કહેલ આ ક્ષેત્રના માટેની મહત્તાની વાતો તેના હૃદયપટ આગળ એકદમ આવી ખડી થઈ ગઈ. આ ક્ષેત્રનું ફક્ત નામ સાંભળવા બરાબર હિંદુ સ્ત્રી અથવા પુરૂષના મન ઉપર જે પવિત્રતાની અસર થાય છે, તે અકથ્ય છે ત્યારે શરદચંદ્રની માતા તો વૈધવ્યદશા ભોગવતી પોતાની આખર અવસ્થાએ પ્રભુશરણ કરવા તથા આ ક્ષેત્રમાં આયુષ્ય પુર્ણ કરવાના વિચારથી આવેલ હતી. તેથી ખપે તેવા ઐહિક સુખના સમારંભથી જે તેને આનંદ થાય તેથી આ ક્ષેત્ર દર્શનથી થતો આનંદ લાખ દરજ્જે અધિક તે માનતી હતી અને

લેને લઈ તે સરલ હૃદયની વિધવાએ શ્રી કાશી વિશ્વનાથના માનસિક બાણુ ઉપર અશ્રુપાત વરસાવવો શરૂ કીધો હતો.

શરદચંદ્ર ઇંગ્લીસ કોલેજની અંદર ભણેલ હતો, તેથી તેના અંતઃકરણમાં તેટલી પવિત્રતાની ઉચ્ચ છાપ પડી નહિ, તેમ એકદમ તેવી શુદ્ધ ભાવના પણ પ્રગટી નહિ, તોપણ કાશીક્ષેત્રનો રમણીય દેખાવો જોવા બરાબર તેના મનપર આનંદ ઉદભવ્યા વિના રહ્યો નહિ. ભારતીય કલા–વિદ્યા અને ધર્મનું તે પ્રાચીન પીઠ જોતાં વાર શરદચંદ્રની દૃષ્ટિ આગળ ત્રણ હજાર વર્ષ પહેલાં નો આર્ય ઉન્નતિ દર્શક ઇતિહાસ ખડો થયો. તેના અંતઃકરણને જાણે પંખ આવ્યા અને આધુનિક કાળ ઓલંઘીને તે ભુતકાલમાં દાખલ થયું. ત્રીસ સેકા પહેલાં જ્યારે ઉત્તર હિંદુસ્તાનમાં રઘુકુલ ભારત અને પાંચાલ સંસ્કૃતી સંપન્ન કોસલ અને ઇતિહાસ સુપ્રસિદ્ધ વિદેહ ઉત્કર્ષાવસ્થામાં હતા; તે વખતે આર્યાવર્તમાંહેના દૂરદૃષ્ટિ અને વિદ્યાકલા સંપન્ન રાષ્ટ્રોમાં કાશીના લોકોની મુખ્યત્વે કરી ગણના થતી હતી, આ ક્ષેત્રનું મહાત્મ્ય હજાર વર્ષ પુર્વેથી અખંડીત ચાલ્યું આવ્યું છે, મુસલમાનોએ છ સેંકા સુધી આ દેશ ઉપર સત્તા ચલાવી, અને પુરાણુ પ્રસિદ્ધ ક્ષેત્રમાંહેના અનેક દેવાલયો ત્રોડી ફોડીને ભ્રષ્ટ કર્યા, તોપણ ધર્મને અને દૃઢ લોક શ્રદ્ધાનો જરાપણ નાશ થયો નહિ. ખપે તેવલો સુર્તી વિધ્વંસક હોય, તોપણ માણસના અંતઃકરણમાં સ્થપાયેલ

પરમાત્મ મુર્તીનો નાશ તેનાથી થઇ શકેજ નહિ. આર્ય ધર્મ અને આર્ય વિદ્યાનો ઉન્નતી સોમાનકાળ, ત્રણ હજાર વર્ષ પુર્વે જ્યારે આ શહેરની સ્થાપના થઈ તે વખતે તેની અંદર જે જીવનકલા હતી તેજ અદ્યાપી પણ કાયમ છે. આ સ્થાનના પવિત્ર દેવાલયોમાં વિવિધ પ્રકારની ભાષા બોલનારાઓની ઘણી ગીરદી થઇ હતી. ધાન્ય, મેવો, મીઠાઈ, ફળફળાવળ વગેરેની ઘણી દુકાનો દુતર્ફ મંડાયેલ હતી, જેમાંથી શ્રી વિશ્વેશ્વર પ્રીત્યર્થ છોડેલા પાડાઓ વચમાં વચમાંથી ધાન્ય ઉપર તરાપ મારતા સ્વેચ્છાનુસાર દોડધુમ મચાવી રહ્યા હતા છતાં શ્રદ્ધાળુ લોકો કોઈ પણ તેને મારતા નહુતા. અને તે પાડાઓ પણ અન્યને પીડા કરતા નહુતા. રસ્તામાં હજારો સાંધુઓ ભગવાં પહેરી, ગળામાં મોટી મોટી માળાઓ ધારણ કરી શિવ ભજન ગાતા બેઠા હતા. ભાવિક ભકતો ઠેકાણે ઠેકાણે ન્હાની મોટી દેવ મુર્તીઓને નમન કરતા પૈસા સોપારી શ્રીફળ આદિ મુકતા ચાલતા જતા હતા, આ તરફ જ્યારે આવી રીતે ધમાલ ચાલતી હતી ત્યારે શહેરમાં વેપાર રોજગારની જબર ઉથલ પાથલ ચાલી રહી હતી. યુરોપ અને એશિયાખંડ માંહેના જુદા જુદા માલની વખારોની વખારો ભરેલી હતી કપડ તથા રેશમી વસ્ત્રો અને વુલનના કપડાં, સોના રૂપાના અને મોતી માણેક હીરાથી જડીત દાગીના, જયપુર અને ઉદેપુરની બનાવટનો જરીયની સામાન, ખુદ કાશીના પીતળના સુંદર વાસણો ઈત્યાદિ ચીજોવડે ભુર્યા

ખચકાની ન્હાની મોટી દુકાનો પણ ચીકાર ભરાયેલી હતી. ઉપર ઉપરની દ્રષ્ટિવડે આધુનિક વિચાર પદ્ધતીને અનુસરી જોતાં આ શહેર માંહેના દેવાલયો જોઇ તેની આસપાસ ફરનારી વાંદર અને મર્કટ સેનાને ખાવાનું ફેંકી આગળ પોતાના દેવ દર્શનની ધારણામાં પ્રયત્ન કરતા જતા પ્રવાસી ભકતને આ સ્થાન એ એક ધર્મ ભીરૂપણાનું પીયરજ છે એમ જણાઈ આવતું હતું.

બપોર વ્યતીત થઇ ત્રીજે પહોરે દેવદર્શનનો વિધી પુર્ણ થયો. શરદચંદ્ર અને તેની માતુશ્રી સ્નાનાર્થે ગંગા તટ પર ગયાં. પોતાના અગણિત પાપોનું ક્ષાલન કરવા માટે આવેલ હજારો સ્ત્રી પુરૂષોની ગંગાના પવિત્ર તટ ઉપર ગીરદી થએલી હતી. તીર્થ ગોર અને ભીક્ષુક બ્રામ્હણો પોતપોતાના યજમાનોને સંકલ્પ કરાવતા હતા કેટલાક શુદ્ધ દવીજો પણ પોતાનું માધ્યાન્હ આહ્નિક ગંગાં તટ પર કરતા જોવામાં આવતા હતા. આ અનેક જનમંડળના આવાગમનથી મણિકર્ણિકા અથવા દશાશ્વમેધ ઘાટના પગથીયાં ઘસાઈ ગયાં હતાં. જયાંથી સ્નાનવિધી આટોપી શરદચંદ્ર અને તેની મા સાંજના સાડાત્રણ બજાના અરશામાં પોતાના મુકામે આવી પહોંચ્યા, અને ભોજનવિધી પણ આટોપ્યો. શરદચંદ્રની માતાને ઘણો આનંદ થયો અને હવે પોતાના જન્મનું સાફલ્ય થયું એમ લાગ્યું. શરદચંદ્રના પીતાના ગુજરૂ્યા પછી તેની માતાની સંસારવાસનાઓ નીર્મુળ થતાં,

પોતાનું શેષ આયુષ્ય શ્રી કાશી વિશ્વેશ્વરની પવિત્ર છાયા તળે ગંગાકીનારે કાઢવાનો જે તેણીનો લાંબા વખતનો સંકલ્પ હતો તે આજે પુર્ણ થયો હતો.

બનારસમાં શરદચંદ્ર ત્રણ દીવશ સુધી પોતાની માતા પાશે રહ્યો હતો. તેણે અગાઉથીજ તાલપુષ્કરના રહીશ એક પંડ્યાજીને પત્રદ્વારા લખી પોતાના મુકામ માટે તજવીજ કરાવી રાખી હતી. શરદચંદ્રની માતા વહેલી ઉઠીને મુખપ્રક્ષાલન ન્હાવું ધોવું આટોપીને દેવ દરશન આદિ ધારમીક કામનીજ તજવીજ રાખતી. અને શરદચંદ્ર પણ તેને જોઈતી સઘળી તૈયારી પુરી પાડતો. આ પંડ્યા લોકોના અત્યાગ્રહી અને લોભીયા સ્વભાવને લીધે કેટલેક પ્રસંગે કંટાળો આવે છે એ જો કે ખરૂં, તોપણ તેમની સઘળી બાબતની માહેતગારીને લઈ જાત્રાળુઓને ઘણી મદદ અને પૈસાનો બચાવ વગેરે લાભ થાય છે તે વિશેષ છે. કાશી, પ્રયાગરાજ મથુરાં વૃંદાવન વગેરે સ્થાનોમાં આ પંડ્યાઓ [ ક્ષેત્રસ્થ [illegible] ] ની વસ્તી હોય છે. અને તેઓની પાસે એવા ક્ષેત્રોમાં યાત્રા કરવા માટે આવનારા જાત્રાળુઓના નામો નોંધેલા હોય છે. જે પેઢી દરપેઢી નોંધાતુ આવેલ દફતર જોતાં તેમાં વંશાવળીનો ચોક્કસ દાખલો બતાવી તે પોતે તેમના ગોર હોવાનો દાવો રાખે છે.

[illegible] અને રાત્રી પુર્ણ થઈ ચોથા દીવસનું

પ્રભાત થયું. આજે શરદચંદ્રને છુટા પડવાનું હતું. નીત્ય નિયમ પ્રમાણે માતા પુત્ર શ્રી કાશીવિશ્વનાથના દરશને ગયાં, દરશનનો ઘંટ વાગ્યો, જાત્રાળુ સ્ત્રી પુરૂશોની ગીરદી થઇ. શરદચંદ્રની મા ભગ્ન હૃદયે દેવળમાં ગઈ. તેના અંતઃકરણમાં પુત્રવિયોગનું દુખ વ્યાપી રહયું હતું. નેત્રમાંથી અશરૂપાંત થતો હતો. તે શ્રી કાશી વિશ્વનાથની સામે ઉભી રહીને સ્તુતી કરતી બોલી.

“ હે પ્રભુ! હે વિશ્વંભર! જગ્ત જાળની માયા મોહ ટાળવા ઘણાં મુસ્કેલ છે. પણ તારી કૃપા વડે સર્વે કાંઇ વીટંબણા દુર થાય છે. હે વિભુ! મારી મતી તારા ચરણમાં સદા લીન રહે તેમ કરજે. ભાઇ શરદ !– ”

શરદચંદ્ર આગળ જઇ તેણીના પગપર માથુ મુંકયું, તેનું હૃદય ભરાઇ આવ્યું. કાંઇ બોલી શકાયું નહી. મોન્ય ધારણ કરી નીચુ જોઈ ઉભો રહયો. તેની માતાનો પણ કંઠ રૂંધાયો હતો. તોપણ તે જરા દ્રઢતા રાખી બોલી–“ ભાઇ શરદ! જા. આપણા પુર્વજોની રૂઢીને માન આપી વરતજે. તારી બહેનની સંભાળ લેતો રહેજે. હેમગાબુ બિંદુ અને સુધા એ તારાજ માનજે. તેમની સાથે તેમજ બીજા સંબંધીઓ સાથે સ્નેહભાવથી વરતજે. બરાબર ધ્યાન આપી વિધા સંપાદન કરી સારી આબરૂ મેળવજે. સિદ્ધીદાતા પરમાત્માનું અહોનીશ અંતરમા સ્મરણ કરજે. મને આ પ-

વિત્ર ક્ષેત્રમાજ હવે રહેવા દે. શરદ! આ પવિત્રે તીર્થ માં રહીને શાસ્ત્રનિયમાનુશાર હું પોતે આ મારૂં બાકી નું આયુશ્ય અત્રેજ પુરૂં કરવાની છું તું જ્યાં ત્યાં હશે ત્યાં તારી આવૃધ્ધમાતાના આશીરવાદ ફળશે, જા.”

તે સાત્વીક માતાના મુખમાંથી વધારે આગળ શબ્દ નીકળતાં અટક્યા. શરદચંદ્ર જો કે જુવાન હતો, અને મનનો પણ તેવોજ સુદ્રઢ હતો, તોપણ માતાના અવર્ણનિય પ્રેમ આગળ તેની પણ તેવીજ સ્થીતી થઈ. શું જવાબ આપવો અથવા આગળ શું બોલવું એ તેને સુંઝયુંજ નહી. તે સ્તબ્ધ થઇ રહયો.

દેવાલયમાં ફરી ઘંટનાદ થયો. બ્રાહ્મણોના પુજા પાઠને લઇ આખા દેવળમા પ્રતીધ્વની ધુમી રહયો હતો. સવારનો વખત સ્વભાવિક રીતે પ્રસનતા અને શાંતી આપનાર હોયછે. તેવામાં પવિત્ર મંત્રોચારના શ્રવણ પઠણથી સર્વ ભક્ત મંડળના મન ભક્તીભાવથી સુપ્રસન થાય તેમાં આશ્ચર્ય શુ ? તેથી શરદચંદ્ર અને તેની માતાની ખિનતા થોડા વખત સુધી શમી ગઇ. પણ પછી તે વૃદ્ધ માતા પાછી નેત્રોમાં આંસુ આણીને બોલી—“ ભાઇ શરદ! હવે જા. પુજાનો વખત થયો છે. જેથી મારે હવે દેવળમાં જવું જોઇએ. તું તારૂં કર્તવ્ય ભુલીશ નહી. ભલાઇથી ચાલજે; મન ઉદાર રાખજે, સંકટ સમયે હીમત છોડીશ નહી. કુળપરંપરની ધર્મ અને નીતીને પાળજે.

છેવટે ઘણા કષ્ટ સાથે શરદચંદ્રના મોઢામાંથી શબ્દ નિકલ્યા—" માતુશ્રી! હું આપની આજ્ઞા કોઈ દીવશ ચુકીશ નહી. તમારા કહેવા બહાર વર્તવાની મારી બુદ્ધી થશે, તો તે કરતાં મારા પ્રાણ નિકળી ગએલા હું સુખકર માનીશ " આટલું બોલી તે પોતાની માતાના ચરણનો સ્પર્શ કરીને—નમન કરીને રજા લઈ ચાલતો થયો. નદીમાં હોડી તૈયારજ હતી, જેમાં તે બેઠો કે તુરત હોડી સામા કીનારા તરફ ચાલતી થઇ.

શરદચંદ્રની માતા અશ્રુભરીત નેત્રોથી ગંગા નદીના વીસ્તીર્ણ પૃષ્ઠ ભાગ ઉપરથી જતી એક બીંદુ માત્ર સમાન જણાતી એ હોડી તરફ એકી દ્રષ્ટીએ જોયાં કરતી હતી. કેમકે તેણીનું અઇહિક જીવિતનું સર્વસ્વ તે હોડીજ અત્યારે હતી.

સુર્યદેવ ક્ષિતીજ ઉપર આવ્યા અને તેના કીરણ દેવાલય ઉપર ચમકવા લાગ્યો. છેવટનો ઘંટનાદ થયો. મંત્રોચ્ચાર થઇ સર્વ શાંત થયું. પણ શરદચંદ્રની માતાનુ રહદય તો પ્રથમથીજ આજે શુન્ય હતું. તે તેવીજ સ્થતીમાં દેવાલયની અંદર દાખલ થઇ. અને ઘણ વખત સુધી કાશીવિશ્વનાથની સ્તુતી પ્રાર્થનામા નિમગ્ન રહી.



## પ્રકરણ ૯ મું.

# નવું સ્થાન.

હોયે મોટા માળા મહેલો બાગ બગિચા સુંદર ચોક,
ગાડી ઘોડા ટ્રામ રેલવે માણુસના પણ થોકે થોક;
એવા સુંદર શહેર થકી પણ ન્હાનું ગામડું અતિ સારૂં
સ્વતંત્ર વર્તન સ્વચ્છ હવાથી લાગે મનને બહુ પ્યારૂં

પ્રિય વાંચક ! શરદચંદ્ર પોતાની માતાને કાશીપુરીમાં રાખીને પોતે તાલપુષ્કરમાં બાબુ હેમચંદ્રને કલકત્તે આવવા માટે ખાશ આગ્રહ કરેલ હોવાથી પ્રથમ રહેતો હતો તે કરતાં મોટું મકાન લઇ રહ્યો હતો. જેના આસપાસના એક મકાનમાંથી નિચે પ્રમાણે ધ્વની સંભળાય છે. બે બહેનો પઇકી એક ન્હાવાની તૈયારી કરતી લાગે છે અને બીજી તેણીની પાશે જણાય છે. જુઓ એક બોલતી સંભળાય છે.

“ બહેન! અહી આવ જોઉં જરા. ”

“ શું મને સાદ કર્યો ? ”

“ હા, હું તને બોલાવું છું. જો મેં પેલું છાયલ ધોઇ મુક્યું છે. તે પેલા છાપરા પર સુકવી દે. હું આ કુવા પર ન્હાઇ લઉં. પણ સુધા! મને તો અહીં કરતાં આપણા ગામના તળાવપર ન્હાવાનું બહુ ગમે. ત્યાં તળાવની અંદર ઉતરીને સ્વચ્છંદરીતે ફાવે તેમ બહોળા પાણીમાં ન્હાઇએ. અહીં તો શું ? ” બિંદુએ કહ્યું.

બિંદુનું આ બોલવું સાંભળી સુધાને જરા હસવું આવ્યું. તે બોલી. "મોટી બહેન! કલકત્તાની બધી બાબતોનો તને કંટાળો આવ્યો લાગે છે. એકપણ તને ગમતીજ નથી. પણ બા મને તો આ શેહેર બહુ ગમે છે. અહાહા કેટલું બધું મોટું શહેર! કેટલાંય દુકાનો! કેવી સુંદર બજાર? બંગલા કેવા ઉંચા ઉંચા, કેટલાય માણસોની રસ્તામાં આવ જા, અને ગાડી ઘોડાની તો કાંઈ વાતજ ના પુછો. આપણા તાલ પુષ્કરમાં છે કાંઈ પણ તેવું ?"

તેમાં શું? મોટા બંગલા અને ગાડી ઘોડાથી આપણને શું? દુધ જોઈએતો વેચાતુ! શાક ભાજી જોઇએ તે વેચાતી! અરે તે તો શુ પણ માટી અને છાણુ પણ વેચાતું! બહાર જવું હોયતો પગે ચાલતા જવાય નહીં. ગાડીમાં બેસી જવું પડે. કપડાં લત્તાં વળી ભભકાદાર જોઇએ! શું બહેન સુધા! બધુંય કેદખાનું"

"પણ બહેન! તે તો ઘરમાં હોઈએ ત્યારે! પણ બહાર નીકળ્યા એટલે કેવી નવી નવી ગમત જોવા મળે છે? ત્રીજે દીવસે અમે હેમબાબુ સાથે ગયાં હતાં, ત્યારે જ્યાં જઈ જોઇએ ત્યાં ત્યાં કાંઈક નવું ને નવુંજ! "

"તે ઠીક. પણ અહી આપણને કોઈ ઓળખે નહીં, અને આપણા ગામે તો બધાં માણસ ઓળખી તા, કોઇને કાંઇ પણ કામ બતાવીયે, તોપણ નાજ

નહી'. કેવાં સઘળાં માયાળુ! અહીં કાંઈ છે તેવુ ?"

" પણ મોટી બા ! અહીં આપણે થોડા દીવશ ર રહેશું એટલે સહેજે બધી જગાએ પીછાન થઈ જસે. પછી તને કંટાળો નહી આવે. બહેન ! લે આ દુધ-વાળી આવી. દુધ લેવું છે ને ? "

" દુધવાળીને જોઈને બીંદુ બોલી–: કેમ આજે તો દુધ સારૂં લાવી છે ને ? કે એ તો કાલની માફક થોડું પાણીજ ? "

" અરે એમ તે હોય ? મારૂ દુધ નકારૂ હોયજ નહી. "

" હા. ખરૂં. અમે કાંઈ કોઈ દીવશ દુધ જોયું છે. અમારે ઘેર અમારી ગાય દોઢ શેર દુધ કાઢતી, તો પણ એટલામાં છોકરા છૈયાંને સારી પેઠે પુરૂં પડતું. અને અહી તારૂં ત્રણ ત્રણ શેર લઈએ છીએ તો પણ કાંઈ પતોજ લાગતો નથી ? ઠીક. પણ કાલે મેં તને દહીં લાવવાનું કહ્યું હતું તે લાવી છે કે.

" હા. લાવી છુ. કહ્યા પછી કેમ ભુલું ? " આમ કહી તે ભરવાડણે દહીંનો વાટકો કાઢી આગળ મુકયો.

" શું ચાર પૈશાનુ આટલુંજ દહીં ? "

" ત્યારે ચાર પૈશાનું તે કેટલુંક આવે ? તે તો તમારા ગામડાઓમાં ભરપુર ઘાસચારો મળે એટલે ત્યાં

ધારે આવે. અહીં શહેરમાં તો આટલુંજ. વળી તમે તો મારાં રોજના ઘરાક છો તે શું હું તમને ઓછુ આપીશ ? "

" બહેન સુધા ! જો આ હીરો કે કલકત્તાનો વેલ ત ! આટલુ દહીં તને બશ થશે કે ? "

એટલામાં કામકાજ કરનારી મુલણુ આવી. એટલે તેને ઘરમાંથી સંઝવારી કાઢી સાફસુફ કરવાનું અને પથારીઓ સંપેટી મુકવાનું કહીને છોકરાંને સુધા પાશે મુકીને બિંદુ રાંધણીયામાં ગઈ. સુધાએ પોતાના કબ-જા માંહેની મોદીખાનાની કોટડી માંહેથી દાળચોખા લાવી વીણવા શરૂ કર્યા.

પ્રિય વાંચક ! ઉપરની હકીકતથી સહેજે તારા ધ્યાનમાં આવ્યું હશે, કે હેમચંદ્ર બાબુ શરદચંદ્રના આગ્રહથી કલકતે આવ્યા હતા' અને થોડા દીવસ તેઓ તેની સાથે રહી હવે જુદું નાનકડું મકાન લઇ રહ્યા હતા. શરદચંદ્રે પોતા સાથે રહેવાને ઘણો આગ્રહ કર્યો, પણ તેને અભ્યાસમા અડચળો થશે એ-મ કારણ બતાવી શરદચંદ્રે જુદુ મકાન લીધું હતું.

આજુબાજુના મકાનવાળા ઘણા માણુશો શરદચંદ્ર ની પીછાનને લઇ હેમચંદ્રને ઓળખવા લાગ્યા. તેમાં કેટલાએક હાઇકોર્ટમાં વકીલાત કરનારા હતા. કેટલાક સરકારી કોર્ટમાં જુદાજુદા ખાતાની નોકરીયો કરનારા હતા, કેટલાક યુરોપીયન વેપારી કંપનીઓમાં કલાર્કની

નોકરી કરનારા હતા, તો કેટલાક બાપદાદાના વખતની ઈનામી મેળવેલી એસ્ટેટો પર અમન ચમન ઉડાવનારા પણ હતા, જ્યારે બિચારા કેટલાક તો દુર્દૈવથી પીડાતા દરિદ્રાવસ્થા ભોગવનારા હતા. મોટા શહેરમાં નોકરી મેળવવી એટલે એ ઘણુ ભગીરથ કામ છે. કેટલાએ વશીલા અને ખુશામતનો જ્યારે પ્રેશીયર થાય, ઘણી મહેનત કરી આંટા ફેરામાં જોડા ઘસાઈ જાય તો પણ નોકરી મળતી નથી.

કહ્યું છે કે—

" વશીલાના સાથી મોટા હાથી બને સેજ માંહી,
ઝાડ નામે ફળફુલ મુલથી વેચાય જેમ,
દમડીની નોય બોણી તોય ભાઈની કમાણી,
ઉભરાય જેમ કીડી કણુ ન ગણાય છે.
ગરીબ રીબાઈ મરી મહેનત કરી કરી,
વિદ્યા શીખે તોય તેની ફોગટ તે જાય છે.
વશીલા વિનાના જોડા ફાડે તોયે નહી મળે,
નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે.

[ બાલ કવી ]

એટલે નોકરીના પ્રયાશમાં નીરાશાનો અનુભવ તો ક્ષણે ક્ષણે થાય છે. અને બિચારાં હેમચંદ્ર બાબુનું પણ તેમજ બનતુ હતું.

ભવાનીપુરામાં પુષ્કળ સધન ગ્રહસ્થો રહેતા હતા.

અને તે હેમચંદ્ર બાબુને ગરીબ સ્થિતીનો, ભલો, અ-ણજાણ અને ગામડીઓ માણસ જાણી પ્રેમથી વરતતા હતા. તેને જોઈતી ખબરઆતમી પુરી પાડતા હતા, અને તેને પોતાના ઘેર વખતે જમવા પણ બોલાવતા તેમજ વખતે જમવા પણ બોલાવતા. તેમજ વખતો વખત તેની ખબર અંતર પુછતા. એવી રીતે હેમચંદ્ર ની થોડી ઘણી પીછાન થઈ.

હેમચંદ્ર બાબુની પત્ની બિન્દુને જેમ આ કલકત્તા માટે કંટાળો આવ્યો હતો, તેમ તેને પોતાને પણ થયું હતું. બાબુ સાહેબને પોતાના સ્વચ્છ હવા વાળા ગા-મડામાં જઈને રહેવું ગમતું હતું. કલકત્તા તો તેને કે-દખાના માફક થઈ પડયું હતું. શહેરમાં માન પ્રતિષ્ઠા મેળવવા ખાતર કેટલા અને કેવા ભગિરથ પ્રયત્નો ચા લતા હોય છે, અને એક બીજાની સ્પર્ધા ચાલતી હો-ય છે, તે સાક્ષીભુત તરીકે જોવામાં મોટી ગમત પડેછે. એકાદો ખેતાબ મેળવવા ખાતર ખાણા આપવા, ગાર્ડન પાર્ટીઓ કરવી. નાચરંગની બેઠકો કરાવવી, પાનસોપા-રી અને મીજલશો કરાવવી, વળી માનપત્રો આપવાં, તથા મોટા અધીકારીઓ તથા ધનસંપન અમલદારોને પસંદ હોય તેવા કામમાં (ફાળાઓમાં) લાખો રૂપીઆ ની રકમો ભરવી " ઘરના ચાટે ઘંટી બંટી આવાજીને આટો " વગેરે કેટલીએ જાતની ઉપધાપ ચાલતી હોય છે. કોઈ ઝાડ પરથી પકવ ફળ પાડવા માટે પથરા

પર પથરા ફેંક્તાજ રહેવુ જોઇએ, પછી તેથાંમી એકાદા પણ પથરને લઇ ફળ પડવાનુંજ, પણ પ્રયત્ન જારીજ રહેવો જોઇએ, તેજ પ્રમાણે આવી પદવીએ કે માન મરતબા મેળવવા એ એક જાતનો શીકારજ છે, અને તે મક્કમ વિચારથી પ્રયત્ન ચાલુ હોય છે તોજ પ્રાપ્ત થાય છે.

જુન માસ બેઠો. સૃષ્ટીનીયમ પ્રમાણે આકાશ અભ્રાચ્છાદિત રહેવા લાગ્યું. હેમચંદ્ર બાબુને હવે પોતાનો આવા મોટા શહેરમાં કોઇપણ ધંધામાં પતો લાગતો નથી એમ જણાતા પારાવાર દિલગીરી ઉપજી. તેણે મનમાં ધાર્યું કે આમ થવાનું કારણ માત્ર પોતાને વશીલો નથી એજ છે, અને તેથી કલકત્તાને સલામ ભરી ચાલ્યા જવું એ બહેત્તર છે. તે સઘળો દીવસ નોકરીની શોધખોળમાં કાઢતો. જ્યાં જ્યાં કાંઇ પણ ઠેકાણું જણાતું ત્યાં ત્યાં બાબુ પુછપરછ કરવામાં બાકી રાખતો નહોતો અને છેવટે કંટાળી સાંજરે ઘેર આવતો. સંસારમાં પુરૂષ માત્રનું ખરૂં વિશ્રાંતી સ્થાન સુંશીલ સ્ત્રીજ હોઇ શકે અને તે બાબતમાં હેમચંદ્ર બાબુ પરમાત્મ કૃપાએ સુખી હતા. બિંદુ પતીને પડતા અથાગ શ્રમ અને મનોદુઃખને જાણનારી હતી. તે સાંજના વખતે જ્યારે બાબુનો ઘેર આવવાનો વખત થતો હતો ત્યારે પોતાની નિર્ધન સ્થિતી પ્રમાણે પણ કાંઇક નવીન સ્વાદીષ્ટ નાસ્તાના પદાર્થ તે તૈયાર કરી રાખતી, અને પતી પાસે રજુ કરી વીનોદપુર્ણ શાંતીની વાતો

કરી પતીના ઉદ્વીગ્ન ચીતને સંતોષ આપતી.

એ દંપતીને કલકત્તાની આ કંટાળા ભરેલી જીંદગીમાં આનંદદાયક માત્ર શરદચંદ્ર એ એક વ્યક્તી હતી. શરદચંદ્ર હરરોજ સાંજે હેમચંદ્રના ઘેર આવતો હતો, જે વખતે બીંદુ સુધા અને હેમચંદ્ર બાળુ તે ફરતા વીંટળાઇને ગમતથી બેસતાં વાતો કરતાં હતાં.

શરદચંદ્રનો સ્વભાવ ઘણો ઉત્સાહી હતો, પોતે તાના કોલેજ માંહેની જુદીજુદી વાતો કરતો. કોલેજમાં શીખવાતા શાસ્ત્રીય અને વાંડમય વિષયક પાઠો વિષે પણ તે તેવીજ રીતે લાંબા લેકચરો ચલાવતો. કોઇ વખતે શહેર માંહેની જુદી જુદી સંસ્થાઓ, અફાટ સંપતી અને એશઆરામ તેમજ તે સાથે બીજી બાજુથી થતી હાલ વિપતી વીગેરે સંબંધે પણ તે તેવીજ ચરચા ચલાવતો જુદા જુદા દેશ માંહેના મહાન લોકોના પ્રયત્નો, અને તેમાં તેમને મળેલ યશ એ વિષે પણ તે ઘણું બોલતો. સામાજીક સુધારા વિષે જ્યારે તે બોલવુ શરૂ કરતો ત્યારે તેની વાણીમાં એક અલૌકીકજ સ્ફુરણું ચડી આવતું. એ માટે તન-મન-ધન કરનાર પંડીત ઇશ્વરચંદ્ર, વિદ્યાસાગર, અને એ માટે સ્વાત્માર્પણ કરનાર અક્ષયકુમાર દતના સંબંધે પણ શરદચંદ્ર ઘણી વાતો કરતો. વળી રાજા રામમોહનરાયે બંગાળમાં કરેલ એકેશ્વરી મતનો પ્રચાર અને તેવીજ પ્રમાણીરી ઉતર હીંદુસ્તાનમાં બજાવનારા સ્વામી દયા-

નંદ સરસ્વતી, તથા વિચાર શરણીને ઉનતાસ્વસ્થા આપનાર મધુસુંદન દત, બાબુ બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય તથા બ્રીટીશ પ્રજા માફક હીંદી પ્રજાને હક મેળવી આપનાર રામ ગોપાળ ઘોશ અને હરીશ્ચંદ્ર મુકરજી રાષ્ટ્રીય કાર્યોમાં ભાગ લેનાર અને ઉન્નત માર્ગદર્શક ઉદાર વાઇસરાય લોર્ડ રીપન સાહેબના સંબંધમાં પણ બોલતાં શરદચંદ્રનું રહય કૃતજ્ઞતાથી ભરાઈ આવતું અને તેથી એ વિષે તે રસપુર્ણ છટાદાર બોલતો.

શરદ્ચંદ્રની ઉત્સાહ બુધ્ધી અને નવીન નવીન વિચાર સંકળના સાંભળીને હેમચંદ્ર અને બીંદુ ઉભયને ઘણો આનંદ થતો. તના શ્રોત્રમંડળ પઇકી એક બીજુ સ્થાન પણ ત્યાં હતુ જે સુધા ! જ્યારે ઉત્સાહ પુર્ણ શરદચંદ્રની વારધારા શરૂ થતી ત્યારે સુધા તલ્લીન બની જતી. પણ મર્યાદા તથા લગ્નના બંધનથી તે મનમાંને મનમા ખુશ થતી પ્રફુલ્લીત ગાલમાં ને ગાલમાં હસી જતી.

સુધા સુવા જતી ત્યારે તેનુ અંતઃકરણ માદક પદાર્થના સેવનથી જેમ મત્ત બને તેમ ઉલાશપુર્ણ થતુ. રાત્રે સ્વૈર શાંતતા પ્રસરે છે ત્યારે પણ એ બાલીકાના રદયપટમાં શરદચંદ્ર બાબુનો વાણી પ્રવાહ ફર્યા કરતો !

---



## પ્રકરણ ૧૦ મું.

# નાચ રંગ.

ગીતી.

માણસને મદ મારે સદગુણનો તે સદૈવ નાશ કરે,
અન યોવન યુવતીએ મદહારો શત્રુની ગરજ સારે.

શુકલ અષ્ટમીનો દીવશ એટલે ચંદ્રમાના શીતળ પ્રકાશમાં રાતની વખતે બહાર ફરવા નિકળવા માટે ઘણો આનંદદાયક હોય છે આ વખતે તુરતમાંજ ચંદરોદય થયો હતો, અને તેના રૂપેરી કીરણથી કલકતા અલોકીક શોભતુ હતું. દીવસનો શ્રમ પરીહાર કરવા માટે વાળુ કાટોપી અજવાળી રાત્રીએ ફરવા જવાનુ હેમચંદ્રને બહુ પ્રિય હતુ એટલે તે જુદી જુદી બાબતના વિચાર કરતાં કરતાં ફરવા નીકલ્યા હતા.

કલકત્તાના સરીઆમ રસ્તા પરની આવજા અત્યારે બંધ પડી હતી, અને સર્વત્ર શાંતી છવાઈ હતી. વીચારમાંને વીચારમાં તે ભવાનીપુરા પાછળ મુકીને આગળ ઘણે દુર નીકળી આવ્યા હતા. તે બાલીગંજની બાજુએ વલ્યો. જ્યાં એક ઘોડાગાડી આવતી હતી. એટલે તે તરફ ધયાન જતા સહેજે વિચાર તરંગ તેના બંધ પડયા. તેણે પાછળ વળી જેયું તો ત્યાં એક અકસ્માત ફાનશ બળતાં લાલ લીલા રંગનો પ્રકા

શ આજુબાજુ પાડતી લેંડો ગાડી જેને સ્વચ્છ ધોળા ગાઙીદાર ઘોડા જોડેલા હુતા એવી પુર જોસથી દોડી આવતી દીઠી અને જોતજોતાંમાં હેમચંદ્રની બાજુથી નીકલી આગળ એક મોટા બંગલામાં દાખલ થઈ. એ બંગલાની આજુઆજુ સુંદર બગીચો હોઇને પુર ભપકાથી રોશની કરેલી હુતી પેલી ગાડી અંદર દાખલ થઇ એટલામા તો બીજી એક તેલીયા રંગના ઘોડાવાળી ગાડી પછવાડેથી નીકળી, અને તુરત બાજુ પર થઇ તે પણ એજ બંગલાના દરવાજામાં દાખલ થઈ, જયારે એ બીજી ગાડી અંદર જઈ પહોંચી ત્યારે તેની અંદરથી તારૂણીઓનો મધુર હાસ્યધ્વની હેમબાબુના સાંભળવામાં આવ્યો.

બંગલાની અંદર આટલી બધી શું ધામધુમ છે તે જાણવાની હેમચંદ્રને ઇચ્છા થવાથી તે બંગલાના દરવાજા પાશે ગયો ત્યાં એક સીદી દરવાજે આમતેમ ટેલતો હુતો. અંદરની બાજુમાં વિસ્તીર્ણ બગીચો હોઇને તેની અંદર ફરવા માટે જુદીજુદી સડકો હુતી. અને તેની બંને બાજુ ગુલમેંદીની વાડ શોભતી હુતી. જુદી જુદી તરૂવેલીઓની આકૃતીઓથી વિવિધ પ્રકારના ફુલોના જુદા જુદા રંગથી અને લત્તાઓ પરના પક્ષીગણના નાનાવિધ કલરવથી અને ઠેકઠેકાણે ગોઠવેલા ફુવારાઓથી બગીચાની શોભા ઓર જામી હુતી. અંદરનો બંગલો ભવ્ય હોઇને રોશનીથી ભરપુર ભભકામાં શોભી રહ્યો હુતો. દરવાજાથી બંગલાના બારણા

સુધી રંગીત ધ્વજાઓની હારોની હારો લટકાવેલી ફરકતી હતી

હેમચંદ્ર એ દરવાન પાસે જઈ ધીસે અવાજે બીહતાં બીહતાં પુછયું—" જમાદાર ! આ બંગલો કોનો છે?"

મીંદીએ પોતાની દાઢીપર હાથ ફેરવતાં, અને મુછો મરડતાં કહ્યું—" શું આ બંગલો કોનો છે, તેની તમને ખબર નથી ? આ શહેરમાંહેના મોટા મોટા ગૃહસ્થોને આ બંગલાની માહેતી છે, એટલુંજ નહિ પણ એક શંકદીક અને બાળ બચ્ચું પણ અંજાણુ નથી. કેમકે મોટા ગૃહસ્થોને ઉપરાછાપરી મિજબાનીઓ થાય છે. મને લાગે છે કે તમે અહીં નવા આવ્યા હશો ! "

" હા. બાદશાહ ! હું અહીં નવો આવ્યો છું વળી આ લત્તા તરફ તો તેમાં પહેલીજવાર " હેમચંદ્રે સત્ય વાત જણાવી દીધી.

" બરાબર. તેમજ નહિતર કલકત્તા માંહેના મોટા મોટા જમીનદારો, શેઠીયાઓ, વકીલો વિગેરે કેટલાએ અહીં આવે જાય છે. સમજ્યા દોસ્ત ! "

" પણ ભાઈ ! હું પડયો ગરીબ. મારૂં આ તરફ ક્યાંથી આવવું થાય ? "

" ખરૂં છે. તમારા જેવાના અમારા શેઠ સાહેબના તરફ કોણ ભાવ પુછે ? અને પછી તેડાની તો વાતજ ક્યાં રહી ? આજ જેનો નાચ થવાનો છે, તે પરી એ કોઈવાર પણ પોતા તરફ સ્મિત વદને જુએ એટલા

માટે આ કલકત્તા માંહેના મોટા મોટા ગ્રહસ્થોને કેટલા અને કેવા કેવા પ્રયત્નો કરવા પડે છે ? ”

“ પણ જમાદાર સાહેબ ! તમારા શેઠ સાહેબ અને આટલા આ મોટા બંગલા અને બગીચાના માલેક કોણ? તેમનું નામ શું ? ”

હેમચંદ્રના આ પ્રશ્નથી દરવાનને બહુજ આશ્ચર્ય લાગ્યું કે આતે કેવો ગામડીયો છે ? તેણે હસતાં હસતાં કહ્યું–“ શું તમને ખબર નથી ? ધનપુરના ધનંજય બાબુ સાહેબ તેજ આ બગીચા અને બંગલાના માલેક શું સમજ્યા ? ”

ધનંજય બાબુ એ શબ્દો સાંભળતાંજ હેમચંદ્રના અંતઃકરણમાં એક વજ્રઘાત થતો હોય તેમ ધાસકો બેઠો. તેનું મસ્તક ભ્રમવા લાગ્યું. ઘડીયો તેને જુગ જેવી મોટી થઇ પડી. આંખમાંથી આંસુઓ દાડ દાડ પડવા લાગ્યાં. તેના પ્રેમાળ હૃદયમાં ભોળી અને સુશીલ બિચારી નંદિનીની છબી ખડી થઇ. તેનાથી બોલાઇ જવાયું–“ અહાહા ! પ્રેમાળ દેવી નંદિની ! જો અથાગ સમૃદ્ધી બાગ બગીચા, ભવ્ય ઇમારતો. તેમજ કિંમતી ઘોડાઓ અને બગીઓ એથીજ જો માત્ર માનવીને સુખ પ્રાપ્ત થતું હતે, તો તારા આવા તારૂણ્યમાં તું કદી પણ આટલી દુઃખી અને સુખની નીરાશામાં ઝંપલાતી ના ! ”

લગભગ અરધા કલાક સુધી હેમચંદ્ર એવીને એવી વિચારમગ્ન સ્થિતીમાં ઉભો હતો. તેટલા અવકાશમાં તેના મોઢામાંથી એક પણ શબ્દ નિકળવા પામ્યો ન હતો. છેવટે તેના મનનું ચોકસ વલણ થયું, અને એ માટે કાંઈ પણ પ્રયત્ન કરવાનું તેણે ધાર્યું બાળપણથી તે ધનંજય બાબુને ઓળખતો હતો. ધનંજયનું નંદિની સાથે લગ્ન થયા પછી તે તાલપુષ્કળમાં એકવાર આવેલ હતો. અને તે વેળા હેમચંદ્ર સાથે તે આદર ભાવથી વરતતો, જેથી તેને સમજાવી ઉડાઉ અને અવળે રસ્તેથી તેનું ચિત્ત સારા માર્ગે દોરવું, અને એ શબ્દો પણ આજે ને આજે તેને કહેવા માટે આ મતી મીજલસમાંજ તેની મુલાકાત લેવી એમ હેમચંદ્રે નકકી કર્યું અને તે દરવાજા પાસે ગયો.

હેમચંદ્રને નજીક આવેલ જોઇને શેખાઈ રાખતો સિપાઇ આગળ થયો અને વળી પુછયું " કેમ તમને શું જોઇએ છીએ ? કયારના અહી બંગલા પાસે હર પર્યા કરો છો તે ? "

" દરવાનજી ! મને તમારા શેઠને મળવું છે. અંદર જવા દેશો કે ? "

" પણ મને લાગે છે, કે આજની મિજલસમાં તમને નિમંત્રણ નહિ હોય, અને તેથી વગર તેડે અંદર દાખલ કરવામાં આવે, તો અમને અમારા શેઠ સાહેબનો ઠપકો મળે. "

" તે ઠીક પણ મારૂં નામ હેમચંદ્ર અને હું
લપુષ્કળથી આવ્યો છું, એટલે તો તમારા શેઠને કે
આવશો કે ? મારૂં નામ તેમના જાણવામાં આવશે,
ચોકસ તે મારી મુલાકાત લેશે. "

" અમારા શેઠ સાહેબ પાસે તાલપુષ્કર અને ત
જંગલના રહીસ એવા ઘણા ગામડીઆ આવે છે. પ
તેમને મળવાનો અમારા માલેકને જરાએ વખત મળ
નથી. અને તેમને તે પસંદ પણ નથી. "

" પણ તમારા બાબુ સાહેબનું અમારાજ ગામ
લગ્ન થયું છે. અને તે ન્હાનપણાથી મારી માહિતીનાં
એટલે મારા માટે તે કદી ના કહેશે નહિ. "

ડોરકીપર જરા આશ્ચર્ય ચકીત થયો. આ વગ
તેડે આવનાર ગામડીઆને એકદમ બહારથીને બહારથી
કહાડી મુકવાનું તેના મનમાં હતું પણ " આ પ્રહુર
કોઈ બાઈ સાહેબના પીયરનો શંબંધી હશે તો શે
શાહેબના જાણવામાં આવતાં ગુસ્સો કરશે. " એમ ધાર
તેણે હેમચંદ્રને બાંકપર બેસવાનું કહ્યું અને પોતે અંદ
રજા લેવા ગયો.

અરધા કલાક સુધી હેમચંદ્રને તે બાંકડાપર તપ
પડયું તે બંગલાના બારણા તરફ એકી દ્રષ્ટીથી જોતે
હતો એટલામાં દરવાજાનો સીપાઈ આવ્યો, અને તે
સન્માન પુર્વક અંદર લઈ ગયો, તે એક મોટો દાદ
ઉતરીને મિજલસના રૂમમાં દાખલ થયો.

ધનપુરના ધનેશ્વર કુટુંબના વારશદાર ધનંજયબાબુ પોતાના લહેરી અને ઇસ્કબાજ દોસ્તદારો સાથે આ દિવાનખાનામાં બેઠેલા હતા. હેમચંદ્રને જોતાંવાર ઉઠીને તેમને આદર પુર્વક એક ગલીચો મઢેલ ખુરશીપર બેસાડયો. ધનંજય બાબુની મોટા ગૃહસ્થોમાં ગણુતી થતી હતી, અને તેથી તે તદન સ્વતંત્ર વિચારનો બન્યો હતો. તોપણ તેણે આવા વિવેકનો ત્યાગ કર્યો ન હતો હેમચંદ્રને પણ આવી રીતે પોતાનો સન્માન કર્યો એથી સંતોષ થયો.

દિવાનખાનાની અનુપમ શોભા જોઇને અને તેની અંદરની બતીની લાઈટો જોઇને, હેમચંદ્રના નેત્ર દિપાઈ ગયાં. તેણે રસ્તા ઉપરથી જતાં યુરોપીયન લોકોના મોટા મોટા બંગલાઓ બહારથી જોયા હતા. બ્હૈડાઇસિ-રાયનો સીંહમુતીર્દર્શક દરવાજો પણ તેમણે જોયો હતો પણ અંદર કેવી રીતનો ઠાઠમાઠ હોય છે તેની તેને ખબર નહુતી ડેલહોસી સ્કેર મહેના અને જુના કોર્ટ હાઉશ સ્ટીટ ઉપરના યુરોપીયનોની શૅાપ પણ તેણે અંદર ડોકીયાં કરી કરીને જોઈ હતી. પણ ધનપુરના જુવાન જમીનદારના આ રાજવૈભવી ભવ્ય બંગલા જેવો ઠાઠ આ પહેલાં તેણે કદી જોયો નહનો.

ધનંજય બાબુના કેટલાક સ્નેહીયો આ મિજલસમાં આવીને બેઠેલા હતા, જેમનામાં સંગીત શકતી અને રમતગમતના બીજ રોપાએલ હતાં; તેવુંજ આ મંડળ એકઠું થયું હતું. ધનંજયની જમણી તરફ બેઠેલ ગૃહ-

સ્થનું નામ સુમતીચંદ્ર હતું, તે યુવાન દેખાવડો અને હસતે ચહેરે આનંદ મગ્ન બેઠેલ જણાતો હતો, તેનું ધોતીયું કાળી કોરવાળુ અને ઘણુંજ ઝીણા સુતરની વણાટનું હતું. ખભાપરનો ખેસ પણ તેવોજ ઝીણો હતો અને તે વૉસીંગ કંપનીની ઈસ્તરીને લીધે કડકડતો હતો. તેનો અમુકજ ધંધો છે એમ કોઇ કળી શકતું નહતું; કેમકે તે કલકત્તામાંહિના મોટા પદવીવાળા અને શ્રીમાન ગૃહસ્થોની સાથે હરતા ફરતાં જોવામાં આવતો જેમ એકેક ફુલમાંથી મધમાખી મધ ભેળો કરી લે છે તેમ આ સુમતીચંદ્ર જુદા જુદા શ્રીમંતોની ખુશામતમાં પૈસો ભેળો કરી એશ આરામ અને અમનચમન કરતો હતો, તેનો ખાસ ધંધો ઉપરથી કહેવાતા બડા ગ્રહસ્થો પાસેથી દસ્તાવેજ યા ચીઠીયો કરાવી બીજા તેવા ગભરૂ ગૃહસ્થોને ખાનગી રીતે આપી નાણા કઢાવી, એ 'અંદર પોલંપોલ પણ કહેવાતા એ શેઠ' એવી સ્થીતીવાળાને તે આપવાં અને તેમાંથી પોતાનું યથેચ્છ કમીશન ઉપજાવી લેવુ એ હતો અને એવા ઉપરના ડોળમાં દબાતા શેઠીઆઓને પોતાના તેવા વ્યવહાર ગુપ્ત રાખવા; લાખોનુ નુકસાન થાય તોપણ તે કઠીણ લાગતું નથી, કેમકે તેમને તેવી ટેવજ પડી હોય છે કે–'લાખ લખાવે ખાતે ઘરમાં અરધ લાખ આવે, તેમાંથી પોશાખ થાય ને પડદા ચિતરાયે' એ કવીવર નર્મદાશંકરની ઉક્તીનો લે લોગ થઇ પડ્યા હોય છે. વળી ઉમર લાયક થએ ધન દોલતના માલીક બનારા કુલાવડા જુવાનીયાઓ

તો આ સુમતીચંદ્રની સલાહ લેવામાં જરાપણ પાછત રહેતા નહુતા. સુમતીચંદ્રમાં વ્યવહાર ચાતુર્ય' બોલવા ચાલવાની છટા, અને પ્રત્યેક બાબતમાં સોસરી નિકળી જવાની ખુમી એ ગુણો તેનામાં અનુપમ વસતા હતા.

સુમતીચંદ્રની બાજુમાંજ યદુનાથ બાબુ બેઠા હતા તેની વિવિધ વિષયોપર ભાષણ આપવાની છટા વિખ્યાત હતી તેનો ધંધો વકીલાતનો હોઇ તેની રીતભાત યુરોપીયન ફેશનની હતી. પાશ્ચાત્ય લોકોની રૂઢીયોમાં યદુનાથ બાબુ ઘણા અનુભવી હતા. અને તેથી તેમની એવી મિજલસ કે જલસાના સ્થળે ચોકસ હાજરી રહેતી શેંપેઇનની કઇ જાત સારી ? કઇ કંપનીની વ્હીસ્કી ઉંચી સીગારેટ કયા માર્કની કીમતી ! વગેરે બાબતના આખર નિકાલનો મત આપવાનો અધિકાર યદુનાથ બાબુનેજ હતો. અને તે કલક્ત્તાના ફેશનેબલ મંડળ તરફથી બક્ષાએલો હતો. તેથી યદુનાથ બાબુના ફેસલાપર કોઇની અપીલજ નહતી. યદુનાથ બાબુએ કલકત્તાના ટાઉન હોલમાં " હિંદુસ્તાનનું રાષ્ટ્રીયત્વ અને તેના રીતી રિવાજોનું મહત્વ " એ વિષયપર મોટું ભાષણ આપ્યું હતું, તે સભાસદોને પસંદ પડતાં તાળીયોપર તાળીયોનો સપાટો ચાલી રહ્યો હતો. યદુનાથ મોટા મોટા અમલદારોમાં હસ્તીશો અને શ્રીમાનના આત્મસ્તુતીના ભુખ્યા અલ્લડ યુવાનોનો દિલોજાન દોસ્ત હતો.

યદુનાથ બાબુની પાછળ પુરાણ મતા અભિમાની

હરીશંકર દત્ત સાદા જુના રિવાજનો પોષાક પહેરીને બેઠા હતા. તેણે ટુંકી બાંહુઓની બારાબંદી પહેરી હતી અને તેમાં ઘડીઆળ લટકાવેલ સોનાની સાંકળી ખીસા પાસે લટકતી હતી. તેનું ઈંગ્લીસ નોલેજ સાધારણુજ હતું તે જ્યારે ઓફીસમાં જતો ત્યારે ધોળી શફેત મલમલ । સાફો બાંધતો તેની ઈંગ્લીસ બોલવાની છટા જુની પદ્ધતીપરની હતી. તેનાપર યુરોપીયન ઓફીસરોની સારી કૃપા હતી. તે પુરાણમતને બહુજ માન આપતો. અને યુરોપીયનો સાથે તે વિશે કુશાન અને બાયબલને મળતી જુદી જુદી વાતો કરીને પોતાનો મત શબળ હોવાનું સાબીત કરતો તેની રહેણી કરણી મીસનસાર હતી, જેથી પુરાણ મતા અભિમાની તેવાજ હોવા જોઈએ એમ ધારી હરીશંકર દત્તની માફક વરતવાની બીજાઓને તેના અધિકારીઓ ભલામણ કરતા. હરીશંકર દતની આવી વાકચતુતાથી તેને ઘણો સારો ફાયદો થયો હતો. કે યુરોપીયનોની મહેરબાનીથી તેના ઉપરના બીજા હકદારોનો હક ડુબાવીને તે ઉંચી જગા પટકાવીને, સારો પગાર મેળવતો થયો હતો. આ વખતે પણ હરીશંકર દત પોતાની એ વાકચાતુર્યતાનો ઉપયોગ કરતા હતા. અને વચમાં વચમાંથી સ્વાગત કમીટીને માન આપતા બાજુની અંધારી ઓરડીમાં જઇને સહાધ્યાઈ મંડળ સાથે મધના શીશા પણ ખાલી કરી આવતા હરીશંકર દત્તની બાજુમાંજ પ્રાશ્ચાત્ય સંસ્કૃતી મહોપાધ્યાય મી. કર્મકાર બેઠા હતા. તેમણે યુ-

રોપની મુસાફરી હાલમાંજ પુરી કરી હતી. અને ત્યાંથી આવતાં તે તરફની સઘળી સુધારણાના ચીન્હો સાથે લેતા આવ્યા હતા, તેમણે પહેરેલા કોટ અને નેકટાઇની ફેશન તદન નવી, અને આંખપર આયગ્લાસના ચડાવેલા ચસમા પણ નવી ફેશનના હતાં, ઇંગ્લીસ સ્પીચનો ઉચ્ચાર તે તદન ગોરા યુરોપીયનોની માફક ભભકાદાર રીતે કરતા' અને તેમનો સઘળો ડ્રેસ કવિએ એક સ્થળે વર્ણવ્યા પ્રમાણેનોજ હતો.

ઘોડા તણા જે સબંધ સમજી કીટોને કરી,
ગળાપ્રીસેઃ અકકડ કોલરથી ખવાય છે.
નિચે ઉતરી ન પડે પાટલુન તેના માટે,
પટ્ટા ઘાલી ખંભાપર અકકડ બનાય છે.
વળી બેશી ન સકાય હોય તંગો તડ તેથી,
ઉભા ઉભા પેશાબની હાજત કરાય છે,
છોડે બાંધે વાંકાવળી જ્યાંજ્યાં જાય ત્યાંત્યાં તોય.
વાધરી કે દોરીવાળા બુટ ખરીદાય છે. (બાલકવી)

તેનો એ યુરોપીયન ઠાઠમાઠ જોઇને અંજાણ્યો માણસ તેના ભભુકામાં અંજાયા વિના રહેતો નહિ. તેનું બોલવું ચાલવું, હરવું ફરવું, ઇત્યાદી એવું ફેશનેબલ હતું કે પ્રાશ્ચાત્ય રીતીના અનુકરણની નિષ્ણાતતા માટે તેના મીત્રોને ઘણું ગુમાન હતું કે યદુનાથ બાબુમાંહેની સુધારણા શકતી જોઇ પોતાની અજ્ઞાનની મીસ્મગ્ન ભુમી ઉપર પ્રાશ્ચાત્ય સુધારાનો પ્રકાશ પડયો છે. અને

તેનું અનુકરણ કરવાથી આપણે સુધારણા શિખરપર ચડવાનો માર્ગ સપાટાબંધ ગ્રહણકરીશું એમ આ તરૂણ મંડળને લાગતું.

હરીશંકરની બાજુમાં બેઠેલ ગ્રહસ્થના નામ વિશ્વભર બાબુ અને દિગંબર દત હતાં તે આ મંડળમાં અગ્રેસરપણું ભોગવતા અને પ્રાશ્ચાત્ય વેપારી કંપનીઓના એજંટ હતા. આ ગૃહસ્થ મંડળની પાછળ સફેત કપડાં પહેરીને શરીરે મજબુત એવા નોકર ચાકર પંખાથી પવન નાંખતા ઉભા હતા સુગંધ અને મધથી ભરેલા ફુલોપર મધમાખો અને ભ્રમર એકઠા થાય છે, તેમ આ ધનપુરના ઉડાઉ તરૂણ બાબુના બંગલે મીજબાની ખાવા ભેળા થયા હતા. હેમચંદ્રે પોતાના ગામડા શીવાય બીજા મોટા મોટા શહેરો જો જોયાં હતે, તો તેને મોટા ગૃહસ્થોને ત્યાં આવાં ખરચ એ તો એક સ્વાભાવીકજ ગણાય એમ લાગતે પણ એ એ બાબતમાં અજ્ઞાત હોવાથી આ મંડળ જોઈ તેને ઘણુજ આશ્ચર્ય લાગ્યું.

આવા ઉચ્છંખલ મંડલની અંદર, અને જ્યાં ધનંજયની ખોટી સાચી સ્તુતી પાઠના બણગાંજ ફુંકાતા હતાં, ત્યાં તેની મરજી વિરૂધ્ધનો ઉપદેશ કરી તેની કાન ઉઘાડણી કરવા શી રીતે હેમચંદ્રની હિંમત ચાલે ? તોપણ પ્રથમ બંગલાની સુશોભિતતા માટે પ્રથમ સ્તુતી કરતાં તેણે બોલવું શરૂ કીધું. " ઉપદે-

**શોન કર્તવ્યઃ યસ્મિન કસ્મિન નરે યથા ।**
**વાનરાયોપદેશેણ સુગ્રહી નિગ્રહી સ્તથા !"**
એ વાક્ય કંપ હેમચંદ્રના લક્ષ બહાર ગયું નહતું, પણ નંદિનીના હિતની ખાતર તેણે ધનંજય બાબુને કહેવાનું ધાર્યું હતું. ધનંજય બાબુએ હેમચંદ્રને થોડીવાર રોકાઈ નાચ અને ગાયન જોવા સાંભળવા રોકવાનો બહુ આગ્રહ કર્યો. હેમચંદ્રે તાલ પુષ્કર અને દેવી નંદીનીના બાપ સંબંધની વાતો કરવા માટે ઘણો પ્રયત્ન કર્યો. પણ આપણા બાબુ સાહેબને પોતાના તેવા ગરીબડા સંબંધીઓ વિશે વાત સાંભળવી ગમી નહિ. જેથી તેના મિત્રોયે પણ હેમચંદ્રની વાત ઉડાવવા માંડી. અને જેમ જેમ. વધારે વખત જવા લાગ્યો તેમ તેમ સર્વ મંડળ અધિરૂં બનવા લાગ્યું. બાજુના રૂમમાં નૃત્ય કલાવદુ વિશ્વ યોષિતાઓના નૂતન પાશ્ચિમાત્ય પધ્ધતીનુસાર પહેરાતા પોષાકની સાથે હાસ્ય યુક્ત ચાલતો વાતાલાપ સંભળાવા લાગ્યો. તે મંડળમાંહેના એકે તંબુર લઇ તારોનો તણતણાટ આરંભ્યો. એકે તબલાપર થાપી મારવા માંડી. એકે પાન સોપારી અને અત્તર ફુલ હારની અડાળીઓ તરફ દ્રષ્ટી કરવા માંડી, એકે એ રૂમ માંહેના ઓફીસ કલૅાક તરફજ જોવા માંડયું. આ નીશાનીઓ સાની છે તે હેમ બાબુ જાણી ગયા. અને તેમણે ધનંજય બાબુ પાસેથી રજા લીધી. તે દાદર ઉતરી નીચે આવ્યા. હેમચંદ્રનું મન આ વખતે ઘણુંજ ઉદાસ થયું હતું.

હેમચંદ્ર ત્યાંથી નિકળી બીજે ક્યાંઈ પણ ન જતાં સીધો ઘેરજ ગયો. ત્યારે રાત્રીના બે વાગવાનો વખત થયો હતો. તેણે એ વાત બિંદુને તે વખતે ન કરતાં, નિદ્રા લેવાનું દુરસ્ત ધાર્યું કદાચ એજ વખતે એ વાત બિંદુને કહેવા ધારતે તો હેમચંદ્રના મોઢામાંથી હૃદય ભગ્નતાને લઈ એક પણ શબ્દ નિકળી શકતો!

---



# પ્રકરણ ૧૧ મું.

## દુઃખો બાલા.

હોય ઘોડા ગાડી ઠાઠ પલંગ છપ્પર ખાટ,
દાસી દાશ કામ માટે હાજર હુજાર છે;
ઓઢવા પ્હેરવા હોય સાડીયો અમર બાંટ;
મોતી રત્ન હીરા હાર ઘરેણા અથાગ છે–
નિત નીત પકવાન જમવા–રમવા માટ,
સુંદર સાહેલી સાથ બગીચા મહેલ છે;
સર્વ શુન્ય સ્રીને લાગે પતીની પ્રીતી નહોતાં,
સ્વર્ગ પણ નર્ક માની પ્રીતે મૃત્યુ ચ્હાય છે–

બીજે દિવસે પ્રભાતમાં હેમચંદ્ર જાગીને દાતણ પાણી કરવા બેઠા. ત્યારે તેના મનમાં રાત્રીની વાત ર-મ્યા કરતી હતી. પોતે ધનંજયને કહેવા ધારેલા બે બોલ મુર્ખ સોબતીઓની સંગતમાં તે રચ્યો પચ્યો રહેવાથી કેવી રીતે વ્યર્થ ગયા એ તેને હવે સારી રી તે સમજાયું. અને અડચણના પ્રસંગે સજાતીજ વધારે સારી મદદ કરી શકે છે, એટલે સ્રી સંકટાવશ હોય તો સ્રીનીજ સહાય તેને વધારે લાભપ્રદ નિવડે છે એ તત્વ તેના લક્ષમાં આવ્યું. અને એ વાત તેણે બીંદુ પાસે કરવાનું ધાર્યું.

સવારે હેમચંદ્રને જોયા બરાબર પતિ રૂદયની પરીક્ષા જાણનાર બિંદુને તુરત જણાઈ આવ્યું કે આજે તેણીનાં પતીનો ચહેરો ગમગીનીમાં ગરક થએલો છે. તેણીયે પુછ્યું ' વ્હાલા ! આજે આપનો ચહેરો આમ ઉદાસ કેમ જણાય છે ? "

હેમચંદ્ર રાત્રીની બનેલ સઘળી બીના કહી સંભળાવી ને તે બોલ્યો—" ધનંજયનો છોકરવાદ હજુ ગયો નથી. જો કે હજુ તે પોતે મોટી ઉમરનો થયો નથી, પણ સ્વભાવે ભોળો હોવાથી, ખરાબ તાલીયા મિત્રોની સંગતને લઈ અવળે રસ્તે ચડી ગએલ છે. કલકત્તાની ગોલ્ડન ગેંગે તેને તદન બગાડી મુકયો છે. અને આ ક્રમ જો આમજ ચાલુ રહેશે તો તેની દોલત બધી ટુંક મુદતમાંજ ફના થઈ જશે. તેનાથી તેની સ્રીને બિલકુલ સુખ થતું નહિ હોય અને તેના પતીની આવી દુષ્ટ કુ ટેવોથી તેનું રૂદય વિદારણ થઈ જતું હશે. અને પતી તરફથી સુખ ન હોવાથી તે પોતાના જીવને પણ કંટાળો હશે. અહા ! શું કર્મ યોગ ? "

હેમ બાબુએ આ વાત કરી ત્યારે પોતાની બહેન નંદિની આવી દુઃખદ સ્થિતિ થઈ એ માટે બિંદુને ઘણું લાગી આવ્યું. તેણીની આંખમાંથી ચોધાર આસું ચાલી નિકળ્યાં. તે પોતાની આંખો છાયલના છેડાવતે લુછતાં બોલી—" તેણીની આવી સ્થીતી થશે

એમ હું જાણતી હતી અને એ વાત દુર્ભાગી નંદિનીના પણ ધ્યાનપર આવી હતી. હાય ! હાય!"

" પણ કલકત્તે આવ્યા પહેલા એ તેને શી રીતે સમજાયું હશે ? "

" તે કાંઇ હું કહી શકતી નથી. પણ કદાચીત તે અત્રે આવતાં પહેલાં કેઇના તરફથી તેના પતીના વ્યસનની સ્વભાવની તેને ખબર પડી હોય ! પણ શું કાંઇ આપના જાણવા બહાર છે ? કે તે સ્વભાવની બહુ ઉંડી છે તે ! અને તેથી એ કોઇ દિવસ પોતાનું દુઃખ કોઇને પણ જણાવેજ નહિ. પરંતુ આ બાબત તો તેણે પ્રથમથીજ જાણી હોવી જોઇએ. કેમકે એક બીજીની રજા લેતી વખતે તે રડી પડી હતી. તે જો ખબર ન હતે તો રડી પડત નહિ. "

" પણ હવે આપણે શું કરી શકીએ ? મે જે કાંઈ સાંભળ્યું છે અને નજરે જોયું છે, તે ઉપરથી મને તો એમ જણાય છે કે એકાદ વરસમાંજ ધનંજય બાબુ પોતાની સંપત્તી અને શરીર પ્રકૃતિને ઠેકાણે કરી મુકશે. અને તેમ થતાં તો એ દેખીતુંજ છે કે નંદિનીને તરૂણ્યાવસ્થામાં અને પૈસા પાત્ર સ્થિતીને શોભા આપનારૂં સૌંદર્ય છે તે, ભીખ માગવાનો વખત આવશે. "

" વરસ બે વરસ પછીની વાત તો છેટે રહી. પણ હાલમાં તેની જે સ્થિતી થઇ હશે, તેજ ન જોઇ

શકાય એવી થઇ હશે. એકતો પોતે રહી અભીમાની સ્વભાવની, એટલે તેણીનું પતી તરફથી અપમાન થાય એ શી રીતે તેણીનાથી સહન થઇ શકે ? ધનપુરમાં બીસ પચીસ માણસના બહોળા કુટંબમાં લાડકવાઇ થઇ રહેવાની પડી છે તેને ટેવ ? અને અહી કલકત્તામાં શું એકલી ! શાંતીનો એક શબ્દ પણ કહેનાર છે કોઈ ? વળી ઘડી ભર છોકરાંને રમાડતી રહી વખત ગુજારે એમ કહીએ, તો પરમાત્માએ કૃપા કરી એ સુખ પણ આપ્યું નથી. અને પતી તે પડયા આવા ! મોકળા મનથી સુખ દુખની વાત કરવા પણ છે કોઈ ? પણ પ્રાણ પતી ! ત્યારે આપ તેમના શહેરમાંના ઘેર જઈ કેમ તેણીના ખબર અંતર પુછી આવ્યા નહિ ?"

" બિંદુ ! બગીચાના બંગલામાં જે હકીકત બની અને મારા જોવામાં આવી તેથી નંદિનીને મળવા જવાનું મારૂં મન અચકાઇ ગયું. તુંજ હવે તેણીને મળવા જજે. અને બનતી મદદ આપજે, બીજું શું ? ઇશ્વર તેણીનાપર કૃપા કરે તો સારૂં ! "

હવી નંદિનીને મળવા માટે બિંદુનું મન ઉતાવળુ થઇ રહ્યું હતું. બપોરના ભોજન આટોપીને, પોતાના બચ્ચાંઓને સુધા પાસે રાખવા આપીને બિંદુ કલકત્તાના રીવાજ પ્રમાણે મીયાનામાં બેસીને નંદિનીના બંગલે ગઈ. અંદર ગયા પછી મીયાનામાંથી ઉતરીને બિંદુ નંદિનીના સુંદર શયન ભુવનમાં ગઈ.

જ્યાં નંદિની એકલીજ પોતાના માથાના વાળ ઓળતી બેઠી હતી. તેણીને જોયા બરાબર બિંદુ ચમકી. " તાલ પુષ્કર અને તેની બાજુની પંચ કોશીના ગામડામાં રૂપવતી સ્ત્રી તરીકે જેની ખ્યાતી, તેજ નંદિનીની આવી સ્થિતી ? " આટલા શબ્દો બિંદુના મોઢામાંથી સરી પડયા. તેણી ધીમે પગલે આગળ ચાલી.

નંદિનીની શરીર કાંતી તદન કરમાઇ ગઇ હતી. તેણીનો ચહેરો કોઇ દરદીના ચહેરા પ્રમાણે ફીકકો અને પીળો પડી ગયો હતો. પાણીદાર નેત્રો ઉંડા ઉતરી જઇ, તેના ફરતી કૃષ્ણ છાયા છવાઇ હતી. અને સાર સુવાની છતાં શરીરપર કરચલી વળી હોય તેમ થતાં કાયામાં અસ્થી ચર્મ શિવાય બીજું કાંઇ રહ્યું નહતું. તેણીની એકંદર સ્થિતીપરથી ચાળીસ પચાસ વર્ષની વયે પહોચતી વૃદ્ધા હોય એમ જણાતું હતું. ગળા માંહેના અને હાથ માંહેના દાગીના અલંકાર શરીરના સુકાવાથી ઢીલા પડી સખલ ડખલ થતા હતા. અને ઓળતાં ઓળતાં વાળ પણ ઘણા ઉતરી જતાં હતા.

પગરવ સાંભળીને નંદિનીએ ઉંચું માથું કરી જોયું. બિંદુને જોતાંવાર તેણીને ઘણો આનંદ થયો. તે ખુશી થતી ઉભી થઇ, અને પોતાની બાળપણની સહિયર અને બહેનને પ્રીતીથી ભેટી પડી. " બિંદુ બહેન ! તું એકવારની આવી ખરી ! કેટલાયે દિવ-

સથી હું તને યાદ કરતી હતી. ઠીક પણ બાળુ અને શાંતી છે તો મજામાંને ? ”

નંદિનીનાં સ્વરૂપમાં આ ટુંક મુદતમાં આવો પડેલ અદભુત ફરક, અને તેણીના શબ્દમાં પણ પડેલ ચિંતા યુકત છાપ, એ ઉપરથી કલકત્તામાં તે કેવી રીતે દિવસ કાઢતી હતી તે બિંદુને બરાબર સમજાયું. નંદિનીની ભવિષ્યમાં શું સ્થિતી થશે એ માટે તેણીને ઘણીજ ફીકર થવા લાગી. પણ એ ફિકર મનમાંજ દાબીને નંદિનીને ધીરજ આપતી બોલી—“ નંદિની બહેન ! અમે તો ખુશીમાં છીયે. પણ બહેન ! તું આટલી બધી તું શાથી દુબળી પડી ? તને હવા માફક નથી આવી કે ? ”

“ ના બહેન ! પહેલ વહેલી કલકતે આવીને, ત્યારે જરા ઠીક નહતું. પણ હવે તો ઠીક છે. હજુ પણ જરા ઉધરસની તો ઉપાધી છે કદાચ મને અહીની હવાજ માફક આવતી ન હોય તો ઈશ્વર જાણે ! આપણા ધનપુરની હવા સારી હોવાથી ત્યાં મને સારૂં રહેતું. અહીંતો તારા કહેવા પ્રમાણે જરા ખરૂં ! ”

“ ધનપુર કે આપણા તાલપુષ્કરની ખુલ્લી હવા. તેની શી વાત ? પણ ત્યારે નંદિની બહેન ! ધનપુર કે અમારે ગામ તારે નથી કે આવવું બહેન ? અમે તો હવે શરદ પુજા માટે તાલપુષ્કર જનાર છીયે.”

" બિંદુ બહેન ! તે હું શી રીતે ના કે હા કહી શકુ ? તેમના તરફથી રજા મળ્યા વિના મારાથી શું બને ? "

" પણ નંદિની બહેન ! અહી તારી ખબર અંતર કોણ લે ? અમે રહ્યાં છેટે ! વળી છોકરાંઓને મુકી આટલું દૂર પણ મારાથી રોજે શી રીતે અવાય ? વળી તું કહે છે જે ઉધરસ છે, અને ખાધેલું ઓકાવી દે છે. તો તારી સારવાર કરવા અહી કોણ છે ? "

" તેમણે એક ડૅાક્ટરને વરધી આપેલી છે. એટલે તે દર રોજ આવીને મારી તબીયત જોઇ જાય છે. અને તે દવા મોકલે છે તે હું લઉં છું. "

" દવા ભલેને ચાલતી હોય. તોપણ તારી પાસે કોઈ અંતરના પ્રેમનું કે સંબંધી માણસ ચાકરી સારૂ તો જોઇએજ ને ! તું આ વિશે કાકીને કેમ લખી જણાવતી નથી ? તેના જાણવામાં આવે તો તે અહી આવી સારવાર કરે, અને કાંઇક તબીયત સારી થાય એટલે તાલપુષ્કર તેડી જાય કે સહેજે હવા પાણી પણ બદલે ! "

" મારાં બાને અમસ્તી તસદી આપવી મને નથી ગમતું બહેન ! તબીયત સુધારવા ડૅાક્ટરની દવા ચાલે છે. અને કામકાજ માટે બીજાં માણસ પણ છે. એટલે પછી કોઇની જરૂર હું ધારતી નથી. અમથી બાને બોલાવવી અને કાગળ લખી ચિંતામાં નાખવી એ શા માટે ? "

" નંદિની બહેન ! તારી તહેનાતમાં નોકર ચાકર તો હશે. અને ડાકટરની દવા પણ ચાલતી હશે. પણ બહેન માતાની મમતા જેવી દુનિયામાં અકસીર એકે દવા નથી સમજી ? માતા આગળ આપણને જોઇએ તે માગી શકાય. "

નંદિનીએ જરા ચાંપતે અવાજે કહ્યું–" હા. મારે જોઇએ છીયે તે બધુંએ તેમના તરફથી મળે છે. કાંઈ કશાનીએ ખામી છે ? તો પછી બાને બોલાવવાથી શું ? "

નંદિનીના અંતઃકરણમાં શાના વિચાર ઘુમી રહ્યા હતા ? તેના રૂદયમાં ચિંતાગ્ની પ્રજવલિત થતાં, તેની જ્વાલાઓ તદન નજીકના સંબંધીયોના એ જાણવામાં ન આવે એ માટે તેણીના મનમાં શી શી ખટપટો ચાલી રહી હતી ? અને આ મામીક વચનો દાઢમાંથી કેવી રીતે તેણીયે ઉચાર્યાં હતાં એ સઘળું બિંદુ જાણ્યા વિના રહી નહિ. પણ તેણીના રૂદયમાં ગુપ્ત વાસો કરી રહલી ચિંતા શી છે તે તેણીના મોઢેથી શી રીતે કહેવરાવવી ? અને તેણીના એમનો વ્યાધીનું શી રીતે સમાધાન કરવું ? તો બિંદુ વિચાર કરવા લાગી. તેના રૂદયમાં ભગિની પ્રેમ પ્રસરી રહ્યું.

" નંદિની બહેન ! હું તો કહું છું કે દુનિયામાં માતાના પ્રેમ સરખો અનુપમ બીજો કોઇનો પ્રેમ નથી. અને તેજ મના વ્યાધીની મોટી દવા છે. કાકીની

સારવાર નીચે એક અઠવાડીયું રહે તો તારી તબીયત કદી સુધર્યા વિના રહેજ નહિ. માટે આજેને આજેજ મારાં કાકીશ્રીને તું પત્ર લખી નાખ. નહિતર ચાલ હું-જ ઘેર ગયા પછી પત્ર લખી કાઢીશ. બહેન ? જોને આ તારા કેવા હાલ થયા છે ? ઉપરા ઉપરી વધતી જવી એ કાંઇ સારૂં ચિન્હ નથી. ચાર છ મહિના પહેલાં તારી કંચન વરણી શરીર કાતી કેવી હતી, અને હાલ હવે તારી કેવી સ્થિતી થઈ છે ? ”

રૂદયપટ ખોલાવવાની ઉત્તમ કુંચી સ્ત્રીયોના જેવી અન્ય પાસે નથી હોતી. નંદીની જો કે માની સ્વભાવની હતી, પણ બિંદુના લાઘવી શબ્દોનો પ્રયોગ થવા બરાબર તેણીનું રૂદય ભરાઇ આવ્યું અને આંખમાંથી અશરૂ પ્રવાહ ચાલતો થયો.

“ બહેન બિંદુ ! ન્હાનપણથી તું મારી ખરેખરી અંતઃકરણની સહિયર છો. બહેન ! તેં મારા માટે—“ આટલું બોલતાં અચકી ગઈ તેણીનાથી આગળ ન બોલાયું. અને તે પોતાની સાડી વડે આંખો લુંછવા લાગી.

“ બહેન નંદિની ! આ શું ? તું પણ મારા માટે તેવીજ ઉપાધીયો સહન કરતી હતી. અને અતીશય માયા કરતી હતી. હજુ પણ એ પ્રીતી કાયમ તો છેને ?

“ બહેન ! હજુ તે કાયમ છે. અને આ મા

રા દેહમાં જીવ હશે ત્યાં સુધી કાયમ રહેવાનીજ !"

"તો પછી બ્હેન ! આપણો એક બીજીપર અગાધ પ્રેમ છતાં, તું તારા અંતરના દુખની વાત શા માટે મારાથી છુપાવી રાખે છે ? તને કોઇ પણ પ્રકારની મનો વ્યાધી છે, જેની મને ખબર પડતી નથી એમ કે તું સમજે છે ? જગત વ્યવહારના સુખથી તું નિરાશ થઇ છે તારૂં પ્રફુલ્લ અંતઃકરણ કરમાઇ ગયું છે, એ હું જાણી શકતી નથી એમ શું તું સમજે છ ? ધનંજય બાબુ તારાપર અત્યંત પ્રીતી રાખતા, અને તારા મોઢામાંથી જે શબ્દ બહાર પડતો તેજ ખરો એમ માનતા હતા, જે વાત તેં મને એક વાર એકાંતમાં નહતી કહી ? અને તે તારો આનંદ આજે નષ્ટ થયો છે, એ ફરક શું હું જાણી શકું નહિ એમ તું માને છે કે ? હું તારી બહેન ! મારાથી પણ જો તું છુપાવે, તો પછી જગતમાં એ શીવાય ગુપ્ત વાત કહેવા બીજા તે ક્યાં સ્થાન રહેશે ?"

નંદિનીના કોમળ અંતઃકરણપર બિંદુના પ્રેમાળ અને નિખાલસ દિલના સ્પષ્ટ શબ્દોએ ઘણી ઉંડી અસર કરી. તેણીની સંકોચવૃત્તી બદલાઈ ગઈ. અસહ્ય દુઃખભારથી તેણીએ પોતાનું માથું બિંદુની છાતીપર પડતું મુક્યું. કોઈ નદી અથવા તળાવને બંધાએલ બંધ ફુટતાં એકદમ પાણીનો જોસ વધી જાય છે, તેમ નંદિનીના અંતઃકરણની સ્થીતી થઈ. તે ઘડીભર શુન્ય

સરખી સ્તબ્ધ પડી. થોડી વારે માથું ઉંચું કરી, શબ્દ ન ફુટતાં પણ પરાણે બોલવા જતી હોય તેમ બોલી–
"બિંદુ બ્હેન! તારાથી મેં કાંઇ છુપાવ્યું નથી. અને છુપાવીશ પણ નહિ. પરંતુ આજનો દિવસ મને માફ કર. ફરી બીજી વખતે હું તને સઘળી હકીકત કહીશ."

"નંદિની બહેન! આજેજ તારે એમને સઘળું કહેવું પડશે. મનમાં ને મનમાં બળ્યા કરવાથી શું? મનોવ્યાધી પોતાના આપ્ત પાસે અંતઃકરણ ખોલી કહેવાથી હલકી પડે છે. સમજી? માટે જલદી કહે જોઉં."

"બિંદુ બહેન! મારી વ્હાલી બિંદુ બહેન! તારાથી કાંઈ પણ હું છુપાવવાની નથી."

"ત્યારે જલદી કહે જોઉં. તારી તબીયત નરમ થઈ છે, ત્યારે તેના માટે જેટલી તજવીજ રાખવી જોઇએ તેટલી મારા બનેવી રાખે છે કે?"

"મને જોઇએ તે મળે છે અને ડૉકટરથી દવાની તજવીજ કરવામાં આવી છે. એ વાત મેં પ્રથમજ તને કહી નહિ કે?"

"શું આમ કહીને મને ઉડાવવા માગે છે કે શું? આવી ફસાવવાની વાતો મારી પાસે નહિ ચાલે જો! ખાવાને પેટપુરતુ અનાજ, પહેરવા શરીર ઢંકાય તેટલું કપડું, અને ડૉકટરની જોઇએ તે દવા આટલું પતી

તરફથી મળે એટલે શું બસ કે? દેવી! આપણે સ્ત્રીઓને શું આટલાથીજ સંતોષ પામવાનો કે? નંદિની બહેન! મેં તને એ નહતું પુછ્યું મારૂં પુછવું એ છે, કે–લગ્ન થયા પછી કેટલાંક વરસ જેમ તારા પતીની તારીપર પ્રીતી હતી, તેવીજ હજી છે કે નહિ? બેરા બેરામાં આથી પણ સ્પષ્ટ રીતે પુછું, તો પતીપ્રેમ એટલે શ્રીમંત સ્ત્રીઓનું ધન છે. ગરીબ સ્ત્રીઓનો સુખસંચય છે. સઘળી સ્ત્રી જાતીનું સૌભાગ્ય–જીવન છે તે અદ્યાપી તારા કબજામાં છે કે નહિ?"

નંદિનીના મોઢેથી એક પણ શબ્દ નીકળ્યો નહિ ન બોલતાં માથું હલાવીને ફરી તેણીયે બિંદુની છાતીપર પડતું મુક્યું.

આથી બિંદુની મુખચર્યા ગંભીર થઈ. તે બોલી– "નંદિની બહેન! પતીપ્રેમ ગુમાવીને ચાલવાનું નથી જો! પતીના પ્રેમ ઉપર પોતાનો કાબુ રાખવા માટે સ્ત્રીયોએ જે જે ઉપાય કરવા જોઈએ, તે તેં કર્યા છે કે?"

"સર્વ સાક્ષી પરમાત્માને એ બધું ખબર છે. બિંદુ બહેન! તેમનાપરનો મારો પ્રેમ જરા પણ કમી થયો નથી, તેમના પ્રેમ દર્શન માટે અહોનીશ મન તલપી રહે છે, ચાતકી માફક રાહ જોયા કરૂંછું. મારી ભુખ, તરસ અને પ્રાણ એજ છે. પણ ન્હાલાનેજ મારો કંટાળો આવ્યો હોય તો શું કરવું?" નંદિનીના મોઢેથી

નિકળેલ આ છેલ્લા શબ્દો અનિર્વચનીય દુઃખ વ્યાપ્ત થએલ હોય એમ ભાન કરાવતા હતા.

"તારૂં પ્રેમ તારા પતીપર અગાધ છે, તે હું જાણું છું. અને તે કદી ઘટવાનું પણ નહિ એવી મારી ખાત્રી છે. પણ સ્ત્રીના અંતઃકરણમાં ફક્ત એક પ્રેમજ હોય એટલે બસ નથી હું કહું છું કે પતીની મરજી સંપાદન કરવા માટે, અને તેની પ્રીતી પોતાના કબજામાં રાખવા માટે કેવળ પ્રેમ શીવાય બીજાં પણ સ્ત્રીના કેટલાંક કર્તવ્યો છે. બીજી પણ કેટલીક કલાઓની તેણીનામાં આવશ્યકતા હોય છે. શું સમજી?"

"બિંદુ બહેન! કહે મારૂં ધ્યાન છે."

"નંદિની બહેન! હું કાંઇ તમારાથી વધારે ડહાપણવાળી નથી. અને કાંઈ નવી વાત પણ હું કરતી નથી, બૈરાઓને જન્મથીજ એ ખબર હોય છે. જેની સાથે પોતાનો સંબંધ થયો, આખા ભવનો જે આપણો સંગાથી, કેવળ પરમેશ્વર તુલ્ય, તેના ખાતર ઘરમાં સંતોષ શી રીતે પ્રસરી રહે, આનંદ શી રીતે વ્યાપી રહે, તે આપણે પ્રથમથીજ શીખવું જોઇએ છીએ ગમે તેવી મહેનત પડે તોપણ તે સહન કરવી. બીજાના અપરાધ ધ્યાનપર ન લેવા, અને સંસારમાં જે પળે પળે અસંતોષ અને ક્રોધના પ્રસંગો આવે છે તે શાંતીથી સહન કરીને વધારે ખરાબીએ વાત ન પહોંચે તેમ કરવું, એજ આપણે સ્ત્રીઓનું ખરૂં કર્તવ્ય છે એવી રીતે રહેવાનું જો આપણે શીખીયે, તો

આપણાથી ઘરમાં આનંદ અને સુખ ઉપજવાનું. નહિ-તર આપણા સુખમાં આપણે પોતેજ દુઃખ ઉપજાવ્યા સરખું થવાનું. નંદિની દેવી! એ કડવો અનુભવ મને ગરીબી હાલતમાં જેવો મળ્યો છે, તેવો તને પૈસાપાત્ર સ્થીતીમાં મળ્યો નથી. ઘણે સ્થળે મારા જોવામાં આ-વ્યું છે. કે ધણી ધણીયાણી બંને વર્તનમાં શુદ્ધ, એક બીજાપર પ્રેમ રાખનારા, પણ બન્નેમાં સુખનું સ્વપ્ન સરખું પણ હોતું નથી. અને સદાય ધુંધવાતા અગ્ની પ્રમાણે ધુવાં કુવા થએલ દંપતીનું ઘર કેવળ સ્મશાન રૂપ થઇ પડે છે. કેમકે તે ઘર શાનું? પણ તેમના ભગ્ન થએલ સુખ અને મનોરથોની દહન ભુમીજ તે! હવે તેવી રીતે અંતઃકરણ જુદાં પડવા કાંઇ એવાં સ બળ કારણ હોતાં નથી. બન્નેમાં કાંઇક પણ જો સહન શીલતા હોય છે, તો તો તેમનો સંસાર સુખકારક ની વડે છે. અને તેવી સહનશીલતા નથી હોતી, તો પછી તેમનો સંસાર ધુળધાણી થાય છે. અને તેમનું જીવન એક ભારરૂપ થઇ પડે છે. આગળ પછી એ ભુલ જ-ણાઇ આવે છે, પણ તે વખતે પછી ભુલ સુધારવા અ વકાશ રહેતો નથી, કેમકે સંસાર વ્યવહારની ઉમેદો તે વખતે ભસ્મીભુત થએલી હોય છે. પછી થોડી સ-હનશીલતા અને ચતુરાઇથી જે સુવર્ણરૂપ સંસાર સુ-ખીયો થઇ શકતે, તેને ખેદ યુક્ત દ્રષ્ટી વડે જોવાનો વખત આવે છે. પણ પાછળથી શું કામનું? તે કાંઇ

એકવાર હાર્યા તો ફરી રમીશું એવી કાંઇ સંસારની બાજી થોડીજ હોય છે ? ”

“ તદન સાચું. મારી બિંદુ બહેન ! પ્રથ્વી ઉપરના ઘણાય ઘરો એવાં શ્મશાન સરખાં થઇ પડેલાં હોય છે. જ્યાં ગતાયુ આશાવેલીઓ અને પ્રેમના ભુતોનો માત્ર વાસો હોય છે. ન્હાનપણમાં જ્યારે રામ અને સીતા, સત્યવાન અને સાવિત્રીની વાતો આપણે સાંભળીયે છીએ, ત્યારે સુખ દુખના પ્રસંગે પરસ્પર અચલ નિષ્ટા બતાવવાનું આ સંસાર એક સુંદર નાટક છે એવી મીઠી કલ્પનાઓ અહોનિશ આપણા અંતઃકરણમાં રમવા લાગે છે. પણ જગતના જેમ જેમ અનુભવ લેતા જવાય છે, તેમ તેમ સુખ સ્વપ્નોનો લય થતાં અમારી આંખો ઉઘડી જાય છે. જે સ્થળે આનંદ અને પ્રેમથી મગ્ન રહેવાની દ્રઢ આશાઓ અમે બાંધી હોય છે, ત્યાં કોઇ દીવસ પણ અંત ન આવે એવા કલહને જોઇને અંતઃકરણ ચીરાઇ જાય છે. ખોટી શોખાઇ, ફેશનનો ડોળ, અને ક્ષણિક સુખો માટે સ્ત્રી પુરૂષોમાં જે પ્રચંડ ધમાલ ચાલી રહી હોય છે, તે જોઇને જગતનો કંટાળો આવ્યા વિના રહેતો નથી. આપણાપર પ્રેમ રાખનાર માણસની એક નિષ્ટતા ઉપર એકાદો પાષાણ રૂદયી દુરાત્મા મનસોક્ત અમલ ચલાવતો દ્રષ્ટી ગોચર થાય છે. નિસ્વાર્થ બુદ્ધીથી વરતનારાનું લોહી પીનારા ઘણા સ્વાર્થીઓ પણ જોવામાં

આવે છે. અને એ કલહનો કોઇ દિવસ અંત આવ-
તોજ નથી. દીવસે દીવસે કલહની તીવ્રતા વધતીજ જા
ય છે. અને એ કલહ કુંડમાં એકાદાની આહુતી હો-
માયા બાદ તે શાંત થાય છે. જેની પ્રાણાહુતી પડે છે
તેના મૃત્યુ બાદ કેટલાંએ સ્તુતી ગીત ગવાય છે, તે-
ના નામથી કેટલોએ શોક કરાય છે. પણ તેના જીવતાં
જો એકાદોયે શાંતી આપનારો શબ્દ તેના કાને પડયો
હોતે, તો તે બિચારો કેટલીએ કૃતજ્ઞતા દર્શાવતે! અ-
ને કેટલીએ ધન્યતા માનતે! મનુષ્ય માત્રની જીંદ-
ગીનું એ એક કાળું ધોળું ચીત્ર છે. પણ તે પ્રાચીન
કવીઓયે વર્ણ્યું નથી. અને આધુનિક નોવેલીસ્ટોએ
પણ પોતાની કલમમાંથી ઉતાર્યું નથી. કદાચીત ખરૂં
ચીત્ર ચિતરતાં, તે વાચકને મનોલ્હાદક ન થઇ પડે
એમ હોય તો હોય!"

"નંદિની બ્હેન! તારૂં કહેવું તો મને કાંઇક
જુદુંજ જણાય છે. મારા બોલવાનો તેં કાંઇક વિપ
રીત અર્થ કર્યો લાગે છે. ઘણા કુટુંબોમાં ધુવાં ફુવાં
નો પવન ફુંકાઇને શાંતી સુખ અને આનંદની કલહા-
ગ્નીવડે રાખ થએલી હોય છે, પણ એ અપવાદ છે.
તે ઉપરથી સર્વત્ર તેમજ ચાલે છે એમ સર્વ માન્ય
નીયમ ઠરાવવો એ વાસ્તવિક ગણાશે નહિ. સ્ત્રીયો હો-
ય કે પુરૂષો હોય. કોઇ પણ અભ્યંગ હોતાંજ નથી.
પણ તેમણે એક બીજાને સહાયતા કરવી એજ ઈશ-

રની યોજના છે. તેમના સ્વભાવમાં કાંઇ ખામી હોય, તોપણ એક બીજાએ પ્રહ્નનશીલ સ્વભાવથી વરતવું એટલે તેમનો સંસાર સુખકર નિવડે છે. બહેન ! મને લાગે છે, કે તારૂં અંતઃકરણ બહુજ ત્રાસ પામેલ જણાય છે એટલે તને બધી દુખનીજ બાજુઓ નજરે આવે છે. અને તેથી મારૂં મન તારી આ સ્થીતી જોઈ બહુ દુખાય છે. તારો કહેવાનો ભાવ શું છે તે હું કાંઈ સમજી શકતી નથી. "

" બહેન બિંદુ ! મારા કહેવાની કલ્પનાનો અનુભવ પરમાત્મા તને કોઈ દિવસ ન કરાવો ! શું બાઈ ? અત્યંત પ્રેમ અને ખુલ્લા અંતઃકરણથી તારી સાથે વરતનાર ભલાપતીની તું વહુ, અને તારી પણ પતીપર અનન્ય ભક્તી ! પછી સંસાર માંહેની ઘણીજ દુખદાઇ કૃષ્ણ વર્ણ બાજુ તને શી રીતે સમજાય ? તાલ પુષ્કર માંહેનું તે ન્હાનકડું ઝુંપડું પણ શુધ્ધ પ્રેમનું નિવાસ સ્થાન છે; તે પરમાત્મા આવચલ રાખે. ગુલામ માફક લાતો ખાઇ સુખ માનવાનો મારો મુળથીજ સ્વભાવ નથી. ઠીક. અને જેમના પનારે હું પડી તે કાંઈ તેવા સાધુ નથી. બહેન ! આટલી મારી કર્મ કથણી બસ થઈ; નહિ કે ? વ્હાલી બહેન ! હવે આગળના સંસાર સુખની હકીકત મા પુછીશ. અમે સંસારની બાજી રમ્યા—પણ છેવટે હાર ખાધી !"

" નંદિની બહેન ! મારી વ્હાલી બહેન ! ન-

થી. હજી તમે હાર ખાધી નથી. " બિંદુ એ પ્રેમથી રોમાંચિત થતાં કહ્યું. " તમારા સંસારની બાજી પુર્ણ થઇ અને આખર તમને અપજશ મળ્યું એમ હું તો નહિજ માનવાની. તમારી ઉમર તે કેટલી ? વીસ પચીસ વરસની ! સંસાર સુખના આરંભનોજ આ ખરો વખત, ઘરે કાંઇ કમી છે એમ નથી. ત્યારે એકાદી ક્ષુલ્લક બાબત ઉપરથી તારા પતીનું પગલું કાંટાળે—અવળે માર્ગે વખને દોરાયું તો એથી કાંઈ તારે તદન નિરાશ થવાની જરૂર નથી, એ મારા વિચાર પ્રમાણે ચોકસ છે. જેનો કાંઇ રસ્તોજ નથી એવી કોઇ પણ બાબત જગતમાં છેજ નહિ. જેને સુધારી ન શકાય એવું કોઇ માણુસ દુનિયામાં છેજ નહિ. અને કોઇ દ્રઢ નિશ્ચયી સ્રીને તેની અચલ નિષ્ઠા અને અઢળક પ્રેમના ગુણ વડે સુખ ન આપે એવું અવનીમાં કોઈ પણ ઘર હોયજ નહિ. "

" હા. હા. એમ માટીડાઓ કહે છે ખરા. તેમને અમારીપર અમલ ચલાવવાનો હોય છે ને ! અમે તેમની સાથે પ્રેમ વડે નિરભિમાની બની વરતીએ, ત્યારે પોતાના પાળેલ કુતરા તરફ જાઇને જેમ ખુશી થાય તેમ તેમણે અમારા તરફ જોઇ હસવું. અને અમે પ્રેમ પ્રણયમાં તેમના પગની ધુળ ચાટતા હોઇએ, ત્યારે કોઈ કોઇવાર તેમના મનથી અમને લત્તા પ્રહારની પ્રસાદી આપવાની હોય છે, એટલે તેમણે આવું સુકું બ્રહ્મજ્ઞાન કહેવું એ વાસ્તવીકજ છે.

દેવી નંદીનીના કોમલ અંતઃકરણમાં દુખરૂપી બાણ ઉંડા ઉતરી ગયાં હતાં. અને તેણીના મોઢેથી નિકળતા પ્રત્યેક શબ્દમાં, તેણીના હૃદયમાં થતા દુખના આઘાતની પ્રત્યક્ષતા દેખાતી હતી. તેણીને તેના પોતાના દુખના સંબંધમાં બોલતી કીધી એ માટે બિંદુને જરા શરમાઈ ગયા જેવું થયું હતું. કેમકે નંદિની પ્રત્યક્ષ પોતાની માતા પાસે પણ પોતાનું દુખ કહેવા રાજી ન હતી. બિંદુ જરાવાર સ્તબ્ધ રહી. પણ પોતાની બાળપણાની જીવશ્ચ કંઠશ્ચ મિત્રતા રાખનારી બહેનની આ સ્થીતી જોઇ તેણીનાથી ચુપ ન રહેવાયું. તેણીયે નંદિનીને પ્રેમથી પોતાની છાતી સાથે ચાંપીને તેણીના માથે હાથ ફેરવતાં ધીમે સ્વરે કહેવા માંડયું. નંદિનીનું મન પણ–ઘણીવાર સુધી હઠ કરીને રડી રડીને થાકેલ બાળક પોતાની મેળે શાંત થાય છે, તેમ શાંત થતું ચાલ્યું. અને પ્રથમ માફક તેણીએ બિંદુની છાતીપર પોતાનું માથું ટેકવ્યું.

"નંદિની બહેન! તું આમ ના બોલ. મારાથી એ સંભળાતું નથી. દુખ એ બધાને ભોગવવું પડેજ. પણ નિરાશ થયે કેમ ચાલે? પ્રયત્નવડે દુખને હઠાવવું જોઇએ. પ્રથમ સંસાર પદ્ધતી જુદી હતી, કુટુંબના સઘળાં માણસ સાથે રહેતાં. અને જે કોઇ જે કાંઈ કમાઇ લાવે તે કુટુંબના મુખ્ય માણસને આપતો. સાસુ વહુઓને કામ વેહેંચી આપે તે પ્રમાણે તે કરતી. એવી રીતે કુટુંબ માંહેના વડિલ માણસના કહેવા પ્ર-

માણે વ્યવહારક્રમ ચાલતો જેથી તેમાં કલેશને જગા ન મળતી. પણ હવે તો જેને તેને પોતપોતાનું જુદું ચલાવવાની પ્રબળ ઇચ્છાઓ થાય, બહુ તો માતપિતા જીવતાં હોય ત્યાં સુધી ભાઇ ભાઇ ભેળા રહે. તેમની પાછળ તો જે તે જુદો રહેતો જ થાય. એક રીતે જોતાં એ પણ ઠીક ખરૂં, કે જુદા રહેતાં શી શી જવાબદારીઓ વેઠવી પડે એ પુરૂષોને સમજાય, અને સ્રીયે - પણ એ બાબતના નવા નવા પાઠ શીખવાની આવશ્યકતા રહે. પણ આ તત્વ ઉભયપક્ષે તેવું ઘણી વાર સમજાતું નથી. અને તેને લઇનેજ સુખ અને સમાધાનીથી રહેવાનું, ત્યાં ટંટા બખેડા થતા નજરે આવે છે. અને સંસારમાં ખરેખર નિરૂપાયની દુખદાઇ બાબતો કરતાં તે આપણી અણસમજને લઈ વધારે દુખદાઈ નિવડે છે એમ હું તો માનું છું."

"આપણી પ્રાચીન પદ્ધતીજ વધારે સુખ અને સુરક્ષીતપણાની હતી, એમ મને લાગે છે. કેમકે તેથી તરૂણ પુરૂષ અને યૂવાન સ્રીયોપર દાબ રહેતો, અને તેથી ખરાં કર્તવ્ય તે સમજી શકતાં." નંદિનીએ ધીમે સ્વરે કહ્યું.

"નંદિની બહેન! આપણે પડયાં સ્રી જાતી એટલે તેવી બાબતમાં આપણા વીચાર શા કામના? મારા તેઓ કહે છે, કે સાંપ્રત દુનિયા માંહેના સઘળા દેશોમાં આયુષ્યક્રમનો જુનો માર્ગ બદલાયો છે, અથવા બદલાય છે. હાલની રૂઢીથી પ્રત્યેક સ્રી પુરૂષ પોતપો-

તાની ખરી ફરજ જાણી શકે છે. અને તથા હાલના જાલમ જીવન કલહોમાં તે હીંમતથી ટકી રહી શકે છે. સંસારના સઘળા બંધનો તદન તોડી નાંખીને આયુષ્ય માંહેના એકાદા મોટા કાર્ય માટે અથવા તો ઇશ્વર ભક્તી કાજે, જેમણે પોતાને વેચી દીધા છે એવા માણસો પણ આપણા દેશમાં છે."

" પરમાત્માની સેવા અર્થે જેમણે પોતાનું જીવીત સમર્પણ કર્યું હોય તેવા પ્રાણીને ખરેખર ધન્ય છે. એવા મહાત્મા સાત્વિક આનંદમાં મગ્ન હોવાનું આપણા ધર્મગ્રંથોમાં વર્ણવ્યું છે. તેઓ આ જગતમાં વસીને અહીંના બંધનોથી અલિપ્ત રહી, પ્રાણી માત્રના કલ્યાણના માર્ગ ખુલા કરી બતાવે છે. અને પોતાના કાર્ય સમાપ્ત થયે જીવનજાત્રા પુર્ણ કરે છે. ધનપુર અમારા ઘેર એવાં ભગવાં કપડાં પહેરી ઘણા સાધુ પુરૂષ અને સાધવી સ્ત્રીઓ આવતાં. જેમને મેં જોયાંછે અને તેમની શેવા પણ મેં કરી છે. વળી ઘણાં તીર્થ સ્થળોનાં વર્ણનો તેમના મોઢેથી મોડી રાત્રી સુધી ઉજાગરો વેઠીને સાંભળ્યા છે. આ સંસારમાં જે દુખી હોય તેમના માટે એ ઘણોજ ઉતમ શાંતીનો મારગ આપણા શાસ્ત્રકારોએ કહ્યો છે. મારા મનને જો તેવી શાંતી મળે તો આજે જે કાંઇ મને પ્રાપ્ત છે તેના ઉપર પાણી મુકવા હું ખુશી છુ".

" એવી રીતે સંસાર ત્યાગ કરી રહેવું સારૂં ખરૂં, પણ બહેન ! આપણે તે સાધ્ય નથી. આ જગ-

તમાં રહીને સંસાર માંહેના હરઘડી કરવા પડતાં કામો કરીને રહેવાનીજ આપણા માથે ફરજ રહેલી છે. ઘર માં રહીનેજ જો આપણે આપણા કર્તવ્યો સારી રીતે અને પુર્ણ શ્રદ્ધા પુર્વક બજાવીશું, તો તેમાંજ આપણને ઇશ ભકતીનું પુન્ય પ્રાપ્ત થાય છે. અને એ સંસાર ત્યાગથી થતાં પુન્ય કરતાં કોઇ રીતે કમી નથી. જેવી રીતે સાધુ પુરૂશોમાંના સત્તગુણને લઇ તેમના થતા સત્કાર્યોની નોંધ પરમાત્માના દરબારમાં થાય છે, તેમ આપણા થોડાની પણ થાય છે. આપણા પ્રમાણમાં આપણું કાર્યક્ષેત્ર ન્હાનુ હોય છે પણ તેમાંયે જો આપણા ખરા કર્તવ્યને ચુકીએ નહી, તો તે પરમાત્માની નજર બહાર કદીજ ન જાય. અને તેટલી શાંતી આપણને બસ છે".

" તારૂં ભાષણ આગળ ચાલવા દે બિંદુ બહેન ! મારા દુઃખથી પીડાતા અંતકરણમાં તે અમૃત સમાન શાંતી આપે છે. નાનપણમાં તારૂં કહેલું હું શાંતીથી સાંભળતી બેસતી એજ ધૈર્યતા અત્યારે મારા કામની છે, મારી વ્હાલી બહેન ! નાનપણનો મારો ચીડીયો સ્વભાવ હજુ ગયો નથી. મારા કરતવ્યમાં મને જાગૃતી આપવી એ તારૂં કામ છે, અને તારા પ્રેમને મને માત્ર કર." નંદિનીની આખમાંથી અત્યારે કૃતજ્ઞતા દરશાવનારો અશરૂ પ્રવાહ અસ્ખલીત વહ્યાજ કરતો હતો.

" બહેન નંદિની દેવી ! તારા જેવી સંપત્તી

અને પદવી મળ્યાં છતા બાળપણુની વાતો સભારી ગરીબડી બહેન ઉપર આવી રીતે પ્રેમ રાખનારી કોઇજ સ્રી જગતમાં મળશે. ધન્ય છે તારા નિઃસીમ પ્રેમને ! મને ખાત્રી છે કે તું આ સંકટમાંથી ચોક્કસ મુકત થઈશ. કેમકે તારૂં અંતઃકરણુ શુધ નિષ્ટા અને પ્રેમથી પુર્ણુ છે. માત્ર તારે ધીરજ રાખવી. અને હાલ જે અનિષ્ઠ ગ્રહોથી તું દુખી છે તેમાંથી મુકત થવા માટે તારે પ્રયત્ન જારી રાખવાં અને સહન શીલતાથી સંકટને સહેતી જજે. જેથી કરીને હજું પણુ ઉતમ પ્રકારનું પતિસુખ મળશે. અને આનંદથી બાળબચ્ચાં સાથે કાલક્રમણુ કરીશ".

નંદિનીના શુષ્ક અને કૃશ હોઠ, અંતકરણુ માંહેની કડવી નીરાશા દેખાડનારા કીંચીત હાસ્યથી કંપીત થયાં. તે કંઇજ બોલી નહી. એટલામાં બહારના દરવાજા પાશે ગાડી આવ્યાનો અવાજ સંભળાયો. અને નોકર ચાકરોની ધમાલનો પ્રતીધ્વની કાને આવ્યો. એ શાની ગરબડ છે તે નંદિનીએ તુરત કળી કાઢયું. કેમકે તે બીચારીના નશીબે લખાયેલ તે હરરોજનોજ અનુભવી બનાવ હતો. તેણીએ પોતાની પીતરાઇ બહેન બીંદુ તરફ જોયું. અને રદય શુન્ય કંપીત સ્વરે કહયું— 'બીંદુ બહેન ! તે બાજુની બારીમાંથી જરા જો. એટલે અમારા સુખીઆ સંસારની કલ્પના તારા મનમાં આવશે".

બીંદુએ નંદિનીના કહેવા પ્રમાણે એ બારીમાંથી

જે પ્રકાર જોયો તેથી તેનુ મન ઘણુંજ ઉદાશ થયું. ધનંજય બાબુની સવારી પોતાના બગીચા માંહેના બંગલામાંથી પધારી હતી. તેના શરીર પરના કપડાંનું જરાએ ઠેકાણું ન હતું. કેફને લીધે બેફામ બનેલ બાબુને ગાડીમાંથી પ્રેતની માફક ઉંચકીને નોકરો મેડી પરના બીછાના ઉપર મુકવા ઉંચકી જતા હતા.

બીંદુ અશરૂ ભરીત નેત્ર વડે નંદિની પાશે આવી. અને તેને બાથ ભીડીને બોલી–" બહેન ! ખરેજતારી સ્થીતી દુખમય છે. તારા અંતકરણમાં શું દુખ છે અને તેને શાંનો માનશીક વ્યાધી છે તે હું હવે સારી રીતે જાણી શકી. હાય ! થોડાજ દીવશમાં શું આ સ્થીતી ? હાથ પગ દોરડી જેવા થયા છે, અને શરીરમાં લોહીનું તો નામ સરખું એ નથી. પરંતુ બહેન! અમસ્તી ચીંતા કરીને તું તારા શરીરની ખરાબી કરી લેતી નહી. કઠીણ સ્થિતી છે ખરી. તો તે શાંતતાથી સોસવા વિના છુટકો નથી. મારા બનેવી સાથે મીઠા સબદો બોલીને તેમનું મન તારા તરફ દોરજે. આવી રીતે દુરવ્યશનથી બેફામ થએલા ઘણા માણસો રસ્તા પર આવીને સદગુણી બની નિર્મુળ સંસારનો સુખનો પાછો અનુભવ લેતાં મેં જોયા છે. હાલ તારા સંસાર સુખનો નાશ થયોછે, પણ એ દુઃખના દીવશો વ્યતીત થઇને વેળાસર તું સુખના દીવસ જોતી થઇશ. એમ હું પરમાત્મા પાસે માંગણી કરૂંછું. અને તે પ્રભુ તારા આ દુઃખનો છેવટ સુખમા આણશે. ".

" પ્રભુ આણુ નહીતર પછી મૃત્યુતો છેજ. આટલું નંદિનીથી મનમાં બોલાઈ જવાયું. તે વખતે તેનો ચહેરો જરા હસતો જણાતો હતો. પણ તે સ્મિત હાસ્યમાં અંતઃકરણ માંહેના દુઃખની કડવાશ અને નિરાશા પ્રતિબિંબીત થતાં હતાં.. આંખમાંથી અશ્રુ સારતી ઝિંદુએ નંદિનીની રજા લીધી. એટલે નંદિની ને તે ઘર પાછું પૂર્વવત સ્મશાન જેવું દેખાવા લાગ્યું



## પ્રકરણ ૧૨ મું.

# શરદુત્સવ.

ખરિ બલિહારી કર્મની, પ્રિય પણ અપ્રિય થાય,
લેખ વિધાત્રીના લખ્યા, કદી નવ ખાલી જાય—

શરદ પુજાના દિવસો નજીક આવતા જવાથી સર્વત્ર આનંદ આનંદ દ્રષ્ટિ ગોચર થાય છે. પુરૂષ સ્ત્રિયો અને છોકરાંઓની નવા નવા કપડાં સીવડાવી લેવાની ઉતાવળ ચાલી રહી છે. નિશાળો અને હાઇસ્કુલો રજા પડવાથી બંધ છે. જે ઘરે વાર્ષિક દુરગાની પુજાનો ઓછવ થાય છે તેમને ત્યાં દેવી ઉત્સવ નિમીતે ખેલ કરવા માટે ગામની નાટક મંડળીને—કે જેઓ વિના ટિકીટે ફક્ત દિવા બત્તીનું ખરચ લઇને ભકતી રસ ખેલો જન સમાજને ફોગટ બતાવતા તેને તેડું કરવામાં આવ્યું છે. સીંહાસના રૂઢ દુરગાની મુરતિઓ આ શરદ ઓછવમાં પુજવા માટે તૈયાર કરવામાં કારીગર લોકો મચી રહ્યા છે.

પકવાનો અને ખાવાના મીઠા પદાર્થો તૈયાર કરવામાં સ્ત્રી વરગને બિલકુલ ફુરસદ મળતી નથી. નોકરી ચાકરી કે વેપાર વણુજ અરથે જેમના પતી દુર દેશ ગએલા છે તે તારૂણીયો પોતાના પ્રીયતમની મારગ પ્રતિક્ષાઓ કરી રહી છે. કેમકે આ પુજાના દિ

વસો મોટા તહેવાર તરીકે ગણાતા હોવાથી રજા પડ-વાની, અને તેથી એ મંડળ પોત પોતાને વતન રજા પર આવવાનુંજ પણ કંઈ સઘળીજ ઓફીસોને સર-ખી રજા પડતી ન હોવાથી જેમની રજા માટે ખાત્રી ન હોય તેવી તારૂણીયો " પ્રિય પ્રાણેશ પધારશે કે નહિ ? " એજ ચિંતામણી માળાઓ જપતી જણાય છે.

પૈસા પાત્ર અને છેલ છટાક યુવાન મંડળ એ-પ આરામ અને ચેન બાજી ઉડાવવામાં તદન ગાંડુ બ-ની ગએલ છે. કેટલાક નદિયોમાં પન્હઈઓમાં બેસી ફરવા નિકળતાં સાથે લીધેલ નાસતા પાણીપર ત્રાપડ દે છે. જ્યારે કેટલાક રંડીયોના નાચ ગાન અને ના-ટકો જોવામાં તલ્લીન બન્યા હોય છે.

શહેર કરતાં ગામડામાં આ તહેવાર વધારે પ્ર-ચલીત છે. કેમકે એ અરસામાં ચોમાસાનો પાક ઘર-માં આવી ગએલ હોવાથી સરકારી ઉઘડ વીઘોટી અને વે-પારી લોકોનું દેવું ચુકાવીને ખેતીપર ગુજરાન કરનારા લોકો અનાજની ખાણોમાં દાણો સંઘરવા માંડે છે. અને તેમની વહુ દિકરીઓ સારાં સારાં કપડાં અને બંગડીયો ઘરેણા ખરીદે છે. ગોર ગરીબ સૌ લોકો પોત પોતાની શકતી અનુસાર ઓછા અદકા પૈસા ખ-રચીને શરદ ઓછવ ઉજવે છે. ખરેખર હિંદુસ્તાન માંહેનો અલ્પ સંતુષ્ટ અને થોડું ખરચ કરનારો ખેડુ-ત વરગ પ્રથ્વીની પીઠપર બીજે કોઈ ઠેકાણે જણાશે નહિ !

ચોમાસાની રૂતુ ખલાસ થઇ છે. વરષામાં બે કાંઠે છલોછલ વહેતી નદિયો માંહેના પાણીની ગતી આકુંચન પામવા લાગી છે. અને પ્રથ્વીનું એકંદર સ્વરૂપ સુપ્રસન્ન નવસ્નાત સુંદરી જેવું મનોહર દેખાય છે. શરદ કાળનો ચંદ્ર પ્રકાશ શીતળ અને સ્વચ્છ હોઇને ચાંદીના મુલામા પ્રમાણે દિગ મંડળને ચકચકીત કરે છે. હવા શીતળ હોવાથી અંતઃકરણને કામોતેજીત કરે છે. ટુંકમાં સઘળી બાબતો શરદ ઓચ્છવને અનુરૂપ એવી છે. ગામડામાં પ્રત્યેક ઘરે અનાજના કણ છુટા પાડવાનું કામ ધમ ધોકાર ચાલી રહ્યું છે. ગરીબ લોકો ઘાસથી પોતાના છાપરાં છવરાવે છે. જ્યારે શ્રીમંતો વ્હાઇટવાશ અને ગાર ગોરમટીથી સંગારે છે. શરદ–પુજાનો ઓછવ ધાન્ય સંગ્રહની શરૂવાતના વખતમાં હોય છે એટલે તે એક આધ્ય શુકન લેખાય છે. સીંહ રાશીમાંથી સુર્ય નારાયણ કન્યા રાશીમાં પ્રવેશ કરે છે, એટલેજ આ ઓછવમાં દુરગાની મુરતી સીંહાસનપર સીંહની પ્રતીમાં ઉપર બેસારી પુજવામાં આવે છે. કે જે જગદંબાનું વ્યાઘેશ્વરી સ્વરૂપ ઓળખાવવામાં આવે છે.

આવી રીતે સર્વત્ર આનંદ દ્રષ્ટી ગોચર થાય છે, ત્યારે માત્ર દેવી નંદીના અંતઃકરણમાં માત્ર જરાએ આનંદ જણાતો નથી, પણ ચિંતાગ્ની પ્રજવલી રહ્યો છે. તે પોતાનું દુખ મનમાંને મનમાં સમાવતી હતી, પણ પતી તરફથી ન પુછાતી ખબર અંતરથી અને

પ્રથમની ઉમેદો બધી નાશ થવાથી તેણીનું મન હવે બહુજ ઉંડા વીચારોમાં ઉતરી ગયું હતું. નંદિનીનો પ્રૌઢ અને પ્રેમાળ સ્વભાવ ધનંજય બાબુના જાણવા બહાર નહતો. તેણીની સાથે ચાર આંખો ભેળી થતાં બાબુ બહુજ શરમીંદા થઇ જતા- અને તેણીની સાથેના પોતાના વર્તન માટે પશ્ચાતાપ કરતા. બાબુ ધનંજય દુરવ્યસનના પાકા પંઝામાં સપડાઇ ગએલ હતો, તેથી એ પશ્ચાતાપનો બીલકુલ ઉપયોગ થતો નહતો. તોપણ આપણે એટલું તો કહી શકીશું કે, દુરગુણો અને દુરવ્યસનો છોડવાનો તેણે પ્રયત્ન જારી રાખ્યો હ ા. અને તે જો દ્રઢ નિશ્ચય અને ટેકી મનવાળો હતે તો વ્યસનો છુટી પણ જતે. પણ દેવીનંદીનીના દુરભાગ્યે પોતે નિરબળ મનનો હોવાથી વ્યસન મુક્ત થઈ શકતો નહતો. તેના મનમાં જડ મુળથી કદાચ દુરગુણો ન છુટે. તોપણ બાહ્ય લોક દ્રષ્ટીએ તે છુટેલા જણાય તોપણ બસ એમ હતું. પણ તેના પૈસા ઉપર મોજ મજા ઉડાવનારા, પારકે પૈસે દીવાળી કરનારા, મુરખ સોબતીઓ પોતાના સ્વાર્થની ખાતર તેને વ્યસનથી મુક્ત થવા દેતા નહતા. એમ તે પ્રકારે તેને દુરવ્યસનના સજડ પાસલામાં નાખતા હતા. જેથી તે દિવસે દિવસે વધારેને વધારે પ્રબળ દુર્વ્યસનાધીન થવા લાગ્યો. અંતઃપુરમાં જવાનુંજ તેણે ધીમે ધીમે છોડી દેવા માંડયું. એવા હેતુથી કે દેવી નંદિનીની દ્રષ્ટીએ પોતાની એ ખરાબ સ્થીતી ન પડે!

નંદિની પોતાની આ દુરગતી બદલ કોઇને પ-ણુ દોષ દેતી નહુતી અને કોઇની પાસે કરમ કથણી ગાતી પણુ નહુતી. બિંદુ તેને મળવા આવતી અને તેણીની સ્થીતી જોઇ એ રડવા લાગતી તથા તેણીને બાથ ભીડી લેતી, ત્યારે માત્ર નંદિની જરા સ્મીત વ-દન કરી તેણીને શાંતી થાય એવો પ્રયત્ન કરતી. ધ-નંજય બાબુએ જો કે નંદિનીને સાવ વિસારી હુતી, તોપણુ તેણીનો તે પરનો પ્રેમ જરાએ કમી થયો ન-હુતો. તે રોજને રોજ કંઇક જુદા જુદા નાસ્તાના મી-ષ્ટ પદાર્થો બનાવીને, પોતાના પતીને બગીચા માંહેના બંગલામાં અને બહારના દિવાનખાનામાં મોકલાવ્યા કરતી હુતી.

પ્રિય વાચક ! ચાલો આપણે નવ પ્રેમ સંચ રીત બાબુ શરદચંદ્ર, અને તેણે આગ્રહ પુરવક કલ-કત્તામાં આણેલ બાબુ હેમચંદ્ર તથા તેની પ્રેમાળ પ-ત્ની બિંદુ તથા સુધા તરફ જરા દ્રષ્ટી કરીએ.

શરદચંદ્ર આ વખતે એકલો હુતો, અને તહે-વારના દિવસો હોવાથી બિંદુ તરફથી તેને હર રોજ જમવા વીગેરે માટે તેડાં આવતાં હુતાં, પણુ તે અંતઃ-કરણુ માંહેના એક ગુપ્ત પ્રેમના લજ્જા દોરને આધીન થઇ જતાં અચકાતો હુતો. બિંદુના ઘરની કામકાજ કરનારી મુલણુ દરરોજ શરદચંદ્ર માટે કાંઇ કાંઇ ના-સ્તાના તૈયાર કરેલા પદાર્થો લઇ આવતી હુતી. આ પકવાનો સુધા પોતા માટે ખાસ તૈયાર કરી મોકલે

છે, એમ શરદચંદ્રના જાણવામાં આવતાં, તે ફરી તેવું નાસતાનું ન લઇ આવવા મુલણને કહેતો, પણ પ્રેમ ચેષ્ટા જાણનારી મુલણ શરદચંદ્રના ના કહેવા છતાં મુકી જતી, અને તે શરદચંદ્ર પ્રેમથી શેવન કરતો એવું તેણીના જાણવામાં આવતાં, તે નિત્ય ત્રીજે પહોરે મેસુબ પુરી મોહન થાળ આદિ મીઠાઇના પદાર્થ આપી જવામાં બિલકુલ વિસરતી નહિ.

ભવાનીપુરામાં દેવી પ્રસન્ન બાબુ એક ઘણાજ સધન ગ્રહસ્થ હતા. તેમના ઘેર પણ આ શરદોચ્છવ ઘણા ઠાઠ માઠ સાથે ઉજવવામાં આવતો હતો. દુરગાદેવીની એક ભવ્ય મુરતી સીંહની પ્રતીમા ઉપર બેસારેલીનું સ્થાપન કરી, તેનું પુજન અર્ચન થતું. તે પાસે અહોનીશ ગાવણું બજાવણું ચાલતું. જાત્રા નિમી તે ઉભી થએલ નાટક મંડળીના રાત્રે ખેલો થતા અને તે જોવા માટે માણસોની અત્યંત ગીરદી થતી હતી. પહેલી રાત્રીથી તે પાછલી રાત્રી સુધી દેવી પ્રસન્ન બાબુની વહુ સાથે બીજા આડોસી પાડોસી ગૃહસ્થની સ્રિયો પણ નાટક જોવા બેસતી હતી. એવો ક્રમ ત્રિરાત્રી ચાલતો હતો. રાધા વિલાસનો ખેલ જોવામાં સ્રી સમાજની વૃત્તી બહુજ તલ્લીન બનતી. કૃષ્ણ વિરહથી વ્યાકુળ થએલ રાધિકાએ, કૃષ્ણ પોતા સાથે અવિશ્વાસથી કેવી રીતે વરત્યા, અને તેથી પોતાની દયા પાત્ર કેવી અવસ્થા બની, એ વરણન તેણીએ મદયમાં પોતાની સખી પાસે ગાયેલું સાંભળીને

તો આ પ્રેક્ષકની આંખમાંથી અશરૂ પ્રવાહ ચાલી રહયો હતો.

દેવી પ્રસન્ન બાબુની વહુના આગ્રહથી તેણીનું માન રાખવા ખાતર એક દિવસે પોતાના બન્ને બાળકોને સુધા પાસે રાખીને બિંદુ રાધા કૃષ્ણની કથાનું નાટક જોવા ગઇ હતી. તે પાછી ઘેર આવી ત્યારે પ્રભાત થયું હતું. તે ઘેર આવીને હેમચંદ્ર બાબુને કહેવા લાગી–" ઓહો ! આજનું નાટક તો બહુજ ઉમદા ભજવાયું. શું પણ જોવાની ગંમત ? રીસાએલી રાધાની કૃષ્ણ વિનવણી કરતા હતા અને તેનો ક્રોધ શાંત થવા આજીજી કરતા હતા, એ વખતે તે જોવાની બહુજ મજા પડે છે. એકાદી રાત્રે આપ જોવા માટે કેમ વારૂ પધારતા નથી ? શું પ્રણય દંપતી ! "

હેમચંદ્ર બોલ્યો–" છટ અમારે શું કરવું છે તેવા નાટકની સાથે ? અમારી રાધા સાથે જ્યારે સંબંધ થયો, ત્યારે તેની વિનવણી કરતાં હું તો ઘણો થાકયો, ત્યારે વળી ફરી તે અનુભવ જોવા કોણ જાય ?"

" બહુ બહુ થઇ એતો મશ્કરી ! કોઇ માણસ ઓળું મળ્યું કે તેની સઘળો વખત મશ્કરીજ કર્યા કરવી ? શું એ તે કાંઇ ઠીક ગણાય ? " બિંદુએ શરમાઇ મુરકો મારતાં હાસ્યવદને કહ્યું.

શુકલ દશમીના દહાડે પુજાનો ઓત્સવ પુર્ણ થયો. એ સમાપ્તીનો દિવસ એટલે સર્વત્ર આનંદનો

હોય છે. ઘેર ઘેર રસ્તે રસ્તે શહેરના મોટા મોટા ચે-કમાં, અને નદિ કિનારાપર જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં આયનોનો સપાટો ચાલી રહ્યો હોય છે. રસ્તાપરથી નવાં નવાં કપડાં પહેરલ સ્રી પુરૂષોની એક સરખી આવજા શરૂ હતી. ગોર ગરીબ પણ આજે નવાં કપડાંથી શણગારાયાં હતાં. અને પૈસા પાત્ર સદ્ગૃહસ્થો સલામી નજરાણાઓમાં પાણીના મુલે નાણા ખરચતા હતા. દેવીની મુરતીની સ્વારીઓ વરઘોડારૂપે વાDતે ગાજતે નિકળી હતી. અને રાત્રી પડતાં મશાલો અને જુદા જુદા રંગની દિવા બત્તી રોશની સાથે સવારી ચાલી હતી. આગળ ઝાંઝ સુર સરણાઇ આદિ વાજીંત્રો પણ વાગી રહયાં હતાં. એવા મોટા ઠાઠ માઠ સાથે સ્વારી નદીપર આવી અને ત્યાં દેવીની મુરતીઓ પધરાવવામાં આવી. આ દિવસે સ્નેહ સંમેલનનો સમારંભ ઘણો આનંદદાયક થઇ પડે છે. નવ વધુઓ લાજ કાઢીને પોતાનો પતી અને કુટુંબ માંહેના મોટા માણસોને પગે લાગે છે ન્હાના ન્હાના છોકરાંઓ પણ નાતાવાળાના ઘેર જઇને ભેટે છે, ઘરમાંહેના વૃધ્ધ માણસો તે બાલ મંડળનુ દિર્ધાયુષ્ય ઈચ્છીને તેમની ખબર અંતર પુછે છે. ટુંકામાં એ દિવસે સહુ કોઇ દ્વેષ વાસનાનો સમુળ ત્યાગ કરીને પ્રેમ ભાવનાનેજ સેવે છે.

એ દિવસે રાત્રે અગીયાર બજે બિંદુનું વ્યાળુ આટોપ્યું. છોકરાંઓ સુઇ ગયાં હતાં. સુધાપણ વ્યાળુ કરી સુવા ગઇ હતી. હેમચંદ્ર બાબુતો બિછાનાપર પડયા પડયા ઘોરતા હતા. બિંદુ ઠામ વાસણો મ જીને જયાંના ત્યાં મુકીને, પોતે રસોડાના બાર બંધ કરીને મેડીપર જતી હતી એટલામાં બહારનો દરવાજો કોઇ ધીમેથી ખખડાવતું હોય એમ તેણીને લાગ્યું. આટલી મોડી રાત્રે કોણ હશે એમ મનમાં શંકા થવાથી તે દરવાજો ઉઘાડવા જતાં અચકાઇ, એટલામાં ફરી દરવાજો ખખડયો.

" કોણ છે એ ? આટલી મોડી રાત્રે ! " બિંદુએ પુછયું.

જવાબ મળ્યો નહિ. એટલે કોઇ હેમચંદ્રનો મિત્ર હશે, માટે તેને જગાડવાનું બિંદુએ ધાર્યું પણ ફરી તેણીના મનમાં વિચાર આવ્યો, કે તે થાકયા પાકયા આવી સુતા છે માટે પ્રથમ જગાડવા નહિ એમ ધારી, હિંમત કરી તેણીયે આગળ જઇ દરવાજો ઉઘાડયો. [illegible] અંદર એક માણસ આવ્યો.

અંધારૂં હોવાથી આ માણસ કોણ હશે ? તે બિંદુ એકદમ ઓળખી શકી નહિ. પણ થોડીજવારમાં તેને જણાયું કે તે હરચંદ્ર છે !

હરચંદ્રના ચહેરામાં ઘણો ફરક પડયો હતો. માથાપરના વાળ વધી ગયા હતા. અને તે અવ્યવ-

સ્થિત સ્થિતીમાં કપાળપર આવી ઉડતા હતા. આંખોનું તેજ ફીકાશ પડતું થયું હતું. શરીર દુબળું પડેલ હતું. અને શરીરપરના કપડાં પણ જરા મેલાં થયાં હતાં.

" મોટી બહેન ! આટલા દિવસ તને મળવા ન આવ્યો એ માટે ક્ષમા કરજે. આજે દશમીનો દિવસ હોવાથી મળવા આવ્યોછું. "

" શરદ ! દીર્ઘાયુષી થાઓ. તારૂં વહેલેરૂંજ લગ્ન થાઓ, અને સુંદર તથા સદગુણી વહુ મળજો. તને તારાં બાળ બચ્ચાં સહિત સુખીયો સંસાર ચલાવતાં જોઉં એટલે બસ. "

શરદચંદ્રે કાંઇ જવાબ આપ્યો નહિ. બિંદુના પગને અડકીને તેણે દંડવત માત્ર કર્યા ?

" આટલા દિવસ તું ન આવ્યો એ માટે અમારૂં બિલકુલ કહેવું નથી. કેમકે તારા ખુશ ખબર તો અમને મળતાજ હતા. વળી અમને કાંઈ અડચણ આવે, તો મદદમાં તું એક પગે તૈયાર હો, એતો અમને ચોકસ ખાત્રી છે. તે ઠીક. પણ અભ્યાસના અંગે આ તારા શરીરની તું શું ધુળધાણી કરવા બેઠો છે ? જીવ કરતાં એ તારે અભ્યાસ વધારે છે કે શું? રાત્રીના ઉજાગરાથી શું અભ્યાસ કાંઈ સારો થાય ? અને દિવસે એક ચીત્તથી અમુક વખત અભ્યાસ કરવાનું રાખે તો તે કાંઈ કમી થાય ? મારૂં કહેવું તો

એમ છે, કે ચોકસ ટાઈમ ઠરાવીને તેટલો વખત અભ્યાસ કરવો. પછી સઘળો દિવસ રાત્રી તેને તે એ તે શું ? તારા જેવા હુશીયારને વળી પરીક્ષાની ભીતીનુંય શું કારણુ ? ”

શરદચંદ્રને જરા હસવું આવ્યું. તે હસતાં હસતાં બોલ્યો–“ બિંદુ બહેન ! પરીક્ષા પાસ થવાથી શું કાંઇ સુખનું શિખર કે હાથમાં આવી જતું હશે ? હેમચંદ્ર બાબુએ કેટલીક પરીક્ષા પસાર કરી છે ? પણુ તેમને જેટલું સુખ અને શાંતી છે, તેટલી પ્રથ્વીપર કોઇકનેજ હશે ! ”

“ એ જ્યારે તને ખબર છે, તો પછી પરીક્ષાની તું ફીકર કરતો રહીને શરીર શા માટે બાળે છે ? કે એતો પરોપદેશ પાંડિત્યે એમજ ? ”

“ બહેન ! પરીક્ષાની મને બિલકુલ ચિંતા નથી. ”

“ ત્યારે તને શાની ફિકર પડી છે ? તે આ શી રીતે શરીરની દુરબળ સ્થીત્તી થઇ છે ? ”

શરદચંદ્રે કાંઇજ જવાબ ન આપ્યો. તેણે બિંદુના હાથ પકડયા અને એકદમ નીચે બેસી ગયો.

“ આ શું શરદ ? શું તું રૂવે છે કે ? તારા મનમાં કાંઈકિ મોટું દુઃખ ઉદભવ્યું છે શું ? અને એ દુખની વાત તેં મારાથી છુપાવી છે શું ? તું સાચો ભાઇ છે, અને હું તારી બહેન છું, એમ જ્યારે આ-

પણો સંબંધ છે, તો પછી મારાથી તુ પડદે રમે છે કે ? ”

“ ના બહેન ! ના. જરા પણ નહિ. જો હું તારાથી ભિન્ન ભાવ રાખું, તો પછી આ જગતમાં મારે માયાનું–શાંતીનું એવું બીજું કયું સ્થાન છે ? મારા મનમાંની સઘળી વાત આજે તને કહેવા માટેજ હું તારી પાસે આવ્યોછું. પણ હું દુરભાગી–મોટો પાપી–છું. ” શરદચંદ્રે નીચે જોઇને કહ્યું.

શરદચંદ્રનું શરીર કંપીત થયું. તેના નેત્રોનો ભાવ બદલાયો. તેની એ સ્થિતી જોઇને બિંદુના મનમાં કાંઇકિ ચિંતાનો આભાસ થયો. પણ તે હિંમત આપવા ધીરે સ્વરે બોલી–“ શરદ બાબુ ! કહે મારી પાસે કહેવામાં જરા પણ મા અચકા. ”

“ ખરેજ કહું કે ? પણ ના. મારી મને શરમ આવે છે. મારા અંતઃકરણમાં કાલ કુટ ઝેર ભર્યું છે. મારાથી વિશ્વાસ ઘાતીનું–મિત્ર દ્રોહનું પાપ થયું છે ! મારૂં કૃષ્ણ હ્રુત્પટ તારા પાસે ખોલી નથી શકાતું, શી રીતે કહું ? ”

શરદચંદ્રનું શરીર હજુ થર થરતું હતું. તેની એવી બેફામ સ્થિતી જોઇ બિંદુના મનમાં અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા. તેણીના મનમાં એમ આવ્યું કે “ શું શરદની બુદ્ધી ભ્રષ્ટ તો નહિ થઇ હોય ?” પણ તુરત તેણીયે મનનું સમાધાન કર્યું કે શરદ સાથે બાળપણાથી સહવાસ છે, અને તે બહેન પ્રમાણે

માનતો આવ્યો છે, અહાપી સુધી કોઇ દિવસ તેના વરતનમાં તફાવત નથી, જેથી એમ હોયજ નહિ. તે જરા હિંમત આણીને પાછી બોલી—" ભાઇ શરદ ! ભાઈ એ બહેન પાસે કેહવા જેવી જે વાત હોય તે ખુશીથી કહે. જરાએ અચકાતો નહિ."

" તે બધું ખરૂં પણ—મારા મનમાં જે મે કલ્પના આણી છે, તે હું બહેન પાસે શી રીતે બોલી બતાવું ? "

" તેમ હોય તો મને કહીશ નહિજ. મારે સાંભળવાની જરૂર નથી. " બિંદુ સાશંક મુદ્રાથી કરે.ઘ યુક્ત સ્વરે બોલી—

બિંદુના મનમાં પ્રથમ આવેલ શંકા સતેજ થવા લાગી. શરદચંદ્રના વર્તન વિશે તેણીને રીસ ચડી, પોતાના કુટુંબ ઉપર તેણે રાખેલ પ્રેમ ભાવ—કલકત્તામાં આણવાનો આગ્રહ—એ સઘળાનું કારણ તેની દુષ્ટ વાસનાજ હોવી જોઇએ એમ તેના મનમાં દૃઢ થયું. તે હાથ ઝોટાંવંતા બોલી—" પણ તું પારકી સ્ત્રીના શરીરને કેમ સ્પર્શ કરે છે ? શું ભાઇ બહેન સાથે આવી રીતે વરતતો હશે ? "

શરદચંદ્રે તેણીના હાથ એકદમ છોડી દીધા. અને નીચું જોઇ સ્તબ્ધ રહયો. તેના આંખમાંથી વધારે ને વધારે અશ્રુ વહેવા લાગ્યાં. બિંદુનુ મન પણ ચલ બિચલ થવા લાગ્યું. " તે ઉદાર સ્વભાવના સૌમ્યવૃત્તી ધારણ કરનાર યુવાનનો ચહેરો પશ્ચાત્તાપ

દેખાવા લાગ્યો. તેના જેવો સુશીલ અને દુર દ્રષ્ટી માણસ કદી પણ પાપ બુધ્ધી મનમાં આણે ખરો કે ?" એમ બિંદુના મનમાં વિચાર આવ્યો. જેથી સર્વ શંકાઓને પાછી શમાવીને, મનનો દ્રઢ નિશ્ચય કરતી બોલી—" શરદ ! મને જણાવી ન શકાય એવી કોઇ પણ વાત તારા મનમાં આવેજ નહિ. માટે વિના વિલંબે અને વગર શંકાએ તુરત કહે. "

" મારાપર તું આ કૃપા કરે છે, તો પરમાત્મા તને અહોનીશ સુખમાં રાખે. પણ મારા મનની વાત, તને હું જણાવું તે પહેલાં મને તારે એક વચન આપવું પડશે. કે કદાચ મારી આશાનો ભંગ થાય. તો એ વાત ત્રીજાના કાને જવી ન જોઇએ. મારી આશા ફળીભુત ન થાય તો, આખો ભવ નિરાશા દુખ મારે સહન કરવું પડશે, તે હું સહન કરીશ પણ તેને લઇને બીજા સંભાવિત લોકો મારા તરફ અનાદરની દ્રષ્ટીએ જુએ, તે મારાથી પ્રાણાન્તે પણ સહન થઇ શકશે નહિ. માટે—"

" તું જે કહીશ તે વિશેનો એક અક્ષર પણ હું કોઇ પાસે કદી બોલીશ નહિ. એમ વચન આપું છું પછી ? " બિંદુએ ઉતાવળ કરતાં કહ્યું.

શરદચંદ્રે એક હાથે પોતાની આંખો ઢાંકી. બીજે હાથ બિંદુનો હાથ પકડયો. અને નીચે જોઇનેજ તે બોલ્યો—" મારા મનમાં બીજી કાંઇ ઇચ્છા નથી. પણ તારી બહેન સુધા અંતઃકરણથી પવિત્ર છે. અને

સ્વર્ગની ઉતરેલી એક સુંદરી છે તે મારી ધર્મ પત્ની થાય એમ તું કર. ”

શરદચંદ્રના મનમાં શાના વિચાર રમતા હતા, તે બિંદુના હવે જાણવામાં આવ્યું. તેણીયે પોતે તેના માટે ઘડી પહેલાં ખોટા વિક્ષેપ મનમાં આણ્યા હતા, તે માટે ઘણો પશ્ચાત્તાપ કીધો. શરદચંદ્રના સામું ટગર ટગર જોતી સ્તબ્ધ રહી.

પોતાની માગણી બિંદુને પસંદ પડી કે નહિ, તે વિશે કાંઇ પરવા ન કરતાં શરદચંદ્રે પોતાનું બોલવું પાછું આગળ જારીજ રાખ્યું–“ બિંદુ બહેન ! તારી સાથે મારૂં વર્તન વિશ્વાસઘાતી અને કૃતઘ્નીપણાનું થયું ખરૂં. પણ તું મોટી છે. મારૂં કહેવું સઘળું સાંભળી લે. છ મહિના પહેલાં જ્યારે તાલ પુષ્કરમાં મેં સુધાને જોઇ ત્યારથી મારા મનમાં નવીન જીવનનો સંચાર થયો. તે પહેલાં તો ભલો મારો અભ્યાસ ને મારો હું ! એવી રીતનો વિદ્યાર્થીજ હતો. પ્રેમ વિકારની કલ્પના કેવળ પુસ્તકોના વાંચનથીજ થઇ હતી. નાટકની રંગ ભુમીપરના પાત્રોની જેમ પ્રણય દંપતીની પ્રેમ ચેષ્ટાઓ મને જણાતી, પણ જ્યારે એ નવ તરૂણી–કોમલાંત:કરણી–અરે કોની પાસે હું બોલુંછું ? પણ નથી રહેવાતું એ દીવ્ય સૌંદર્ય લતિકા મારી નજરે પડી, ત્યારથી મારા મનોવિકારે પ્રબળ થાણું નાખ્યું. અમુક મુદતે વિદ્યાભ્યાસાદિ વ્યવસાયમાં તે વિસારે પડશે, એમ મારા મનમાં હતું. પણ તમે કલ

કતે આવ્યાં અને એ રમણી—ચંદ્ર સમાન વધતી જ-
તી નીત્ય નિત્ય નજરે પડવા માંડી, ત્યારથી તો વળી
વધારે ને વધારે મન તલપતું રહેવા લાગ્યું. બિંદુ બ-
હેન ! તેં મને તારા ઘરે ભાઇ પ્રમાણે રાખ્યો. હેમ-
ચંદ્ર બાબુએ પણ ન્હાના ભાઇ ઉપર પ્રેમ રખાય તે-
વું રાખ્યું. પણ હું કેવો દુષ્ટ ? કેવો કૃતઘ્ન ? મન-
માં જુદોજ ઉદ્દેશ ધારી બેઠોછું ! પણ શું કરૂં ? એ
સૌંદર્ય કલિકા મારા એ વિચારને બિલકુલ ફરવા દેતી
નથી. સાંજે સુધા સાથે વારતાલાપ કરતો બેઠો હોઉં,
અને જ્યારે આકાશમાં તારાવલીઓ ચકચકાટ કરી ર-
હે છે, ત્યારે મારૂં મન અતીશય બને છે એવી રીતે
મારી મુરખ મનીશાએ મને આંધો કરી મુકયો છે. તો
હવે તને જેમ ઠીક લાગે તેમ કર. ”

શરદચંદ્ર બોલતો અટકયો. તેના નેત્રમાં તેજ
ચમકવા લાગ્યું. થોડીવાર સ્તબ્ધ રહયા પછી, તેના અ
વાજમાં શાંતતા પ્રસરતી ચાલી. વળી તે બોલ્યો—
“ એક દિવસે સંધ્યાકાળે એ બાબતમાં મારા નેત્ર ઉ
ઘડયાં. મારી મુર્ખતાનું મને ભાન થયું. હું હદ ઉપ
રાંત પ્રેમાવશ થયો. મારી સ્થીતીથી સુધાનુંયે અંતઃક-
રણ ચમક્યું હોય એમ મને લાગ્યું. પણ એ વખતે
પરમાત્માએજ ધર્મ રક્ષણ કર્યું. તેણીને મારી મનો
વેદના ખબર ન પડે, એટલા માટે શકય તેટલા પ્રય-
ત્ન મેં ત્યાર પછી ચાલુ રાખ્યા. અને તેથીજ તમારા
ઘેર આવવાનું મે બંધ કર્યું. વળી એ વાત મારા મ-

નમાંથી નિકળી જવા ખાતર, એકાદું ન્હાનકડું બાલક પોતાના ઝીણકા હાથોથી પ્રચંડ નદીનો પ્રવાહ અટકાવવા પ્રયત્ન કરે તેમ બે માસથી મારો સતત પ્રયાસ હતો. જુદા જુદા પ્રકારના પુસ્તકો વાંચવાં. મનને સમાધાન થવા ખાતર વિવિધ નાટકો જોવાં, કોલેજના વિદ્યાર્થીઓ સાથીયો સાથે રમત ગમતમાં બહારને બહાર વખત કાઢવો. પણ કોઈ રીતે એ વાત મારાથી વિસરાઇ નહિ. તેં મને મોકળા મનથી કહેવા કહ્યાથીજ બધી હકીકત કહી છે. કદાચ લાંબી વાત સાંભળતાં તને કંટાળો આવ્યો હશે, પણ મને જે વિતેલ છે તે પૈકી દસમાં ભાગનીએ હકીકત પુરી મેં કહી નથી. અયોગ્ય લાગે તો માફ કરજે; પણ મારી ઇચ્છા પુરણ કરવી હવે તારા હાથમાં છે."

શરદચંદ્રને શું ઉતર આપવો એ બિંદુને સુઝતું નહતું. હેમચંદ્રના એક પિતરાઇ સાથે સુધાના લગ્નની વાત નકી થએલ છે, અને જે બહાર પણ પડી ગઇ છે. ત્યારે સુધાને શરદચંદ્રને કેમ અપાય ? એથી લોક સમાજ શું કહેશે ? અને હેમચંદ્રના મનમાં શું થશે ? જો શરદચંદ્રને ના કહેવામાં આવે, તો તે પ્રેમ ઘેલો કાંઇને કાંઇજ કરી બેસશે ! હેમચંદ્ર બાબુના પિતરાઇ કરતાં શરદચંદ્ર જાણેલ જોયેલ અને હુશીયાર હતો, એટલે તેને સુધા પરણાવવામાં આવે તો ઘણું સારૂં એમ બિંદુના મનમાં આવતું હતું. એકી વખતે બે તરફના વિચારોનું દ્વંદ યુધ્ધ ચાલી ર-

હ્યું. છેવટે તે સમય સુચક તારૂણીએ શાંત મુદ્રાથી ક-હ્યું–" શરદ બાબુ ! તારા મનને વિના કારણ તું ધી-ક્કારીને બાળતો નહિ. તારા તરફથી બિલકુલ વિશ્વાસ-ઘાતી કે પાપ ભર્યું વર્તન થયું હોય એમ મને લા ગતું નથી. બાબુ સાહેબે પોતાના પિતરાઇને મારી સુધા આપવાનું કબુલ્યું હોય, તેથી સુધા વિશે તારૂં પ્રેમ જે પ્રથમથી જોડાયું હોય, તે નષ્ટ ન થાય એમાં કંઇ તેં પાપી કર્મ કર્યું હોય એમ હું નથી ધાર-તી. પ્રત્યેક બાબત બનવી ઇશ્વરેચ્છાપર છે. આ બાબ તમાં એકદમ ના કે હા–હું હમણાં કહી શકીશ નહિ. મારૂં ધાર્યું શું કામનું ? તેમને હું પુછી જોઇશ તું તારા મનને ધારણા રાખજે. વખત આવે સે થઇ પડશે. "

" બિંદુ બહેન ! તારી અમૃતવાણી સાંભળી-ને મારા મનને ઘણી શાંતી આવી. મારા અપરાધ વિ શે તે રીસ ન આણતાં, સહાય આપવા કબુલ્યું એ માટે ખરેજ આભારીછું. "

" શું શરદ ! તું અપરાધી ? અને મેં સહા-ય આપવાનું કહ્યું તેમાં તે આભાર કરેછું ? ન બો-લ. આવા શબ્દો મને મીઠા નથી લાગતા. તારૂં મારા પ્રત્યે જે પ્રેમ છે, તેનો બદલો કોઇ રીતે મારાથી વ-ળી શકે તેમ નથી. ઠીક. એ વાત હવે જવા દે. પણ મને લાગે છે, કે તેં ખાધું નથી, તો તેમના માટે પુ-

રીયો કરી હતી તે પડી છે તેમાંથી થોડી આપું તે ખાઇ લે. ચાલ જોઉં !

" ના. બ્હેન ! હું ખાઇશ તો મારી તબીયત જરૂર બગડશે. હવે મને ઘેર જઇ જરા શાંતીથી પડી રહેવાનું મન થયું છે, તો જવાદે. માફ કર. "

" ઠીક ત્યારે સવારે આવીને આ વાત તેમની પાસેજ તું કાઢજે એટલે તેઓજ તને ખુલાસો આપશે. સમજ્યો શરદ બાબુ ! "

" ના. હેમચંદ્ર બાબુને હું આ વીશે નહીજ કહી શકું. એ કામ મેં તને સોંપ્યું છે. અને તેનો ખુલાસો તું મને આપે, ત્યાં સુધી હું હેમચંદ્ર કે સુધાને મળનાર પણ નથી. કહે ત્યારે હવે હું કયારે આવું ? "

" તુરતમાં કાંઇ તેનો જવાબ મળશે એવું મને લાગતું નથી. પણ એક બે અઠવાડીયા પછી તું આવજે. નહિ તો હું પત્રથી તને ખબર આપીશ. "

" ના—ના. પત્રનું કામ નથી. હું પોતેજ તારી પાશે આવીશ. ફીકર નહિ. ત્યારે તો હું કારતક શુદ એકમને દીવસે જરૂર આવીશ. "

પ્રિય વાંચક ! આ પછી બિંદુએ હેમચંદ્ર બાબુને શરદચંદ્રના મન માંહેની સઘળી વાત કહી સંભળાવી. અને સમય સુંચક તારૂણીએ બાબુ પાસેથી શરદચંદ્રની ઇચ્છા પુરણ કરવા હા પડાવી. એ વાત શરદચંદ્રને પણ જણાવી હતી.

એ વાતને એક અઠવાડિયું ગયું. એક તરૂણ પુરૂષ એકલોજ હુગલી નદીના પુલ પરથી હૌરા સ્ટેશન તરફ જતો હતો. મુસાફરોનાં ટોળે ટોળાં તેની બાજુથી જતાં આવતાં હતાં. અને જ્યાં ત્યાં જુદા જુદા લોકોની સ્વભાષાનો ઘોંઘાટ મચી રહયો હતો. પુલ ઉપરના દિવાઓનો પ્રકાશ નીચે પાણીના પ્રવાહમાં પડયો હતો. અને તે પ્રકાશનું પ્રતિબીંબ કંપીત થતું હતું. આ સ્ટેશન હજારો ઉતારૂઓ ઉતરવા ચડવાનું, અને લાખો ખાંડી માલની ઉથલ પાથલ થનારૂં હતું. શહેર પણ કલકતા સરખી અગણ્ય વસ્તીવાળું હતું. એટલે એ શાહેરથી સ્ટેશન દરમીયાન તેની ધમાલ મચી રહે એમાં કાંઈ વિશેષ આશ્ચર્ય જેવું નથી. પણ કોઈ સાધારણ ગામનો માણસ ત્યાં જઇ ચડે તો તેનો તો આશ્ચર્ય લાગ્યા વિના રહી રહે તેમ નહતું. તોપણ એ તરફ શરદચંદ્રનું બીલકુલ ચીત ગયું નહતું.

દિવાળી થયા પછી એક અઠવાડીયું શરદચંદ્રે મહા મુસીબતે કલકત્તામાં કાઢયું હતું. તેણે એટલી મુદતમાં મિત્ર મંડળમાં જવાનું અને દોસ્તદારોને મળવા હળવાનું તદન માંડી વાળ્યું હતું. તે પોતાની ઓરડીમાંજ બેઠો રહેતો. ત્યાંથી બહાર નીકળતો નહિ. પુસ્તકો આમ તેમ આજુ બાજુ પડયાં રહેતાં પણ તે વાંચવામાં તે ધ્યાન ખુચતું નહી. કેમકે હવે તેનું ધ્યેય એકજ હતું અને સુધા !

શરદચંદ્રની બહેન લતાને રાણીગંજથી કાગળ આવ્યો હતો, જેમાં તેણીનો ધણી સીક હોવાનું લખેલુ હતું તે પત્ર શરદચંદ્રે ફરી વાંચ્યો તેના મનમાં આવ્યું કે હાલ થોડા દીવસ પોતાના બનેવીની સારવાર કરવા જઇ રહેવું, એટલે એટલા દીવસ તો નિકળી જાય કેમકે એક તરફથી તેનું મન હવે સુધા સાથે ક્યારે એકવાર હરત મેળાપ થઇ જાય એ ચીંતાની આતુરતામાં હતું, ત્યારે બીજી તરફથી " હેમચંદ્રના પીતરાઇને આપવી ઠરેલ સુધાને, હેમચંદ્ર અને બિંદુને છેતરી પરણી જનાર શરદ તો જુઓ !" આ લોક કહેણી શી રીતે બોલાતી બંધ થાય એ વિચારમાં હતું જેથી કલકત્તા છોડી જવાથી એ લોક મત પણ કાને નહિ આવે, અને આતુરતાના દીવસો પણ વહેલા પસાર થઇ જાશે, એમ ધારી તેણે પોતાની માતાને કહ્યું– " બા ! હું લતા બહેનને ત્યાં તેનો ધણી માંદો છે, તેની સારવાર કરવા જવા ધારૂં છું, હાલ તું અહીંજ રહે હવે. "

" ભાઇ ! હું કાશીમાં હતે તો શ્રી વિશ્વનાથની પુજામાં મારા દીવસ નિકળી જતે, પણ આ કલકત્તામાં હું એકલી કેમ રહી શકું ? "

" અહીં એકલી છો એમ મનમાં આણવાનું કારણ નથી. કેમકે હેમચંદ્રબાબુ અને બિંદુ બહે

છે, તે તને જરાએ અડચણ આવવા દેશે નહિ. ”

“ પણ શરદ ! તારા અભ્યાસનું કેમ થશે ! પરીક્ષા તો તદ્દન નજીક આવી છે ! ”

“ આ વરસે ન બેસી શકું તો આવતે વરસે બેસીશ. પણ લતા બહેનના પતીની યોગ્ય સારવાર ન થઇ તો પછી કમ નસીબે કદાચ આખો ભવ પસ્તાવવાનો વખત આવે તો ! અને તબીયત સુધરશે એટલે ભલે તું કાશી જજે. ”

શરદચંદ્રનું કહેવું તેની માતાએ કબુલ રાખ્યું. રાણીગંજથી જમાઇની તબીયત સુધર્યાની ખબર આવે ત્યાં સુધી તેણીયે કલકત્તે રહીને પછી કાશી જવાનું નકી કર્યું. જેથીજ શરદચંદ્ર ઉતાવળે ઉતાવળે હોરા સ્ટેશન તરફ જતો હતો.



## પ્રકરણ ૧૩ મું.

---

# પત્ની વિયોગ.

---

સર્વ સૌખ્ય આધાર હોય પત્નીપર જાણો,
ગૃહ સંસારનું સુત્ર ખરેખર એ પરમાણે,
પ્રેમ કષ્ટ સહુનાર પતીને ઇશ્વર જાણે.
વિરૂદ્ધ વર્તન હોય તોય તે મન નવ આણે,
પણ પતી મુરખ વ્યસનથી કિંમત પ્રથમ ગણે નહી
વિયોગથી પછી દુાખ થઇ પાછળ પ્રસ્તાચે સહી.

હેમચંદ્રનું ઘર હુવે શુન્ય દેખાતું હતું. તેને કલક-તામાં કંટાળો આવ્યો હતો. અને પોતે હુવે તાલ પુષ્કળમાં પાછા કયારે જશું એમ થયું હતું. કેમકે શરદચંદ્રના વિયોગથી બીલકુલ કોઇને ચેન પડતું નહુતું.

સુધા વિના બોલે સવારસાંજ ઘર વ્યવહારનું અને પોતાની બહેનના છોકરાને સંભાળવાનું કામ કરતી હતી. તેણીના વિચાર મનના મનમાં રમ્યા કરતા હતા કેમકે લજ્જા એ માણુસને એક આભરણુ રૂપ છે.

કલક-તામાં આવવાથી કાંઇ સારૂં પરિણામ આવ્યું નહિ, જેથી તેમણે હુવે વેલાસરજ પોતાના વતન જવાનું નકકી કર્યું હતું, અને તે તૈયારીમાંજ સઘળાં

હતાં અને ધીરે ધીરે સઘળો આસબાબ આટોપવા પણ માંડયો હતો. એક દીવસે બિંદુ પોતાની ખોલીમાં એકલીજ હાથ ઉપર માથું ટેકાવીને આડે પડખે પડી હતી, જ્યાં પોસ્ટમેને આવીને તેણીના નામનું પાકીટ તેને આપ્યું. બિંદુએ હાથમાં લઇ જોતાં શીરનામાના અક્ષરોપરથી તે પત્ર દેવી નંદીનીનો હશે એમ તેણીયે ધાર્યું.

નંદીનીની તબીયત શિયાળાની હવાને લઈ સુધર્યાનું બિંદુએ સાંભળ્યું હતું. પણ એ કાગળ જોતાં વાર તેણીનું મન થથર્યું. તેણીની શાંતી હરાઇને અંતઃકરણમાં અચાનક ધાસકો પેઠો. કાગળમાં હકીકત નિચે પ્રમાણે હતી.

“ બિંદુ બહેન ! આજે સાંજે તને મળવાની મારી મરજી છે. તું આવી શકશે કે ? ગયા અઠવાડીએથી મારા મનની કાંઇક જુદીજ સ્થિતી થઇ છે, મગજમાં જુદા જુદા વિચારો ઘુમ્યા કરે છે. કંઇનું કંઇ કરી નાખવાનું મન થઇ જાય છે, એ વિચાર અને નિશ્ચય શાનો છે. તે તને થોડાજ દીવસમાં જણાશે. હમણા તને કશી ખબર પડનાર નથી, આજે સાંજે તને મળવુ, અને તે પણ બાળપણાથી જે તારા મારા વચ્ચે ભગિની પ્રેમ છે તે બંધા પ્રેમના સામટાં ઉભળકાથી એકી વખતે ભેટી લેવું એમ મારા મનમાં આવ્યું છે,

મારી હાલની સ્થિતી મનમાં આવે છે ત્યારે મને એમ થઈ આવે છે, કે કયારેય પણ હું ગાંડી-ઘેલી થઇ જઇશ, તાલ પુષ્કળ માંહેના આપણા ન્હાનપણાના દીવસો યાદ આવે છે ત્યારે કાંઇક શાંતી થાય છે, જેણે આપણુને જન્મ આપ્યો. તેજ આપણુને સુખે દેખાડશે તેજ આપણા આત્માને શાંતી આપશે, અન્ય શાંન્તીનુ સ્થાન નથી એમ તને પણ બિંદુ બહેન ! નથી કે લાગતું ?—તારા પ્રેમ ઉપરજ મારા મનનું મેં આજ સુધી સમાધાન કર્યું છે. તારા જેવું પ્રત્યક્ષ પોતાની માતા પણ રાખી શકે નહિ, અને તેથીજ તને મળવા ની મને ઘણી પ્રબળ ઇચ્છા થઈ છે. પણ સંભારીને તું જરૂર આવજે ભુલીશ તો નહિ ને ? આ બહેનને વિસારતી નહી હો ! ”

બિંદુએ આ પત્ર ફરી ફરી વાંચ્યો. તેનું અંતઃકરણ વિલક્ષણ પ્રકારની ભીતીથી ગ્રસ્ત થયું હતું કાગળ માંહેની ભાષા સરણીજ એવા પ્રકારની હતી, કે બિંદુને તેમ થવું સ્વાભાવિક હતું, નંદીનીનો સ્વભાવ માની અને ઘણો ઉંડો હોવાનું તેણી જાણુતી હતી. એથી તે એવી રીતનું લખાણ લખવા શી રીતે ઉધુકત થઇ ? એમ બિંદુના મનમાં પ્રશ્ન ઉદભવ્યો, પોતાના પત્ર માં તેણી લખે છે, કે હાલની સ્થિતીથી કયારેક પણ તે ગાંડી થઇ જશે! એનો અર્થ શો ? જેણે જન્મ આપ્યો તેજ આત્માને શાંતી આપશે. અન્ય નહિ. તો

શાંતી કેવા પ્રકારની ? બિંદુના મનને જુદા જુદા વિચાર તરંગોએ ઘેરી લીધું.

બિંદુ ત્યાંથી ઉઠી; અને સુધાને બોલાવી કહ્યું. " સુધા ! તું છોકરાંઓને સંભાળજે અને રાત્રે ખવરાવજે તારા બનેવી આવે તેમને કહુજે હું નંદીની દેવીના મનની સ્થિતી વિલક્ષણ થયાથી, તેણીને મળવા ગઈ છું. તો મોડી વહેલી આવીશ. "

નંદીનીએ મીયાનો મોકલ્યો હતો; તેમાં બિંદુ બેસીને નંદીનીના ઘેર ગઈ તેણીયે ઉંબરો ચડી અંદર પગ મુકતાં તેણીની છાતી ધબકવા લાગી. નંદીનીને જોયા પછી તેનું ચિત્ત કાંઇક સ્થિર થયું, નંદીની આ વખતે તેણીના કપડાંની વ્યવસ્થા કરતી હતી. બિંદુને જોઇને તેણી ચાર પગલાં સામી આવીને ભેટી પડી. તે વખતે નંદીનીના ચેહુરાપર દુઃખ ચિંતા કે ભમિષ્ઠ પણું કાંઇ પણ દેખાતાં નહુતાં, તુરતમાંજ તે મંદવાડના ખાટલેથી ઉઠેલ હોવાથી તેણીનો ચહેરો ફિકો દેખાતો હતો. બિંદુએ તેણીને ઘણીવાર સુંધી છાતી સાથે ચાંપી રાખ્યા પછી પુછ્યું—" બહેન નંદીની ! તારો કાગળ મને મળ્યો ત્યારે મને ફીકર થઇ પડી હતી, પણ તે અમથા મનમાં તર્ક વિતર્ક થતા હતા એમ હુવે મને જણાયું, ઉપરા ઉપરી તને મળવા ન આવી શકાયું તે માટે માફ કરજે, કેમકે અમે પણ અમારી

જાળમાં પડયાં હતાં. પણ તોયે તું કંઈ મારાપરની
લતી કમી કરીશ નહિ હો! ”

“ બિંદુ બહેન! તારી લાગણી મારાપર ન્હાન
ાણુથી કેટલી છે, તે હું કાંઈ ભુલીશ કે ? તમારા
પર આફત આવેલી મારા જાણવા બહાર નથી. પણ
રેજ શરદચંદ્ર તમને મુકીને શું કલકત્તા છોડી કયાંઇ
ાલ્યો ગયો સાંભળ્યું છે, તે ખરૂં કે ?

“ હા બહેન! તે કયાંઈ બહાર ગયો છે ખરો
હવે ઉમર લાયક થયો છે. જેથી ગૃહસૌખ્ય મેળવ-
ાની લાલસા અને વિચારમાં તે ગાંડા સરખો ભટકતો
કે છે બીજું શું ? ” બિંદુએ કહ્યું.

“ પણ એ તે તેની ડાશીને નહિ સમજાતું
ાય કે ? હજુ સુધી કાંઈ તજવીજ ન કરીને શું પો
ાના દીકરાનું જીવતર ધુળ કરવા તે ધારે છે કે શું ?

“ પણ નંદીની બહેન! આપણાથી તેણીને પણ
મ દોષ દેવાય ? તેનું મન હવે જગતની ઉપાધીઓ
રફ છેજ નહિ. હવે તે આત્માના કલ્યાણનેજ રસ્તે
ાડેલ છે. ”

“ હા. તે ખરૂં પણ મને તો બહેન લાગે છે,
કોઇનો કાંઇ અપરાધ લેખવોજ નહિ. પરમાત્માએ
ાણુસોની સહન શકતી કરતાં પણ જાદે આ જગતમાં

દુખ પેદા કરી રાખ્યું છે!"

"તે જવા દે. નંદીની બહેન! કહે હવે તારી કર્મ કથા કહે, અરર શી આ તારી સ્થિતી? દુઃખથી તારી આંખો કેટલી બધી ઉંડી ઉતરી ગઇ લાગે છે?

"ના—ના. મને કાંઈ દુઃખ તેવું મોટું નથી. એતો હું સુખેથી સહન કરીશ."

"તને હવે સારી રીતે આરામ તો છેને? શકતી તો આવતી જાય છેને હવે?"

"શકતી? મારા શરીરમાં તો હવે પ્રચંડ રાક્ષસની શકતી આવેલી મને જણાય છે. એટલુંજ નહિ પણ કોઇ કોઇવાર રાક્ષસની જેમ દુષ્ટતાથી વરતવાનું પણ મન થાય છે." આટલું બોલતાં તેણીના હોઠ જરા ફરકયા.

બિંદુ બોલી—"એમ ના બોલ તું. આ તારો સ્વરજ વિલક્ષણતા બતાવે છે. પણ એવી રીતે ખોટા વિચારો મનમાં આણીને કેમ ચાલે? આપણે સ્રીયોને તો સહનશીલપણું રાખવું જોઇએ."

"બિંદુ બહેન! માણસ ગમે તેટલી સહનશકતીવાળું હોય, તોપણ ગજા ઉપરવટ બોજો માથે મુકાય તો ફેકી દેવાનું તેને સહેજેજ મન ન થાય કે?

એકવાર નિરાશા થઇ, દુખથી મુક્ત થવાની કાંઇ ખા-રીજ ન રહી હોય. એટલે પછી એ દુખ ટાળવાના ઉપાયોમાં પણ બે પરવાઇપણુંજ થાય તો ! " નંદી-નીયે કહ્યું.

" નંદિની બહેન ! આજે તારૂં બોલવું મને વિચીત્રતા ભરેલું લાગે છે. આજે તારૂં બોલવું મને હુમેશની માફકનું જણાતું નથી. પણ તારો એ શો અપરાધ ? તારો સ્વભાવ પ્રેમાળપણામાં કાંઇ કમી નથી, અને તને દુઃખો પણ કાંઇ ઓછાં સહન કરવાં પડતાં નથી. પણ કર્તવ્યનો માર્ગ પ્રેમ અને દુખથી સંકલીત હોય છે. તેમાંથીજ આપણુને રસ્તો કાઢવો પડે છે. એ વખતમાં હુરેરી જવું શા કામનું ? કદાચ એ મારગમાં ચાલતાં પગલું ઉપડતું ન હોય તોપણ હિંમતથી ચાલવુંજ જોઇએ. અને તેમાં પ્રસંગ વશા-ત મરણ આવે તોપણ તેમાં સંતોષજ માનવો. કે આપણે આપણું કર્ત્તવ્ય તો ચુકયાં નથી. આવી વા-તોનું જ્ઞાન તો આપણુને માતાના ધાવણ સાથેજ થા-ય છે, ત્યારે તે વિસરવું શી રીતે ચાલે ? "

જરાવાર સ્તબ્ધ રહ્યા પછી નંદિની એકદમ બોલી—" બિંદુ બહેન ! તારૂં કહેવું સાચું છે. આ વાતો તું ન્હાનપણાથીજ અમને કહેતી આવી છો. પ-ણ કોણ જાણે આજે મારૂં મન બહુજ આકુળ વ્યા-

કુળ અને શુન્ય સરખું થયું છે. ”

“ તારા પત્રની લખાવટ ઉપરથીજ એ મારા જાણવામાં આવી ગયું છે. પણ ત્યારે તું આ ભયાનક અને ચિત્યને વ્યગ્ર કરનારી જગા છોડીને શા માટે બીજે કયાંઇ જતી નથી ? ”

“ મારે જવું એ ક્યાં બિંદુ બ્હેન ? ”

“ કેમ ? મારાં દિકીને ત્યાં. પીયર જવામાં શુ હરકત ? હું જ કાકીશ્રીને અહીં આવવા લખવાની હતી પણ તેં ના કહી. હવે તારી તબીયત સુધરતી ચાલી છે, એટલે તાલ પુષ્કર જાય તો સારૂં. કેમકે આ શિયાળાની મોશમમાં ત્યાંના હવા પાણી વધારે તને માફક આવશે. ”

“ પણ મારાથી વધારે દિવસ પીયર રહી શકાય નહિ. કેમકે આપણા સરખી યુવાન સ્ત્રિયો પીયેર વધારે મુદત રહે, તો જગત દુષણ આપે. ”

“ ત્યારે ધનપુર તારા સાસરે જઈ રહે. ત્યાં તારા ઉપર માયા રાખનારા ઘણા માણસ છે. તેથી ત્યાં તને ઠીક પડશે. ”

“ ના—ના. બિંદુ બ્હેન ! ત્યાંતો વધારે વળી મન ચિંતામાં પડશે. તે ભવ્ય દિવાનખાના અને મો-

ટા મોટા ઓરડાઓ જોઇને તો પ્રથમના દિવસ વધારે સાંભરી આવશે. અને એ પ્રથમનું પ્રેમ હવે રહ્યું નથી, એટલે પળે પળે તે નજર આગળ તર્યા કરશે અને દિલ બાળશે માટે ધનપુરનું નામ તો જરાએ લઇશ નહી."

"ત્યારે અમે અહિ છીયે, ત્યાં સુધી તો તું અમારે ત્યાં ચાલ. અમારે ત્યાં આવવામાં કંઈ મારા બનેવી ના કહેનાર નથી ?"

"તારે ત્યાં આવું તે શું ? તને દુખ નથી માટે ? તારા ઘરમાં મારી ઉપાધી શા માટે જોઇએ ? બિંદુ બહેન ! બસ થઇ રહ્યું. સઘળી બાબતોનો મેં વિચાર કર્યો છે. મેંહ તપી જઇને ચક્કર આવે ત્યાં સુધી એ વિશે મગજમારી કરી જોઇ છે. પણ મને એક પણ રસ્તો સુઝયો નથી. તોપણ હજુએ જ્યાં સુધી ખમાશે, ત્યાં સુધી સહન કરવાની મને ઉમેદ છે. નહિતર પછી કોઇ પણ તેવું ઠેકાણું તો જડશેજ. માણસે પ્રયત્ન માત્ર કરવો જોઇએ." આટલું બોલતાં નંદિનીના નેત્રમાં કાંઇ જુદુંજ સ્ફુરણ દેખાવા લાગ્યું.

"નંદિની બહેન ! તારા મનમાં છે શું ? તું મને સ્પષ્ટ હકીકત કેમ કહેતી નથી ? મારાપર પૂરો વિશ્વાસતો છેને ?"

" વ્હાલી બહેન ! મારા મનમાં હજુ કાંઇજ કોઇ વાતનો નિશ્ચય થયો નથી. ઘણા વિચારો એક પછવાડે એક આવ્યા કરે છે. પણ તારી માયાવડેજ મને શાંતી થશે. મારા મનમાં શું છે તે તને વેલા-સરજ જણાશે. બહેન ! "

" ઠીક તો નંદિની બહેન ! હું ફરી થોડા દિવસમાંજ તને મળવા આવીશ ત્યારે એ તારા વિ-ચાર જાણ્યા શિવાય હું પાછી જઇશ નહિ, આજે મોડી રાત્રી થઇ છે, તેથી હવે મારે જવું જોઇએ. ઘે-ર રાહ જોતા હશે. પરમાત્મા તને સુખી રાખે અને તારા મનને શાંતી આપે ! "

" હા પરમાત્માજ બધાનો આશરો છે ! " નંદિનીના ઉંડા નિશ્વાસ સાથે છેવટના શબ્દ !

મિયાનામાં બેસવા માટે બિંદુ નીચે ઉતરવા લાગ્યા. તેને વળાવવા નંદિની પણ નીચે બારણા સુધી આવી. તે બન્ને એક બીજીને અત્યંત પ્રેમથી ભેટી. નંદિનીએ બિંદુના વક્ષ સ્થળ ઉપર મસ્તક મુક્યું. આટલીવાર સુધી નંદિનીએ પોતાનું દુઃખ દાબી રાખ્યું હતું, પણ હવે તેણીનાથી રહી ન શકાયું. આંખમાંથી દાડ દાડ કરતો અશ્રુ પ્રવાહ ચાલી નિકળ્યો. તેણી થો-ડા વખત સુધી કાંઇ પણ ન બોલતાં કંઠ રૂંધીને ર-ડ્યા કરતી હતી. બિંદુએ ઘણી ધીરજ આપી. પણ

તેણી મટકું સરખું પણ મારતી નહી હતી, અને બિંદુના મોઢા તરફ એકી ટસે જોતી રહી 'હતી. ઘણી વારે બિંદુને હાથથી જવાની ઇસારત કરતી, તેણીને મીયાના પાસે છોડીને નંદિની પોતાના ઓરડા તરફ ચાલી ગઇ. બિંદુ પણ સજલ નયને મીયાનામાં બેસી ઘર તરફ જવા રવાના થઇ.

આ મેળાપને બે કલાક થઇ ગયા છે. અત્યારે નંદિની પોતાના કપડાં લત્તાં અને ઘરેણા ગાંઠાની વ્યવસ્થા કરતી હતી. તેણીયે ગળા માંહેના હાર, હાથ માંહેની સોનાની બંગડિયો, પગ માહેના ત્રોડા વગેરે દાગીના ઉતારી મુકયા. જરીયની સાડી પહેરેલી હતી તે છોડી મુકી. અને એ ધોળું છાયલ માત્ર પહેરી લીધુ. ઓરડા માંહેનો દિવો ગુલ કર્યો. એકદમ પગલાનો ખખડાટ ન થાય તેવી રીતે ચુપકીથી તે ઘર બહાર ચાલી નીકળી.

બંગલામાં સર્વત્ર શાંતી છવાઇ હતી. કેમકે મોડી રાત્રી થવાથી નોકર ચાકર પોત પોતાના સ્થળે નિદ્રાવશ થયા હતા. તે બંગલામાંથી આગળના આંગણામાં આવી ધીરેથી દરવાજો ઉઘાડયો. ઉંઘાડતાંવાર શિશિર ઋતુમાંહેનો ઠંડો પવન તેના શરીરે ઝપટાયો રસ્તાપરના ફાનસ નજરે પડયાં. ઘડીભર તેનું મન શંકાશીલ થયુ તેણે દરવાજામાં ઉભાં ઉભાં પોતાના

બંગલા તરફ પોતાના ઓરડા તરફ પાછું વાળી જોયું પણ ફરી દ્રઢ નિશ્ચય કર્યો. તેણીની ઉમર આ વખતે સુમારે બાવીસેક વરસની હતી. તે શ્રીમાન જમીનદારની પત્ની હતી. પણ આ વખતે એ સર્વ વૈભવને તુચ્છ માનીને, પોતાના મકાન બહાર નિકળીને એકલી આવી અંધારી મધ્ય રાત્રે સડકપરથી પસાર થઇ.

અરધો કલાક ચાલ્યા પછી તેને થાક લાગ્યો. રસ્તાની બાજુએ એક ઝાડ પાસે તે ઠંડીથી થર થરતી ઉભી રહી. ફરી તેનું મન ચલ બિચલ થવા લાગ્યું. હજી પોતાને પોતાના બંગલાનો રસ્તો ધ્યાનમાં છે, દરવાજો ઉઘાડો છે, એટલે પાછું જઇ શકાશે, માટે પાછા ઘેર જઇ પ્રથમ પ્રમાણે દુખે સુખે આયુષ્ય ક્રમણ કરવું. પોતે અહીં સુધી આવ્યાનું કોઇના જાણવામાં નથી. એટલે કોઇ પોતાના આ કૃત્યથી હસશે એમ પણ નથી. વળી સ્ત્રી જાતીના કર્તવ્ય સંબંધે બિંદુએ કહેલ શબ્દો પણ હજુ તેણીના મનમાં રમતા હતા. એટલે તેણીનું મન તેણીને ઘર તરફ પાછું ખેંચવા લાગ્યું. ઘેર જવાથી કદાચ ઇશ્વરેચ્છાથી હજીપણ ગૃહ સુખ ભોગવવાનો લાભ મળી શકશે. બાકી બીજે કયાં આશરો મળવાનો હતો? એવા અનેક વિચારની ભ્રમણામાં તે પડી. જવું કે ન જવું એ દ્વિધા વિચારે તેને અસ્થીર બનાવી.

તેણી વિચાર કરતી ઉભી છે, ત્યાં એ રસ્તેથી એક ઘોડાગાડી જોસથી પસાર થઇ. તે ગાડી ઠાઠગાર હોઇને, તેને કાળા કિંમતી ઘોડા જોડેલા હતા. ગાડીના ફાનસોનો પ્રકાશ તેણીયે જોયો. અંદર કોઇ સ્ત્રી હસે છે એવું તેણીયે સાંભળ્યું. તેની પાછળ બીજી ગાડી નીકળી. જેના ફાનસનો પ્રકાશ નંદિનીના મુખકમલ ઉપર પડયો. તે બરાબર તે ચમકી, અને પાછી હઠીને એક ઝાડની પાછળ છુપાઈ ઉભી.

ગાડીના ફાનસના અજવાળામાં તેણીનું મોઢું નજરે પડેલ જોઈ ગાડી માંહેનો પુરૂષ પણ ચમકયો. પણ ગાડી તો પુરવેગથી ચાલી જતી હતી. તે ગૃહસ્થના ચહેરામાં થએલ ફેરફાર તેની બાજુપર બેઠેલ બીજા મિત્રના ધ્યાનમાં આવ્યો. તેણે ઝાડની પાછળ છુપાએલ સ્ત્રી તરફ જોતાં કહ્યું–“ હાં ! છે ભભુકાદાર, ઇંદરની પરી હો ! નેત્ર કેવાં બીજલી જેવાં ચળકાટ કરી રહ્યાં છે ? ”

પેલા ગૃહસ્થે કહ્યું–“ હું કાંઇ તેણીના સૌંદર્ય વિશે વિચાર કરતો ન હતો. પણ તેનો ફીકકો ચહેરો જોઇ, ઘણા દિવસથી મારી નજરે નહિ પડેલ મારી એક ઓળખીતી સ્ત્રીની યાદદાસ્ત આવી એ બન્નેમાંનું સામ્ય ઘણુંજ મળતું છે એમાં કાંઇ શક નથી. ”

ગાડી ચાલી ગઇ. નંદિની ઝાડ પછવાડેથી આ-

ગળ આવી. ફાનસના અજવાળાપરથી ગાડીયો જતી હતી તે તરફ જોતાં, તેણીના જે નજરે પડયું તે ઉપરથી તેણીના નેત્રમાંથી અશ્રુ વહેવા લાગ્યાં અને પાછું જુદુંજ તેજ ચમકવા લાગ્યું.

"પ્રાણનાથ! આપના મારાપર મહદ ઉપકાર છે. મારૂં મન ચલવિચલ થતું હતું, તેને સારૂં દ્રઢ બનાવ્યું. હવે આ પછી મારે શું આગળ કરવું તેનો નીર્ણય હું સારી રીતે કરી શકીશ." નંદિની મનમાં બોલતી ચાલતી થઇ.

બીજે દિવસે ધનંજય બાબુના બંગલામાં હાહાકાર મચી રહયો હતો. નંદિનીની દાસી નીત્ય પ્રમાણે તેણીના ઓરડામાં ગઇ. જયાં નંદિની દેવી તેણીના જોવામાં ન આવી. નોકરોએ કુવા તલાવો શોધ્યાં પણ કયાંઇ પત્તો ન લાગ્યો. આંગણુ વાળીને સાફ કરનારી મુલણે દેવીનંદિની ઓઢવા લેતી તે શાલ લાવી આપી. દરવાજા ઉપરના પહેરેગીરોએ સવારે દરવાજો ઉઘાડો પડેલ હતો એમ જણાવ્યું. ઘણા વખત સુધી ચોમેર તપાસ કરવામાં આવ્યો પણ નંદીનીની કશી ખબર મળી નહિ.

કલકત્તામાં જયાં જયાં ઓળખાણ પિછાન હતી, ત્યાં સર્વત્ર માણુસો મોકલી તપાસ કરવામાં આવ્યો. પણ વ્યર્થ! બિંદુને ત્યાં તપાસ કરવા ગયેલ નોકરે

આવી ખબર આપ્યા કે આગલી રાત્રે મોડી રાત્રી સુધી તે પોતાના ઓરડામાં હતી.

બરદ્વાન ધનપુર અને તાલપુષ્કર માણસો મોકલવામાં આવ્યાં, જ્યાંથી પણ સાયંકાળે કાંઈ પત્તો ન હોવાના જવાબ આપ્યા. શહેરમાં પોલીસ ખાતે નંદીની ગુમ થયાની ખબર અપાઇ, પણ તેમના તપાસમાંયે કાંઈ શુભ પરિણામ ન જણાયું.

ધનંજયબાબુના બંગલાના સઘળા માણસોના મનમાં હેવી નંદીનીના શોધ વિશે નિરાશા ઉત્પન્ન થઇ. અને પ્રથમ જે ગડબડ અને ઘોંઘાટ મચી રહ્યો હતો, તે બંધ પડયો. સ્મશાન માફક સઘળું સ.મસુમ જણાવા લાગ્યું. દિવસ આથમ્યો. અંધાર પડવા લાગ્યો. એટલે તે બંગલો વધારે ભયાનક અને શુન્યવત જણાવા લાગ્યો. બધાએ જુદા જુદા સ્થળે તપાસ કરી કરીને પાછા આવતા હતા, અને સઘળાના મોઢેથી “ક્યાંઈ પત્તો લાગતો નથી. !” એજ શબ્દો નિકળતા હતા.

સાંજે નિત્ય નિયમ પ્રમાણે ધોબણ ધોયેલ કપડાં આપવા આવી. તેણી ફરતાં ઘર માંહેના માણસો ભેળાં થઈ વિંટળાઇ બેઠાં. કારણ કે તેણીયે એક નવી ખબર આણી હતી. જો કે તે કાંઈ વધારે મહત્વવાળી ન હતી, પણ તેથી સઘળાંના મન વધારે દુઃખીત બન્યા.

એ દિવસે-અરૂણોદય વખતે, કલકત્તા માંહેની કુલિન સ્ત્રિયો હુગળી નદીપર ન્હાવા જાય છે, તે વખતે નંદિની એકલી નદી કીનારે ફરતી જતી હોવાનું, એ ઘોબણે જોયું હતું. પણ તે નદીપર ન્હાવા માટે આવેલ હશે, અને શહેર માંહેના લોક ઉઠવા પહેલાં પોતે પાછું ઘેર વળવું. એવા વિચારથી તે વહેલી નદિપર ગએલ હશે એમ તેણીયે ધાર્યું હતું. નંદીનીની સાથે ધોબણ એક બે શબ્દ પણ બોલેલી, તે પછી તેણી ધોબણના ફરી નજરે પડી ન હતી.

આ વાત સાંભળી સઘળાં સ્તબ્ધ બન્યા. કલકત્તાના એ બંગલામાં દેવી નંદિનીનો આયુષ્ય ક્રમ કેવી રીતનો હતો, તેણીના મનન સ્થીતી કેવી થઈ હતી? એ સઘળાંનુ જાણીતું હતું. તેથી તેણીના મનમાં શા વિચારો આવ્યા હશે? તેણે કયો માર્ગ અખત્યાર કર્યો હશે? તે વિશે સહુએ એકજ તર્ક દોડાવ્યો. પોતાની શેઠાણી સ્નાનાર્થે ગએલ નહિ હોય, પણ ભાગીરથી માતાના ઉદકમાં પોતાના દુખનો અંત આણવા ત્યાં કાયમની વિશ્રાંતી મેળવવા ગએલ હોવાનું સઘળાઓએ ધાર્યું અને હાહાકાર વરતાઈ રહ્યો, કેમકે નોકરો ચાકરોપર તેણી ઘણી દયા રાખતી હતી

આગલી રાત્રે ધનંજયબાબુની સવારી પોતાના [illegible]કબાજ દોસ્તદારોની સાથે કલકત્તા બહાર ઘોડાગાડીમાં [illegible]પી ગએલ. અને અર્ધી રાત્રી પછી એ મંડળ પાછું

ફ્રેલ. જે વખતે બાબુ સાહેબ ઉપર નિશાદેવીનો પુ
અમલ વ્યાપી રહ્યો હતો. ગાડીમાંથી ઉતરવાની પ
તેનામાં શક્તી નહુતી. તેના હાથ પકડીને નોકરો તે
મેડીપરના ઓરડામાં લઇ ગયા. અને ત્યાં નંદિની ર
બંધની હકીકત તેના કાને નાખી. જે સાંભળતાંવ
બાબુ બેશુધ્ધ બન્યા.

એ રાત્રે ધનંજયબાબુ પોતાની પત્નીના ઓ
ડામાં અંદરથી સાંકળ ચઢાવીને, દીવાના ધીમા પ્રકાશ
મધ્યરાત્રીથી પ્રભાત સુધી, કેમને એમ એક ભીંત
બીજી બાજુની ભીંત સુધી ટેહલતા ફરતા હતા. વ્ય
નાધીન થવાથી જો કે તે ભ્રષ્ટ જેવા થયા હતા
પણ તેના અંતઃકરણ માંહેની સદવૃત્તી સમુળી ન
પામી નહુતી. મનના દુખથી ઉત્પન્ન થએલ વિચારે
લીધે મદ્યના કેફ તદ્દન નાશ પામ્યો હ ા. નંદીની
ખરી કિંમત હવે તેને જણાવા લાગી. તેણીની સાથે
તાનું લગ્ન થયું ત્યારે તે કેવી સુંદર, આનંદી, પ્રેમ
અને સુકોમલ સ્વભાવની હતી? અને પોતાપર તેણે
તેણીનું શુદ્ધ પ્રેમ કેવી રીતે અર્પણ કર્યું હતું?
તાના શિવાય તેણીને રાત્રી દિવસ બિલકુલ ચેન કે
રીતે પડતું નહુતુ! વૃક્ષપર લપટાઇ રહેલ લતા પ્ર
ણે પોતાના વક્ષ થળપર તેણી માથું ઝુકાવીને કેવી રી
પ્રેમવાતો કરતી? વીગેરે વાતો તેની દ્રષ્ટી આગળ આ
ઉભી રહી. તેણીની પોતે આવી દુર્દશા કરી, છતાં ત

સરખો પણ કડવો શબ્દ ન કહેતાં ગરીબ ગાયના જેવી દીનમુદ્રાથી તેણી પોતાના તરફ કેવી જોતી રહેતી એ તેણીની દયામણી છબી તેના નજર સામે દેખાવા લાગી. એવા સ્ત્રી રત્નને આજે આપણે ખોઈ બેઠા, આપણો સંસાર શુન્ય કર્યો, ઘરે ચાલી આવેલ કામધેનુ પોતે હાથેજ હાકી કાઢી, એવું મનમાં આવતાં બાબુસાહેબની આંખોમાંથી ચોધાર અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. જીવથી પણ વધારે પ્રેમ રાખનાર અને રૂપ તેમજ ગુણોમાં કાંઇપણ કમતરતા નહિ એવી સાધવીનો આવી ભયંકર રીતે અંત આણવા આપણ પોતેજ કારણ થયાનું તેના ધ્યાનમાં આવતાં તેનું કાળજું કોરાઇ—ચીરાઈ ગયું.

રાત્રે ગાડીના ફાનસના પ્રકાશમાં રસ્તાપર એક સ્રીનો ફીકકો નિસ્તેજ ચહેરો નજરે પડયાની વાત ધનંજયને યાદ આવી. મંદવાડથી ચહેરાપર ફીકાશ આવેલ હતી, પણ તેમાયે નિરાશા અને મનોવેદનાથી તો વધારેજ નિસ્તેજતા તેણીના ચહેરાપર દેખાતી હતી. અને જેથી મોઢું પણ જરા કાળાશ પડતું જણાતું હતું. તેણીના નેત્ર પોતાના નેત્ર સાથે ક્ષણેક સંમીલન પામ્યા હતા. બલકે પ્રેમાવશતાથી તેણીના અંતઃકરણમાં કાંઈક આશાના અંકુરનો ઉદય પણ થયો હતો પણ તે વખતે પોતા તરફથી તેણીને ઉત્તેજન નહિ મળવાથી હવે કાયમના નેત્ર મીચાયાં એમ ધનંજયને જણાયું.

હૃદયભગ્ન ધનંજય બાબુએ નંદીનીના કપડાં અને ઘરેણા પોતાની દષ્ટિ સામે માંડીને તે પોતાની પ્રેમાળ પત્નીના વિયોગ માટે શોક કરવા લાગ્યો. તે ઘરેણા તરફ જોઈ, લગ્ન થયું ત્યારથી નવ ડસ વરસની અંદરની એક પછી એક જે જે બાબતે બની હતી તેને સંભારવા લાગ્યો. તેણીના જુદા જુદા દાગીનાઓને જોઇ તે તે અંગના સૌંદર્યનું તેને સ્મરણ થયું, તેના ગળામાં લટકતો રત્નહાર; તેણીના કોમળ હસ્તદ્વયમાં શોભતાં રત્નકંકણ; હીરકણીયોથી મઢેલ અંબોડાપર પહેરવાનો ફુલ ગજરો વિગેરે અલંકારો જોઈ ઉભયની અંદર થએલ પ્રેમ વિનીમયની વાતો તેને સાંભરી આવી લગ્નના દીવસે હીરા રત્નજડીત્ર બંગડીયો પોતે તેણીને આપી હતી, ફુલગજરો અંબોડાપરથી નિચે પડવા જતાં પોતે પાછો ત્યાં પહેરાવવા હાથ આગળ કરેલ તે વખતે, તેણીયે જરા માથું ઉંચુ કરવા બરાબર પોતે લીધેલ તેણીના મુખચંદ્રનું ચુંબન, આદિ અનેક પ્રેમવાતો કેટલા એ મહિના—નહિ પણ કેઈક વરસો થયાં સ્મરણમાંથી ગએલ જેની આ વખતે તેને પુર્ણ સ્મૃતી થઈ.

ધનંજય બાબુએ સ્વેચ્છાનુસાર વરતવાનો વિના ભીતીએ નિયમ ચાલુ રાખ્યો હતો ‑ ણે પોતાના નામને કલંકિત કર્યું હતું, અને માતાના ઉપદેશપર પાણી ફેરવ્યું હતું. પોતાનો વડિલો પારજીત પૈસો પાણીના પુરે

ખરચવા માંડયો હતો. વ્યસની માણુસોની સંગતથી નિતીનો લય થતાં, ખરી રીતે પોતાપર અંતઃકરણ પુર્વક પ્રેમ રાખનારી સાધ્વી પત્ની સાથે યોગ્ય વર્તન રાખ્યું ન હતું. તેના અંતઃકરણમાંથી સાત્વીક પ્રેમનો અંકુર છેદાઇ ગયો હતો. અને પોતાની પ્રેમાલ પત્નીને દુખ દરિયામાં હડસેલી દીધી હતી. એ સઘળા વિચાર તેના મનમાં આવ્યા. પોતાના ખરાબ વર્તનથી પોતાની પ્રેમાલ પત્નીને દેહ ત્યાગ કરવાનો વખત આવ્યો, એ જાણી તેને ઘણોજ પશ્ચાતાપ થવા લાગ્યો. નખશિખાંત તેનું શરીર કંપવા લાગ્યું. મનો વેદનાની તીવ્રતા એટલી બધી વધી ગઇ; કે તેના મોંઢામાંથી નિરાશાયુકત ચીસ નીકળી ગઇ. અને તેનો આખા બંગલામાં પ્રતિધ્વની ધૂમી રહયો.

બિજો દિવસ થયો. બાલ સૂર્યના કિરણો ધનંજય બાબુના દુખથી પીડીત ચહેરા ઉપર પડયાં. તે પ્રકાશમાં, પોતાની પત્નીની સાડીની ઘડી વાળેલી હતી તેમાં ધોળી વસ્તુ હોવાનું જણાયું. ધનજય બાબુએ લક્ષ પુર્વક જોતાં તે પત્ર છે, એમ તેના ખ્યાલમાં આવ્યું. ઉઘાડી જોતાં કંપીત હાથથી એ પત્ર લખાએલ હતો. અને તેના પર અશ્રુ બિંદુ પડીને કેટલાક અક્ષરો ચેકાઇ પણુ ગયાં હતાં. બાબુ એ પત્ર વાચવા લાગ્યા.

" પ્રિય પ્રાણનાથ! આનાથી છેવટની રજા લેતાં સંબોધું છું, તે માટે ક્ષમા કરશો. આપની નજરથી આજે કેટલાંક વરસો થયાં મારો પત્નીપણાનો હક નષ્ટ થયો હશે, તોપણ આપના માટે મારા મનમાં જે પ્રેમ ભાવ છે, તે સ્પષ્ટ કર્યા શિવાય મારાથી નથી રહેવાતું–

ગયાં આઠ વરસ મે આપના ઘરમાં કાઢયાં, આપના અનાજ પર મે મારા દેહનું પોષણ કર્યું, અને આપની પ્રીતીનો એ થોડો ઘણો ઉપભોગ લીધો. તેને લઇ આપ પાશેથી છેવટની રજા લેતાં–આપશ્રીને ઉદ્દેશીને કડવા કે કઠીણ શબ્દ બોલવા અથવા તો મન માં રીશ રાખવી એ મને ઉચીત ગણાશે નહી. મારા આ દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી કોઇ દીવશ આપના માટેની પ્રેમ બુદ્ધી અને પુજ્ય બુદ્ધી એક તલભાર પણ કમી થનાર નથી. આપ એક વખતે આ દીન દાસી પર અત્યંત પ્રેમ રાખતા હતા, તે દીવશ તો ગયા, તોયે કોઇ દીવશ પણ આ અભાગિનીને સંભારશો કે ?"

જ્યારે આપને મારો કંટાળો આવ્યો નહુતો, ત્યારે આપણું દાંપત્ય પ્રેમ તરૂણાવસ્થામાં અનુપમ હતું. અને એ દીવશોનેજ સ્મરતાં સ્મરતાં આ આત્મા આ દેહથી છુટો પડવા રજા લેશે, આપના ચરણ પાશે

રહીને આપની સ્નેહાલ દ્રષ્ટીનું અને અમૃત વાણીનુ પાન કરતાં, કેટલીક મારા આયુષ્યની રાત્રીઓ વ્યતીત થઇ તેનુંજ સ્મરણ કરતા રહેવું એમ મને યાય છે. આપ ગામથી અથવા કોઈ કામપરથી ઘેર પધારતા. ત્યારે આપના બાહુ પાસમાં આ દાસી બધ્ધ થતી. અને એ બધ્ધ પાશ આગળ સ્વર્ગ સુખ પણ તુચ્છ ગણુતી એ રમ્ય દિવસોનુ મને અત્યારે સ્મરણ થ ય છે.

એવાજ આનંદમાં આયુષ્યના સઘળા દિવસો જશે એમ મને પ્રબળ ઇચ્છા હતી, પણ દૈવયોગજ વિચિત્ર! પુર્વજન્મના કર્મોનું ફળ ભોગવવું પડ્યું. અને તેના અંગે એ આનંદ મુકવો પડયો. તે માટે હુવે વૃથા શોક શા માટે કરૂં ? વ્હાલાનાથ ! મારા હ્રુદયને કેવી વેદનાઓ થઇ, મારૂં માથું દુખથી કેવી રીતે ચકર માફક ભમવા લાગ્યું, અને મારી એકલી અસાહ્યાય સ્થિતી સુખની આશા રહીતજ હતી, અને જગતબધું શુન્ય લાગ્યું એવી સ્થિતીમાં મે પરમાત્મા પાસે કેવી દયા માગી એ સઘળું હું આપને શા સારૂ જણાવું ?

દુઃખને મનમાં ને મનમાં દાબીને મારા આ કર્તવ્યને ન ચુકવાના શક્ય તેટલા પ્રયત્ન મે કર્યા. મારાથી કંઈ ભુલ થઇ હોય, કાંઇ અપરાધ થયો હોય, તો પ્રિય પ્રાણેશ ! તેની મને ક્ષમા કરશો. એવી આ દીન દાસીની યાચના છે. દુઃખના ઉભરામાં મારા મોઢેથી

ક્રાંઈ કડવું વેણ નિકળી ગયું હશે, આપના તરફથી મે મારૂં મોઢું ફેરવ્યું હશે, તો તેની પણ મને ક્ષમા આપશો. એજ છેવટની પ્રાર્થના છે. આંખમાં અશ્રુ આણીને અને આપની આગળ ખોળો ધરીને એજ આખરની વિનંતી કરૂં છું. ફરી આપની પાસે ખોળો આગળ ધરવાની બચવાની નથી.

હું આ લોક છોડી ગયા પછી આપ સુખથી રહેશો. આપનો જન્મ મોટા કુળમાં થયો છે, અને આપના કુળનો ગૌરવ સર્વત્ર છે. તો પાછળનો ક્રમ મુકી દઇને યોગ્ય માર્ગ સ્વીકારવા પ્રયત્ન કરશોજી. તમને અધોગતીયે પોચાડી તમારા મુલ્યવાન જન્મની જે ધુળધાણી કરે છે, તેવાઓની સંગત છોડો અને વિવેક વિચારીને આપની પોતાની બુધ્ધા અનુસાર વરતો. તમારૂં મન મોટું છે, તમારી મનોવૃત્તી પ્રૌઢ છે, તેનેજ અનુસરી આપનું વરતન રાખજો. '**આપ બુદ્ધી હિતાથાય**' એ આપનાથી અજાણ્યું નથી.

ભવસાગરમાંથી મુકત કરવા એક પરમાત્માજ સમર્થ છે. બરદ્ધાનમાં એકજ સ્થળે એકસો આઠ દેવાલયો છે. વચમાં વચમાંથી એ સ્થળે આવીને ઇશ્વરોપાસના કરવા ભુલશો નહિ. સુવ્રત અને યોગ્યતા માટે પ્રયત્ન શીલ થશો. આયુષ્યનું સાર્થક કરીને સુખી થશો. અને આપનાપર નિરંતર પ્રેમ રાખનાર આ અભાગિની દાસીને કોઇકવાર સંભારશો તો પણ બસ માનીશ !"

ધનંજયબાબુના શકતી રહીત થએલ હાથમાંથી પત્ર સરીને નીચે પડયો. તે દુર્દૈવી પશ્ચાત્તાપ કરતા બાબુ પોતા સામે ખડી થએલ પોતાની પ્રિય પત્નીની છાયાનેજ સત્યમાની ભેટવા જતાં મુર્છીત થઈ નિચે પડયા. જબરો નિશ્વાસ તેમનાથી નિકળી ગયો. તેમના પ્રથમના દુઃખમાં આ પત્રના પ્રેમ શબ્દથી ઓર વધારો કીધો. તે એક શબની માફક નિચેષ્ટ ભોંયપર પડયા.

---



# પ્રકરણ ૧૪ મું.

## સ્વપ્ન.

---

શાર્દુલવિક્રીડિત.

માર્ગો શુદ્ધ શકુનથીય સુઝતા એ વાતમાં સત્ય છે,તે
ભાવી કાર્ય બનાવતી ઉપરએ દૃષ્ટાંત સો નિત્ય છે,
સ્વપ્નોતી પણ એ શકુન સરખી નિશ્ચે સ્થિતી જાણવી
શ્રદ્ધા એ સહુ દુઃખનાશ મુળ છે જો જે નકી માનવી. ૧

રાણીગંજમાં પોતાના પતી જગતકિશોર રાયની સુશ્રુષા કરવામાં પતિ પરાયણ લતા ગોરી ગુંથાએલી હતી, રાણીગંજ એ કલકત્તાથી આશરે સવાસો માઇલ છેટેનું રેલવે સ્ટેશન હતું, એ ઠેકાણે કોલસાઓની ખાણો નિકળવાથી અરધા સૈકાથી એની ઘણી ભરભરાટ થયેલી છે. મોટી મોટી ખાણોના કારખાના ઇંગ્રેજ વેપારીઓની માલેકીના હોઇને તેમાં ઘણા મજુરો કામ કરતા હતા. કેટલાક સાહસી હિંદુ વેપારીઓ પણ તેવી કેટલીક ખાણોના કારખાનાઓ ચલાવે છે. આપણા દેશમાંહેની રેલવે અને સ્ટીમરોને આ કોલસોજ પુરો પડે છે એટલુંજ નહિ પણ કલકત્તા અને બીજા મોટા શહેરોમાં ઘર અગાડી બાળવામાં પણ આજ કોલસાનો ઉપયોગ કરવામાં આવે છે.

ખાણોનું સ્થળ હોવાથી સ્વાભાવિક રીતેજ રાણીગંજ એ ગલીચ્છતાવાળું શહેર છે, વાતાવરણમાં કોલસાના પરમાણુઓ ઉડયા કરે છે, તોપણ આ શહેર ઉંચા પ્રદેશપર વસેલ હોવાથી મુળથીજ હવા આરોગ્ય કારક છે. અને તેથી ખાણોથી ઘણે દૂર સુંદર બંગલાઓ અને બગીચાઓ હવા ખાવા માટે કરવામાં આવેલ છે. જયાં ઠંડીના દિવસોમાં હવા સારી રહે છે. તે દિવશોમાં કલકત્તા અને બરદ્વાનના ઘણા શ્રીમાન ગ્રહુસ્થો અહી આવી રહે છે. તે પ્રમાણે જગતકિશોર બાબુને માટે પણ એક મોટો બંગલો ભાડે લેવામાં આવ્યો હતો.

જગતકિશોર બાબુ સાથે તેના કુટંબની સઘળી મંડળી માતુશ્રી ત્રણે ફુઇઓ અને છોકરાં છૈયાં વગેરે આવેલાં હતાં. માણુસોની ગીરદીને લઇને રોગી માણુસને જેવી રીતે શાંતતા રહેવી જોઇએ તેવી રહેતી નહુતી જો કે એ બધા જગતકિશોર રાયની સારી રીતે ચાકરી થાય એવા હેતુથીજ આવ્યા હુતા. અને લતાને જોઇએ તે મદદ આપતાં હતાં. પોતાની બરદાસ્તમાં જરાપણુ કમતરતા રહેતી નથી, જોઇએ તે તુરત મોઢામાંથી પુરૂં માગતાં અવલ હાજર કરવામાં આવે છે, એ જોઇને બાબુને એ વિશે સમાધાન થતું હતું. તબીયત સુધારા પર આવતાં અચાનક વધારે લથડી પડવાથી કુટંબીઓને ઘણી બીતી લાગતી હતી.

રાણીગંજના વિદ્વાન અંગ્રેજી ડૉક્ટરો પોતાથી બનતી મહેનત કરતા હુતા, પણ ઘરમાંહેનું સ્ત્રીમંડળ જુના રીવાજ પ્રમાણે એકલા ડૉક્ટરોના ઉપચારોપર બેસી ન રહેતાં વેદ સન્યાશીઓ, જ્યોતીષી મંત્રીઓ વિગેરેની પણ સલાહુ લેતું હતું. જગતકિસોર બાબુની માતાને મળવા ત્યાંની વૃદ્ધ સ્ત્રીઓ આવતી અને જુદી જુદી વાતો કહેતી.

એક બાઈ બોલી—“ માજી ! ખરૂં કહો તો ડૉક્ટરો કરતાં દેશી વૈદોની તમે સલાહુ લ્યો છો તેજ ખરૂં છે. કેમકે આપણા દેશના રોગ આ તે આસને શરીરને ક્ષીણતા પોચાડનારા હોય છે, તેથી તેને દવા પણ તેવીજ જોઇએ. ડૉક્ટરી દવાનો એકદમ પરિણામ થાય તે કરતાં દેશી દવાથી એકદમ ફાયદો ન થાય પણ જે થાય તે કાયમનો થાય. દરદ પાછું ઉથલો ન મારે. મારા દિકરાને—’ બાઈ ! તેવોજ એક તાવ લાગુ પડ્યો હુતો. ડૉક્ટરોની દવા કરી કરીને કાયર થયા છેવટે સનાતનપુરના જુના એક વૃદ્ધ વૈદશાસ્ત્રીનું નામ સાંભળવાથી તેની દવા ચાલતી કીધી, તેણે છ અઠવાડીયાં તેને પોતાને ઘેર રાખી દવા આપી, અને સજડ કરી કરાવી જેથી એ તદન સારો થયો, હુવે બાઇ મારા છોકરાના નખમાંય રોગ નથી. નહિતર તેની અમને પુરી ધાસ્તી હુતી, માટે પરમાત્મા કરે અને તમારા બાબુ સાહેબને પ્રભુ સો વરસની આવરદા આપે, પણ મારા મત પ્રમાણે તમે દેશી વૈદને બતાવો. ”

બીજી એક વૃદ્ધ બાઈ બોલી—" શું બાઇ વઈદ શું ને ડાક્ટર શું? બચવું કે મરવું એ કાંઇ કોઇના હાથની વાત છે! પ્રભુની અવકૃપાથી રોગ થાય. અને તેની કૃપાથી સારૂં થાય. બહુ દૂર શામાટે? મારોજ અનુભવ હું કહુ છું કેટલાએ વરસ મને પેટ પીડનો વ્યાધી હતો, તેના માટે કેટલાએ દેશી વઇદોના ઔષધ, કેટલાએ ડાકટરોની દવાઓ લઇ લઇને થાકી પણ કાંઈ વળ્યું નહિ. છેવટે એક સન્યાસીએ શ્રી તારકેશ્વરની જાત્રાએ જવાનું કહ્યું. હું તારકેશ્વર ગઇ જ્યાં પ્રાયશ્ચિત કરીને તે દેવની સેવામાં રહી ત્રીજે દિવસે સ્વપ્નમાં મને કોઇ જોગીએ દવા આપી અને તે મેં લીધી, નેત્ર ઉઘાડી જોઉ, ત્યાં કોઇ મળે નહિ, પણ ત્યારથી મારો વ્યાધી ગયો. પછી અઠવાડીયું શ્રી તારકેશ્વર રહી હું ઘેર આવી. માટે પ્રભુની કૃપા એજ મોટું ઔષધ છે. અને તેની કૃપાદ્રષ્ટિથીજ તમારા પુત્રનું દરદ મટી જશે. બહેન!"

બાજુમાં બેઠેલ એક ત્રીજી સ્ત્રી બોલી—" ખરૂં કુઇબા! મારા વિવાહ થયા પછી કેટલાંએ છોકરાં થયાં પણ બે ત્રણ વરસના થાય કે કાંઇને કંઇ મંદવાડ આવે. ચાર છ દીવસ માંદા પડીને ચાલ્યાં જાય. ઘણી દવાઓ અને ધર્માદા કરીએ પણ ફોગટ. છેવટે જગન્નાથજીનો એક પંડયો અમારે ત્યાં આવ્યો હતો. તેણે જગન્નાથજીની જાત્રાએ જવાનું કહ્યું. અમે તો તેનાં ક-

હેવા પ્રમાણે જાત્રાએ નિકળ્યાં. શું કહું ? એ દરીયો જોઇને તો મને બહુજ બીક લાગી. પર્વત જેવાં મોટા મોજાં આવીને બોટને અથડાતાં તે જોઇને તો છાતીમાં ધરસ થતું, અને જલ સમાધી થાય છે કે શું ? એમ શંકા થતી, સઘળા આગબોટ માંહેના " શ્રીજગન્નાથકી જય, જય જગન્નાથજીકી " એમ એકે અવાજે સ્તુતી કરવા લાગ્યા તેની કૃપાથી છેવટે આગબોટ વિના હરકત કાંઠે પોચી. અમે સાત દીવસ જગન્નાથપુરીમાં રહ્યાં પવિત્ર સરોવરમાં અમે સ્નાન કર્યાં. અને રથજાત્રાના અમે દર્શન કર્યાં જ્યાં મને સ્વપ્નમાં દ્રષ્ટાંત થયો કે ' બાળે હવે પાછી જા ચીતા માકર ' જેથી અમે પાછાં ઘેર આવ્યાં, ત્યારથી છોકરાં બચવા લાગ્યાં. અને આ બંને બાળક તે પ્રભુનીજ પ્રસાદી છે. માટે માજી! પ્રભુ કૃપાજ સાચી છે બાકી દવાઓ તો મનની શાંતીના રસ્તા છે. "

એવી રીતે જુદી જુદી વાતો કહીને આવેલ આ મંડળ પોત પોતાને ઘેર ગયું. રાત્રી દીવસ જગતકિશોર બાબુની ચાકરીમાં ડોશી તદન અશકત બની હતી, કેમકે તે વૃદ્ધ માતાને તેવીજ ચીંતા પણ થતી હતી. અત્યારે રાત્રીપણ અરધી ઉપર ગઇ હતી. આ વખતે જગતબાબુને ઉંઘ આવી હતી. અને તેની પ્રેમાળ પત્ની લતા પણ તેમના પગ પાસે આડે પડખે અરધ નિદ્રામ પડી હતી એટલે ડોશીમા પોતાની ઓરડીમાં ગયાં ત્રણેક વાગવાના અરસામાં તેમને કંઇક નિદ્રા આવી.

અરૂણોદય વખતે તેણીને એક સ્વપ્નુ લાધ્યું. જેથી તેના દઝાએલ અંતઃકરણને કાંઇક શાંતી મળી. તેણીને એવું સ્વપ્ન દેખાયું કે પોતે ભયાનક જંગલમાં છે જ્યાં રાત્રીનો વખત થયો છે, રાત અંધારી હોઈને સ-થળે સ્થળે શામસુમ હતું, જગતબાબુ આગળ ચાલતો હોઇ પોતે તેની પાછળ ચાલે છે. વ્યાઘ આદિ હિંસ્ર પશુઓ પાછળ પડયાં છે. ઘણો પ્રયાસ કરવા છતાં, જંગલમાંથી બહાર નિકળવાનો રસ્તો જણાતો નહતો. એટલે ઘણાજ બીહી જઇને જગન્નાથજીની સ્તુતિ કરી ત્યાં ચમત્કાર થયો કે પુર્વ બાજુથી એકદમ મોટો પ્ર-કાશ દેખાયો અને કોઇ તેજસ્વી મુર્તીએ પોતાને બો-લાવ્યાં જેથી હિંમત આવતાં આગળ ચાલવા માંડયું. છેવટે જંગલ પુરૂં થઇને સુર્યોદય થતાં એક ગામ ન-જરે પડયું એટલે પોતે ત્યાં બેસીને રસ્તો બતાવનાર-ની સ્તુતી કરવા માંડી, ત્યારે “ હું દરિયા કિનારે ર-હેનાર હોઇને તને તારનાર છું ” એમ ધ્વની સંભળાયો. એકદમ જાગીને તેણીયે જોયું તો ઉપરનું વાકય માત્ર તેણીના હૃદયમાં રમતું હતું આ વખતે સુર્યોદય થયો હતો અને તેના કિરણ બારીમાંથી ડોસીના બિછાના ઉપર પડયાં હતાં. વૃદ્ધ જુના વિચારની ડોસીને શ્રદ્ધા થઇ અને પ્રભાતનું સ્વપ્ન મિથ્યા હોયજ નહિ એમ તેણીએ धार्युं.

એ દિવસે જગતકિશોર બાબુની તબીયત જેવા

આવનાર પ્રત્યેક માણસને રાત્રીના સ્વપ્ન ની હકીકત
કહાવવામાં આવતી હતી અને સઘળાઓ તરફથી જગ
નાથજીની જાત્રાએ જવા સલાહ આપવામાં આવતી.

બીજે દિવસે શરદચંદ્ર કલકત્તેથી આવી પ
ચ્યો. તેને લતાગૌરીએ સ્વપ્નની હકીકત કહી સંભળા
જે સાંભળી તેને આશ્ચર્ય લાગ્યું લતા બોલી—' ભા
કેમ સ્તબ્ધ થયો ? આ કાંઇ અમસ્તું સ્વપ્નજ ન
પણ જગંનાથજીએ એ દ્રષ્ટાંત આપ્યો છે અને તે
અમે સઘળાએ ત્યાં જવા વિચાર કર્યો છે. તું જ
નાથપુરી અમારી સાથે આવીશને ? '

" પણ લતા બ્હેન ! જગતબાબુની તબીયત
ઘણી અશકતતા છે. અને તેમને આટલી બધી લાં
જાત્રાની મુસાફરીએ લઇ જવા, એ મને જરા ઠીક
ખાતું નથી. "

" ના. ના. જગંનાથજીની કૃપા હોય એટલે
ઇજ હરકત આવે નહિ. તેમના મનમાં પણ એ જા
એ જવાનું આવ્યું છે. અમો સાથે ધીરજ આપ
કોઈ મરદ માણસ જોઇએ, માટે તું જરૂર સાથે ચા

શરદ વિચાર ગ્રસ્ત બન્યો. પોતાના બનેવ
તબીયત સુધારવા અર્થે, હવા પાણી અને સારવા
મદદે પોતે આવેલ અને અહી આવી જોતાં તો

પાણી બાજુપર મુકીને ડોસીને લાધેલ સ્વપ્ના પ્રમાણે જુદોજ માર્ગ અખત્યાર થાય છે! તેથી તેને આશ્ચર્ય લાગ્યું.

જાત્રાએ જવાનો વિચાર તદ્દન માંડી વાળવામાં આવે એમ બનવું તો અશક્યજ હતું. પણ જરા તબીયત સુધારાપર આવે ત્યાંસુધીના માટે મુલતવી રહે તો-પણ સારૂં, એમ શરદચંદ્રનો વિચાર હતો. અને એ ચાવી બધી ડૅાકટરના હાથમાં હોય, જેથી તે બપોર પછી ડાકટરને મળવા ગયો. પોતાના બનેવીને દવા દારૂ કરવામાં ડાકટરે ઘણી સારી મહેનત લીધાનું શરદચંદ્ર જાણતો હતા. એટલે તેની મુલાકાત લઇ, તેનો અંતઃ-કરણ પુર્વક શરદચંદ્રે આભાર માન્યો.

ડાકટરે કહ્યું–" તેમાં શું ? અમારી તે ફરજ છે. જગતબાબુ કાંઇ વૃદ્ધ થયા નથી. એટલે તબીયત સુધરવાની આશા છે. વળી તેઓ ભલા માણસ છે. એટલે કોઇનેબી કાળજી રહેજ. "

" ડાકટર સાહેબ ! આપની દવા ચાલતી રહેશે, તો તો તેમને અવશ્ય ફાયદો થશેજ. પણ–"

" શું પણ ? આજે સવારે મારા જોઇ આવવા પછી કાંઇ વધારે ખરાબ માલુમ પડી છે ? " ડાકટરે ભીતીગ્રસ્ત બની શંકાશીલ ચહેરે સવાલ કર્યો.

"મહેરબાન! તબીયત કદાચ બગડે તેનો તો દવાથી ઉપચાર બની શકતે. પણ મુર્ખાઇના પરીણામોને કાંઇ દવાથી અસર થાય ખરી?"

"ત્યારે શું કંઇ પરેજીનો ભંગ કર્યો છે? છે શું? હું કાંઇબી સમજી શકતો નથી"

"ના. એમ પણ નથી. તેમના માતુશ્રીને સ્વપ્નમાં દ્રષ્ટાંત થયો, અને તેથી જગંનાથજીની જાત્રા કરી આવ્યેથી પોતાની તબીયત સુધરી જશે એમ મના મનમાં આવ્યું છે."

"શું જગંનાથપુરી જવા માગે છે? કેટલો લાંબો પ્રવાસ? ઠીક. પણ કયા રસ્તે જવા ધારે છે?"

"રેલવે કે સ્ટીમર રસ્તે નહી. પણ રાણીગંજથી બળદ કે ઘોડાની ગાડીથી પગ રસ્તે જગંનાથપુરી સુધી મુસાફરી કરવી એમ છે. સારી તબીયત હોતાંએ આવી લાંબી મુસાફરીમાં કંટાળો સ્વાભાવિક રીતેજ માણુસોને આવી જાય, ત્યાં સીક માણુસના વિશે શું પુછવું?
શરદચંદ્રે નીચે જોઇ હળવેથી આવેલ અશ્રુ બિંદુ લુચી નાખતા કહ્યું.

ડાકટર ખુરસીપરથી ઉઠીને તે રૂમમાં આમતેમ ટેહલવા લાગ્યો. બંગાલનો નકશો સામે ભીતપર ટાંગેલ હતો, તેપર રાણીગંજથી જગંનાથપુરી સુધી ગએલ સ

ડકપર આંગળી ફેરવી મનમાં કંઇ વિચાર કરતો ટેબલ પાસે આવ્યો. વૈદ્યક સંબંધના કેટલાક પુસ્તકોના પાના ચાલવીને પાછો તે શરદચંદ્ર પાસે ખુરસીપર આવી બેઠો.

"કેમ ડાકટર સાહેબ? આ મુર્ખતાભરેલ વિચાર માંડી વાળવો જોઇએ કે નહી? મારા સમજવા પ્રમાણે આ જાત્રા, વગર વિલંબે રોગીને કાળના પંઝામાં સપડાવી દે, એવો મને ભય લાગે છે." શરદચંદ્ર પાછો બોલ્યો.

"પણ—શરદચંદ્રબાબુ! મને તો હવે એમ વિચાર આવે છે, કે કદાચીત તેનાથી તેમને આરામ પણ થઇ જાય!"

શરદચંદ્ર–ચંદ્રના આશ્ચર્યનો પાર રહ્યો નહી. ત બોલ્યો—"શું શ્રદ્ધાથી ફાયદો થાય એમ? શું જુના હંબકને આપ મળતા થાઓ છો?"

"ના. તેમ મારૂં કહેવું નથી. રોગની પીડા કદાચ શ્રદ્ધાવડે દૂર થતી હોય, તો પણ એ વિચાર અમો ડાકટરો તો પાસ કરીએજ નહિ. પણ તમારા બનેવીને લગભગ બે માસથી હું દવા કરૂં છું. તેમની તબીયતનું નિદાન કરૂં છું પણ જેમાં જોઇએ તેવો ફાયદો મને દેખાતો નથી કેમકે અહીના મલેરીયા તાવજ એવા છે. અને તેથી રોગ કરતાં અશકતતા તેમનામાં વધારે છે.

તેને દવા કરતાં કુદરતી હવા પાણીના ફેરફાર વધારે સારી અસર કરે છે. જેથી ટુંક ટુંક માઇલો ૧૨ મુકકામો કરતા, બરાબર સારવાર સાથે કાળજી પુર્વક પ્રવાસ કરવામાં આવે, તો હવા પાણીના ફેરફારથી ચોકસ તબીયત સુધરે એમ મને અનુમાન થાય છે. વળી આ દિવસો પણ તેવા અનુકુલ હવાવાળા છે."

શરદચંદ્ર બોલ્યો.–"શું ત્યારે તમારી એમજ સલાહ છે?"

"હા. પણ તે તમે સાથે જાઓ તો. અને તોજ હું જવા રજા આપી શકું"

"સાથે જવામાં મને કાંઇ હરકત નથી."

"ઠીક. ત્યારે રાત્રીના વખતે તેમને વધારે પવન કુંકે નહિ, અને સ્વચ્છ હવા આવતી જતી હોય, ત્યાં સુવાડવા. ગરમ કપડાં પહેરાવવાં અને ઓઢવામાં પણ તેવાંજ રાખવાં. રાત્રે તો નહિજ પણ સુર્યનારાયણ અસ્ત થતાં પહેલાંજ મુકામ કરી દેવો. બીજાઓએ ફાવે તે વાહનમાં મુસાફરી કરવી. પણ જગતબાબુએ તો મીયાનામાંજ મુસાફરી કરવી."

"ડાકટર સાહેબ ! આપના ફરમાન પ્રમાણે બધી તજવીજ મારે રાખવી પછી કેમ?" શરદચંદ્રે

હિંમત આવી હોય તેવા ચહેરે કહ્યું.

"વળી બીજું ધ્યાનમાં રાખજો. ધણીની મરજી પુર્વક સારવાર તેની ધણીયાણી શિવાય બીજાથી થઈ શકેજ નહિ. અને તમારાં બહેન જેવી પતી પરાયણ સાધવી મારા જોવામાં કોઈ આવી નથી. માટે તમારી બહેન તમે અને જગતબાબુની માતુશ્રી એટલાંજ માત્ર માણસોયે સાથે જવું. બીજાનું કામ નથી. માત્ર નોકર ચાકર જોઇએ તેટલા ભલે સાથે રહે."

"ઠીક પણ ત્યારે તેમનાં ફઈબા ? વળી તેનાં માજીની મરજી તો કોઇ વૈદને સાથે રાખવાની છે. તેનું કેમ ?"

"છટ નોન્સન્સ. બિલકુલ નહિ. તેવી ગડબડ સાથે રાખવાનું કશું કારણ નથી શું સમજ્યા ? વધારે માણસોના ગરબરાડ અને ઘોંઘાટથી માંદા માણસની શાંતી હરાઈ જાય છે !"

"બહુ સારૂં ડાકટર સાહેબ આપની ભલામણ પ્રમાણે હું બધી વ્યવસ્થા કરીશ. મને ખુલાસો આપી મારા મનનું સમાધાન કર્યું એ માટે આભારી છું."

ડાકટરે ઉઠીને શરદચંદ્ર સાથે શેકહેન્ડ કરી જ ગ્નતાકશોર બાબુની તબીયત જગંનાથપુરીની જાત્રાથી

સુધરીને, પ્રથમ પ્રમાણે તે સાજા સારા થઇ જાય એમ ઇચ્છા દર્શાવતાં રજા આપી.

શરદચંદ્ર ડાકટરને ત્યાંથી ઉઠીને ઘેર આવ્યો. પોતાની બહેનને અને તેની વૃધ્ધ સાસુને ડાકટરનો અભિપ્રાય કહી સંભળાવ્યો. જેથી તે ધર્મશ્રદ્ધાળુ વૃદ્ધ ડોશીને ઘણોજ આનંદ થયો. મુરતનો દિવસ નકી કરી જગંનાથપુરી જવાની તૈયારી થઇ.



## પ્રકરણ ૧૫ મું.

# યાત્રાક્રમણ.

ગીતી

યાત્રાક્રમણ કર્યાથી, મનના તાપો સદૈવ જાયે છે;
વળિ સ્થળ માર્ગ વિવિધનું, જ્ઞાન વિશેષે ખુબીથી થાયેછે.

રાણીગંજથી જગંનાથપુરી જવાનો રસ્તો દક્ષિણોત્તર હોઇને તેની લબાઇ ત્રણસો માઇલની છે આવી જાતનો સારો રસ્તો હિંદુસ્તાનમાં એવા કોઇજ સ્થળે હશે આ માર્ગપર મોટા મોટા શહેરો હોઇને તે નજીક નજીક છે, આથમણી બાજુ ડુંગરાળો હોઇને ત્યાં શાલવૃક્ષના જંગલો છે વચમાં વચમાં ખેતરો હોઇને ખેડુતના ઝુપડાઓ પણ નજરે પડે છે, ઉગમણી બાજુની વસ્તી સુધરેલા હિંદુ–મુસલમાનોની હોઇને તેઓ વિવિધ પ્રકારના ધંધામાં મચી રહેલા જોવામાં આવેછે આથમણા ભાગમાં અનાર્ય સંતાળ લોકો જેવાઓની વસતી છે. ઉગમણી બાજુ બરદ્વાન, નડીયા, ઝેસોર ઢાકા. આદિ ઇતિહાસ પ્રસિદ્ધ શહેરો છે. જ્યારે આથમણા ભાગમાં છોટાનાગપુરનો ડુંગરવાળો પ્રદેશ અને ઓરીસા પ્રાંતના ન્હાના ન્હાનાં સંસ્થાનો છે. ટુંકમાં રાણીગંજથી જગંનાથપુરીનો રસ્તો એટલે ડુંગરવાળે અને સપાટ પ્રદેશ તથા જંગલી માણસો અને સુધરે

વસતી એ બન્ને વચ્ચેની મર્યાદાનીજ રેષા છે એમ કહેવું અનુચિત નથી.

આ નિકળેલ મંડળમાં જગતકિશોરબાબુ જ્યારે એક મીયાનામાં બેઠેલા હતા. ત્યારે બીજા મીયાનામાં જગતકિશોર બાબુની માતા અને પત્ની બેઠાં હતાં, તથા શરદચંદ્રે ઘોડાપર સ્વારી કરી હતી. બે બળદ ગાડીઓ હતી. જેમાં નોકર ચાકર અને ઠામ વાસણો વિગેરે હતાં, રાત્રીના વખતે આ બળદ ગાડીઓ આગળ રવાના કરવામાં આવતી, અને મુકામની જગાપર જઇને પાછળથી આવનારાઓને માટે જોઇતી તજવીજ તેમાંહેના નોકર ચાકરો કરી રાખતા હતા. રેલવે થતાં અવલ શ્રીમાન લોકો એવીજ રીતે પ્રથમ પ્રયાસ કરતા અને જ્યાં હજુ રેલવે નથી, ત્યાં આજરીત ઉપયોગમાં આવે છે, ગરીબ લોકો પગે ચાલતાં જઇને રસતાપર અમુક ઠેકાણે જ્યાં દુકાનો હોય છે ત્યાં રાત્રી નિવાસ કરે છે. જ્યાં મુસાફરોને ખાવાપીવા તથા ઉતરવાની પણ સગવડ કરી આપવામાં આવે છે. અને રોજ માણુસદીઠ ત્રણેક આના ખરચ માટે બસ થાય છે.

રાણીગંજથી બે માઇલ ચાલ્યા એટલે આપણુ જાત્રાળુ મંડળ દામોદર નદીના તીરે આવી પહોચ્યું તે પશ્ચિમના ડુંગરોમાંથી નિકળીને બંગાલના ઉપસાગરને ભળે છે, ઉત્તરબાજુ પાકા બંધારા બાંધીને બરદ્વાન સરખા શહેરોને આબાદ કરવામાં આવ્યા છે. જ્યારે

દક્ષિણ બાજુ તેવી કાંઇ પણ કારી નહિ ફાવવાથી ચો માસાના પુરને લઇ જ્યારે પાણી વધે છે, ત્યારે ઘણા નાના સુના ગામડાઓ બિચારાં નાશ પામે છે. વરસાદ ના દિવસમાં પ્રબળ વેગ કરનારી, અને ઘણે દૂર સુધી પાણીનાપુરથી પ્રલય વરતાવી મુકનારી, તથા ચોમાસા-બાદ એકાદા નાનકડા વહેળા પ્રમાણે શુષ્ક રેતીમાંથી શાંતપણે વહેનારી આવી નદીઓ એટલે હિંદુસ્તાન માંહેના એંજીનીયરો અને જોખમદાર અમલદારો પામે મુકાતા અનેક મોટા સવાલો માહેનો એક મહત્વતા ભરેલો પ્રસ્નજ છે!

શિયાળાની મોસમ હતી, એટલે આ નદી ઉપરથી પસાર થતાં આપણા જાત્રાવાસી મંડળને હરકત ન આવી. નદીની બન્ને બાજુ રેતીના પટ મેદાન હતાં અને નદિના મધ્ય પ્રદેશમાં માત્ર જરા ઉંડા પાણીનો પ્રવાહ વહેતો હતો. અને ત્યાં માત્ર હોડીનો ઉપયોગ થતો.

જગતકિશોર બાબુ કેટલીએ મુદ્દતથી પોતાની ખોલી બહાર નિકળ્યા ન હતા. તેમને આ સ્વચ્છ હવા અને બાલ–રવિના સૌકય કિરણો જોઇ ઘણો આનંદ થયો. અને પોતાની તબીયત હવે સુધરતી જાય છે. શક્તી આવવા લાગી છે એમ તેમને જણાવા લાગ્યું. આ જોઇને લતા તથા તેણીની સાસુને શ્રીજગંનાથજી ll

આ જાત્રા સફળ થશે એમ શ્રદ્ધા બેઠી. રસ્તામાં નવું નવું જોવાનું મળતું હતું. નદી તીરનાં ઝીણી રેતી ચમકતી હતી તેના મેદાન, લીલી કુંજાર વનશ્રીના અરણ્યો તેમાં વિવિધ પક્ષીઓનો થતો કલરવ, પશ્ચીમ તરફ ઊંચો નીચો લાંબી નજર સુધી દેખાતો પ્રદેશ, આદિ સર્વને આનંદ દાયક જણતું હતું કેમકે સૃષ્ટીનું સૌંદર્ય ત્રાસ પામેલ હૃદયને બહુ શાંતી આપે છે. ' જગંનાથ પુરીનું શ્રેષ્ઠ તીર્થ આપણે જોઇશું, જગંનાથજીના પવિત્ર દર્શનનો લાભ લઇશું, ' એવી રીતે સઘળાના મન પ્રફુલીત અને ઉત્સાહપુર્ણ થયાં હતાં.

શરદચંદ્રબાબુનું ઘોડું જગતકિશોરબાબુના મીયાનાની પછાડી ચાલ્યું હતું. આ પ્રવાસી મંડળમાં શરદચંદ્રને જેટલું વિશ્રાંતી સુખ મળતું હતું તેટલું કોઇને પણ મળ્યું નહતું. શરદચંદ્રની મનોવૃત્તી ઉમદા હતી. પણ એકવાર તેના મનમાં કોઇ વિચાર ઉત્પન્ન થઇ તેની છાપ પડી, એટલે તે કારમીક ખસતી નહુતી. તેથી તેના મનમાં હાલમાં જે એક આતુર ઇચ્છાની સજડ છાપ બેઠી હતી, તે દ્રષ્ટી આગળ તર્યા કરતી હતી. આ એકાંતમાં તેને સ્વેચ્છાનુ સાર શાંતપણાથી વિચાર કરવાની ઠીક તક મળી આવી હતી. પળે પળે તેને સુધાની રમણીય અને મનોહર મુર્તી દ્રષ્ટીગોચર થતી હતી. સુધા સાથે બાંધવા ધારેલ સ્નેહમાં તેની માતા તરફથી અનુમોદન મળશે કે કેમ? એ તેના મનમાં

મોટો સવાલ થઇ પડયો હતો. પણ સુધાનાજ વિચાર તેના મનમાં રમ્યા કરતા હતા. તે પોતાની હૃદયસ્થ સુધાદેવીની માનસિક પુજા કરતો, પોતાના અંતઃકરણ મંદીરમાં તેણીની સ્થાપના કરતો તે મીયાનાના પછવાડે ચાલતો હતો.

રાણીગંજથી પંદર માઇલ ઉપર ગંગાજલઘાટી નામનું એક ગામડું છે. ત્યાં આ મંડળે મુકામ કર્યો. શરદચંદ્ર ઉતર્યો અને તેણે જગતકિશોરબાબુને મીયાનામાંથી નીચે ઉતાર્યા. લતાએ બિછાનાની તૈયારી કરી, પોતાની સાસુને પાસે બેસાડી, પોતે રંધાવવાની તજવીજ કરી વ્યાળુ આટોપીને રાત્રે નવ બજે સર્વ નિદ્રા દેવીને આધીન થયાં. પ્રવાસને લીધે જગતકિશોરબાબુને પણ આજે ઠીક નિદ્રા આવી. કેમકે ખુલ્લી હવા અને શ્રમનો લાભ આજે તેમણે લીધો હતો.

બીજો દિવસ ઉગ્યો. ઘાસ અને તરૂલતાંઓ ઉપર હિમબિંદુઓ ચમકવા લાગ્યાં. સવારની ઝાકળ વિખેરાઇ સ્વચ્છ તડકો પડયો હતો. એટલે પ્રવાસી મંડળે પાછો પોતાનો પ્રવાસ શરૂ કીધો. ગંગાજલઘાટી મુકયા પછીનો માર્ગ ઉંચો નીચો હતો. વચમાંથી સપાટ પ્રદેશમાં કમોદના ખેતરો વવાએલ હોઇને, ચોખાની લુમોથી છોડ લચી પડયા હતા. બીજી જમીન ડુંગરાળ પથરવાળી હતી. બાજુમાં ઘણા મોટાં વીસ્તીર્ણ જંગ-

લો પણ આવતાં. જેમાં ગાયો ભેંસો બકરાં વીગેરેના ટોળેટોળા ચરતાં હતાં. ન્હાના વાછરડાઓના ગળામાં બાંધેલ ટોકરાઓનો ધ્વની, બહુ મંજુલ અને આનંદદાયક લાગતો હતો. વચમાં વચમાંથી ન્હાનકડાં ગામડાંઓ આવતાં, અને વચમાં ખેતી કરનારાઓના ઝુપડાં તથા વાડીઓ જોવામાં આવતી. સડકની બાજુપર થોડા થોડા અંતરે દુકાનો પણ આવતાં જ્યાં પ્રવાસીઓને નિત્યનિર્વાહને માટે જોઇતી સામુગરી મળી શકતી હતી. આથમણા ભાગમાં સુમારે પંદર માઇલના છેટે એક ડુંગરનું શીખર દેખાતું હતું. અને તેનીએ પેલીમેર ઉંચા પર્વત જણાતા કે જે ક્ષીતીજ સપાટીને અડકી રહેલા છે, એમ પ્રથમ દર્શનીક રીતે જોતાં જણાતું.

ત્રણ કલાક ચાલ્યા પછી આ પ્રવાસી મંડળ દારૂકેશ નદીના કિનારે આવી પહોંચ્યું એ નદી પણ પશ્ચિમ ઘાટમાંથી નીકળીને હુગળી નદીને મળતી હતી. તેનો પટ મોટો ન હોવાથી તે ઓળંઘી જવામાં બીલકુલ કઠીણ ન પડયું. નદી ઉતરીને બાંકુરા શહેરમાં તેઓ આવ્યા. એ બાંકુરા જીલ્લાનુંજ મુખ્ય શહેર છે. અહી જગતકિશોરબાબુની પિછાન હોવાથી એક સારી હુવાવાળા બંગલામાં, તેમના એક અત્યંત લાગણીવાળા મિત્રે ગોઠવણ કરેલ હોવાથી સઘળાંએ ત્યાં રાત્રીવાસો કર્યો. જેમ જેમ દિવસ જવા લાગ્યા, તેમ તેમ જગતકિશોરબાબુની તબીયત વધારે વધારે ઉત્તમ થતી ચાલી.

---

## પ્રકરણ ૧૯ મું.

# જીર્ણ દુર્ગ.

હરિગીત.

ચડતી અને પડતી દશાઓ મનુષની જયમ થાય છે,
પશુ પંખિને કીલ્લા તણી જંગલ સ્થિતી બદલાય છે,
ઉન્નતિ અને અવનતિ તણો દસકો ન મુકે કોઇને,
મહિપતિતણા વંશીય પણ દસકો ગુજારે રોઇને.

ત્રિજે દિવસે પાંચ કલાક પ્રવાસ કર્યા પછી આ જાત્રાળુ મંડળ વિષ્ણુનગરીમાં આવી પહોંચ્યું. વિષ્ણુનગરી પુર્વે એક નાનકડા રાજની રાજધાનીનું શહેર હતું. પણ હાલમાં તે તદ્દન નાનકડું ગામડું થઈ પડયું છે. પ્રાચીન કિલ્લો તો જંગલની ઝાડીમાં અલોપ થએલ જણાય છે. તેની ફરતી ખાઇ ઝાડ અને પાલાઓથી ઢંકાઇ ગએલ હોઇને, પ્રાચીન સમયના દેવાલય અને મહલોની અત્યંત શોચનીય સ્થીતી થઇ છે. તે તદ્દન ત્રુટી પડયાં છે. વચમાંથી માત્ર જુના બુરજ અને દરવાજાનો ભાગ ઉંચો ઉભેલો જણાય છે.

આ ગામડામાં ન્યાયનું કામ એક હિંદુ માજીસ્ત્રેટને સુપ્રત હતું. ખરદ્ધાન જ્યારે જગતકિશોરબાબુ હતા, ત્યારે તેની સાથે તેમની સારી પિછાન હતી. પો-

તાના કુટુંબ સાથે આ પ્રસિદ્ધ જહાગીરદાર જગંનાથ-પુરીની જાત્રાએ જાય છે, એમ તેના જાણવામાં આવતાં, તે પોતાને ઘેર તેમની સઘળી સગવડ કરી લઈ ગયો. સ્ત્રીયોના માટે એક, માંદા માટે એક, એમ બે ખોલીઓ કાઢી આપી. શરદચંદ્રને માટે પોતાની કાલેજ સુવા બેસવાનું રાખ્યું.

સાંજના ચાર બજે માજીસ્ત્રેટ શરદચંદ્રને લઈ બહાર ફરવા ગયા. તેણે શરદશંદ્રને કિલ્લાનો ભાગ કેટલોક બતાવ્યો. એક સમયે એ મોટું શહેર હોઈને તેના ફરતો સાત માઈલ પહોળાઈનો ગઢ હતો, વચમાં બુરજ હતા. ગઢની અંદર કિલ્લો હતો. અને કિલ્લામાં દારૂગોળો અને અનાજની ખાણો રહેતી. અત્યારે ઘણી ઝાડી વધી ગઈ છે. એક ઠેકાણે મોટી તોપ પડેલી છે. એ તોપની લંબાઈ બારફુટ સાડા પાંચ ઈંચ હોઈને મોઢું સવા અગીયાર ઈંચ હતું. તેનો અરધો ભાગ રેતીમાં પુરાએલ જેને કાટ સરખો પણ ચડયો નથી. તેમ તેમાં કંઈ ખરાબી કે ખામી નથી.

જંગલના રસ્તેથી મુખ્ય દરવાજે થઈ શરદચંદ્ર અને માજીસ્ત્રેટ અંદરના કિલ્લામાં દાખલ થયા. જ્યાં અંદર એ પુરાતની રાજકુટુંબ માંહેનો એક બુઢો આદમી તેમને મળ્યો. કેટલાએ વરસો સુધી આ કુટુંબે અહીં રાજ કર્યું હતું પણ હવે એ રાજકુટુંબનો સમુળ

નાશ થઇને, તે બિચારા પોતાના ગરીબ વંશજને જો-ઈને તેના પુર્વજો સ્વર્ગમાંયે દુખ કરતા હશે! વિષ્ણુ-નગરીની જમીનદારી હવે બીજાના હાથમાં ગએલ હો-ઇને, તેમના તરફ આ વંશજોને ગરીબ દીન ચહેરે જો-વાનો વખત આવ્યો હતો! બ્રિટીશ સરકારે એ રાજકુ-ટંબના માણસોને નોકરીપર ચડાવેલ હોઇને તે બિચારા સવાર સાંજ પોતાની નિયમીત નોકરી બજાવતા. અને સરકારે એટલી એ પોતાપર મહેરબાની કરી એ માટે કૃતજ્ઞતા પુર્વક તેમને દુવા દેતા હતા. “ **કાલાય તસ્મૈ નમઃ** ” બીજું શું ?

તેને જોઇને શરદચંદ્રના મનમાં તેઓના માટે ઘણી દયા આવી. તે દિવસે ‘ અમારે ત્યાં રાત્રે જમવા આવજો ’ એમ માજીસ્ત્રેટે તેને કહ્યું. ત્રણ દિવસના પ્ર-વાસમાંજ જગતકિશોરબાબુની તબીયત ઘણી સુધરી. શરદચંદ્ર, માજીસ્ત્રેટ અને એ રાજવંશી ગૃહસ્થ જયારે ઉતારે આવ્યા, ત્યારે જગતકિશોરબાબુ એક આરામચેર પર બેઠા હતા. તેમણે આ મંડળને જોયા બરાબર કહ્યું “ કીલ્લાપર જંગલમાં થઇ જવાની મારામાં જો કે શક્તી નથી, પણ તેનો ઈતિહાસ સાંભળવાની મને ઘણી ઇચ્છા છે. આવી રીતે પોતાની પ્રાચીન વૈભવી સ્થિતીની સાક્ષી આપનાર બંગાલમાં ઘણાં થોડાં કુટુંબ હશે! ”

“ આપ કહો છો તે ખરૂં છે. આપે આપની મોટાઇને શોભે એવુંજ કહ્યું. પણ અમારો કિલ્લો અને

ગઢ તથા બુરજ ઘણાંજ જીર્ણ સ્થિતીમાં છે. ” રાજ-વંશીએ સભ્યતા પુર્વક જવાબ આપ્યો.

“ આજે કદાચ તે ખંઢેરની સ્થિતીએ પહોંચ્યાં હોય, તોપણ તે તમારા પ્રાચીન વૈભવના એક સ્મારક તરીકે છે. મારા એવું સાંભળવામાં આવે છે, કે બસો વરસ પહેલાં બંગાલના નવાબના વખતમાં બરદ્વાન, બીરભુમ અને વિષ્ણુનગરીના રાજ્યો બલિષ્ઠ હતાં. વિષ્ણુ નગરી કાંઇ ન્હાનું સુનું રાજ નહતું. ”

“ તે વખતે તેમ હતું ખરૂં, અને વળી એમ જોતાં તો વિષ્ણુનગરી કરતાં બરદ્વાન અને બીરભુમ પાછળથી બંધાયેલ રાજ્યો હતાં. મુળના નહિ ”

“ ત્યારે તો તમારૂં રાજકુટંબ આધકાલીન કહી શકાય તમને તેનો બધો ઇતિહાસ ખબર હશે. તો એ તમારા મોંઢેથીજ સાંભળવાની મારી મરજી છે.”

“ મહાશય ! તે ઘણો મોટો છે. અને વળી અમારી મોટાઇ મારે પોતાનેજ ગાઇ બતાવવી એ ઠીક નહિ. ”

“ ના ના તે ઇતિહાસ તમારે મોઢેથીજ તમારે કહેવો પડશે. કેમકે મને માંદા માણસને તેટલો વખત ગમત મળશે, અને એટલામાં તમારી જમવાની પણ વખત થશે. માટે કહોજ ”

આપણા એ રાજવંશીય ગૃહસ્થને એ વાત ક- હેવાનો વિચાર તો હનોજ અને આજસુધી તેણે ઘણા ઓ પાસે એ વાતો કીધીયે હતી. જગતકિશોર બાબુ ખુરશીપર પડયા પડયા સાંભળવા લાગ્યા. શરદચંદ્ર ઘડી પહેલાં કિલ્લો વિગેરે જોયું હતું વળી તે વિદ્યાર્થી સ્થિતીમાં હતો એટલે ઉત્સુકતાથી તે સાંભળવા બેઠો. અને જગતકિશોર બાબુની માતુશ્રી અને વહુ પણ પા સેનીજ એક ખોલીમાં ચક નંખાવીને સાંભળવા બેઠી.

તે રાજકુટંબીય બોલ્યો—" અમારા રાજકુટંબનો જે ઇતિહાસ છે, તેમાં કલ્પીત અને અદભુત વાતોનું કેટલુંક મિશ્રણ થએલું જણાય છે. પણ તેમ નથી, અમારા દફતરમાં જે હકીકત નોંધાયેલી છે, તેજ હું કહીશ, પછી તેમાં ખરી હકીકત કેટલી અને કલ્પીત કેટલી એ તમને ભાસે તેમ સમજજો—કેટલાંએક વરસો વીતી ગયાં. મથુરા તરફનો એક રાજ્યાધિપતી જગંનાથજીના દર્શન કરવા આ તરફ આવેલ અને તે જાત્રા કરી પોતાના દેશ તરફ પાછો જતો હતો. એટલામાં તેની રાણી આ જંગલના પ્રદેશમાં ગુમ થઇ તે એક- લીજ રસ્તો ભુલી રહી ગઇ તેની સાથે દાસ દાસી કોઇ નહતું. અને તે સગર્ભા હતી. તે જંગલમાંજ પ્ર- સુત થઇ અને એક પુત્ર રત્નને જન્મ આપ્યો, પછી તે મ્રત્યું પામી તે કયાં આગળ અને કેવી રીતે મરણ પામી તેની માહિતી કોઇને મળી નથી. તે રાજકુમાર

એક ખેડુતને હાથ લાગ્યો, અને તેણે તેનું પાલન કર્યું તે જરા મોટો થયો એટલે એક બ્રાહ્મણે તેને પોતાની ગાયો ચારવા માટે પોતાને ત્યાં નોકર રાખ્યો– તે છોકરો બીજા ગોવાળીયાઓ સાથે ગાયો ચારવાનું કામ કરતો, એક દીવસ તે રસ્તો ભુલ્યો અને ઘણો થાક્યો હોવાથી ત્યાં જંગલમાંજ આડે પડખે થતાં નિદ્રાવશ થયો. તેની તપાસ માટે માણસો ગયાં ત્યારે તે એક મોટા વૃક્ષની છાયાતળે સુતો હોઇને તેના માથાપર મોટા ફણીધરે પોતાની ફણાનું છત્ર ધર્યું હતું. તે તેમના જોવામાં આવ્યું એ જોઇને તે કોઈ છત્રપતી રાજા થશે એમ સહુએ અનમાન કર્યું.

" તેનું નામ રઘુનાથસિંહ અહિનો પ્રથમનો રાજા દેવલોક પામ્યો ત્યારે તેનો અંતવિધીનો પ્રસંગ જોવામાં ઘણા માણસો ભેળા થયા હતા. તેમાં રઘુનાથસીંહપણ હતો, એ ગરદીમાં રાજનો હાથી આગળ આવીને રઘુનાથસીંહને પોતાની સુંઢવડે ઉચકીને પીઠપર બેસાડી દરબારમાં રાજગાદીપર લઈ જઈ મુકયો. પ્રજાવર્ગે આનંદ પ્રદર્શીત કર્યો. મંત્રી વર્ગ અને સરદારે એ તેનેજ પોતાનો રાજા માનીને તેને આદીમલ્લ એવું નામ ધારણ કરાવી રાજ્યાભિષેક કરાવ્યો. "

આ ઇતિહાસ કથન મોડી રાત્રી સુધી ચાલ્યું હતું. તેણે પોતાના એક કુટુંબમાં થએલ જુદા જુદા રાજાઓ, તેમણે જીતેલી જુદી જુદી લડાઈઓ, સરહદ

ઉપરના રાજાઓનો કરેલ પરાભવ, પોતાનું રાજ કેવી રીતે વધાર્યું તે વગેરે હકીકતો સંપુર્ણ કહી. વળી તે બોલ્યોઃ– "આ સઘળો પ્રદેશ તે માંહેના જુદી જુદી જાતનાં જંગલી લોકો, અને એ મોટા જંગલોપર વિષ્ણુ નગરીનાજ રાજાની સત્તા હતી, કેટલાએ સૈકા વીત્યા પણ તેમની સત્તા કાયમ ટકી રહી હતી, બંગલા ઉપર અફગાન લોકોનો અમલ હતો. પણ સરહદ ઉપરના આ રાજ્યપર તેમની સત્તા નહતી. અને વિષ્ણુ નગરીમાં કોઇ દીવસ પણ પઠાણ લોકોનું નિશાન ફરક્યું નથી. મોગલોની રાજ્ય સત્તા પ્રબળ હતી, તેને લઈ બંગાલના સુબેદારને માત્ર વિષ્ણુ નગરીના રાજા ખંડણી આપતા હતા. પણ મોગલોનું સામ્રાજ્ય જ્યારે લય પામ્યું, ત્યારે પાછી સ્વતંત્રતા ભોગવવાની આ સરહદ પરના રાજ્યને તક મળી."

"અઢારમા સૈંકામાં ફરી આ રાજપર ધાડ આવી દક્ષીણમાં મરાઠાઓનું રાજ્ય પ્રબળ અને પ્રતાપી થયું, ત્યારે નાગપુરના રઘુજી ભોસલેએ બંગાલનો સુપિક પ્રાંત કબજે લેવાને આ ડુંગરી પ્રદેશમાંથી પોતાની ફોજ મોકલી. અમે તેની સામે લડાઇઓ કરી. જ્યાં ત્યાં અમારા સિપાઇઓને–તેમને અટકાવવા ડુંગરની ગાળીઓમાં રાખવામાં આવ્યા. તે વખતે જ્યાં ત્યાં ઝપાઝપી ચાલતી અને આ આખો વન પ્રદેશ પ્રચંડ રણગર્જનાઓ વડે ગાજી ઉઠતો. રઘુજીનો પ્રસિદ્ધ સેનાપતી ભાસ્કર

પંડિત આખરે વિષ્ણુ નગરીના દરવાજાપર આવી પહોંચ્યો. દરવાજા અમોએ બંધ કરી બુરજ ઉપરથી તો અમોએ મારો શરૂ કર્યો. જેમાંની એક તોપ હજુ ત્યાં જંગલમાં દટાએલી પડી છે. અને તેને હીધેજ એ ભાસ્કર પંડિત મરાયો. પણ મરાઠાઓ મોટા જબરજસ્ત હિંમતવાન તેમના સવારો આમ તેમ દોડધુમ મચાવી રહયાજ હતા. અમારા માણસો જાણતા નહતા તેવા ડુંગરના ગુપ્ત રસ્તાઓ ખીણો પહાડોની તેમને માહિતી હતી. પિશાચ્ચની માફક તે કયારે આવતા અને કયારે અલોપ થઇ જતા, તેની ખબર સરખી પણ પડતી નહિ તોપણ એવા જબર દુશ્મનો સામે અમે અમારો બચાવ કરતા હતા. પણ આ મરાઠા એકજ દુશ્મન અમારા માટે નહતા, બરદ્વાનના રાજા સાથે પણ અમારે ટંટો હતો. તેની સાથેએ ઝપાઝપી શરૂજ હતી. તેણે આ સમયનો લાભ લઈ, મરાઠાઓને મળી અમારી લાંબા વખતની સત્તા નષ્ટ કરી નાંખી. વિષ્ણુનગરીનો કેટલોક ભાગ બરદ્વાનના રાજમાં; અને બીજો કેટલોક અન્ય નાના રાજસ્થાનમાં વહેંચી નાખ્યો. સાંપ્રત અમારા રાજ ચિન્હ તરીકે તો જુનો કિલ્લો અને પુરાતની ખલાએલી ઇમારતોજ માત્ર રહ્યાં છે!"

શરદચંદ્ર સઘળી વાત લક્ષપુર્વક સાંભળતો હતો જગતકિશોર બાબુ નિદ્રીત થયા હતા.

---

## પ્રકરણ ૧૭ મું.

# મિદનાપુર મુકામ.

ગીતી.

વિદ્-તા નૃપ સ-તા, જગમાં કદિએ સમાન ના થાયે,
નૃપ નિજદેશ પુજાતો, પણ વિદ્વાનો બધેય પુજાએ.

જીર્ણદૂર્ગ પછી બે દીવસે જગતકિશોર બાબુ તથા સાનેનું મંડળ મિદનાપુર આવી પહોચ્યું. મિદનાપુર એ જીલ્લાનું મુખ્ય શહેર છે. મિયાનાવાળા ભાઇયો પોતાના જાતિ સ્વભાવ પ્રમાણે કોઇ ગાયન ગણગણતા શહેરના દરવાજામાં આવી પહોચ્યા. એટલામાં બાજુના એક ખંચામાંથી પાંચ છ જણ મલ્લ જેવા લઠ માણસો દોડી આવ્યા, અને મીયાનાવાળાઓને ઉભા રહેવા કહ્યું. તેમના તે મજબુત શરીરો, ભયાનક ચહેરાઓ અને હાથમાં લીધેલી મોટી લાકડીના ડંડાઓ જોઈ ને તે કોઈ લુટારાઓ હોય એમ પ્રથમ તો જણાયુ પણ તેમ નહતું એ મીદનાપુરના પ્રમુખ ગ્રહસ્થ બાબુ વિપીન વિહારીદ-ત તરફથી આપણા જાત્રાળુ મંડળનો સામાન વીગેરે ઉચકવા માટે મોકલેલા મજુરો હતા.

બરદ્વાનના જગતકિશોર બાબુ અને મીદનાપુરના વિપીન વિહારી બાબુ એક બીજાને નામથી જાણુતા હતા તે બંને કાયસ્થ હતા, એટલે એક બીજાનો નિકટ સં

બંધ હશે એમ તે ધારતા હતા. બંને મોટા અને સર ખા દરજ્જાના હતા એટલે સ્નેહ વધે તે પણ સારૂં એમ તેમની માન્યતા હોય એ સ્વાભાવિક છે. જગતકિ શોર બાબુએ પોતાનું મુકામ અમુક દીવસે મીદનાપુર થશે અને પોતા સાથે અમુક મંડળ છે, માટે મહેરબાની કરી બંદોબસ્ત કરવા અગાઉથી લખેલ હતું. અને તે અનુસારજ પરોણાઓને તેડી જવા તેમણે પોતાના મા- ણસોને રસ્તાપર આગળ મોકલ્યાં હતાં.

વિપીન બાબુ ડેલીપર બહાર આવ્યા અને જ- ગતકિશોર બાબુને મીયાનામાંથી નીચે ઉતારી લીધા. તેમ દાસી મંડળને કહી જગતકિશોર બાબુની વહુ તથા માતુશ્રીને તેમના માટે સવડ કરી રાખેલ ઓાલીચોમાં લઈ જવા કહ્યું સઘળાઓ હાથ પગ ધોઇ વિશ્રાંતી લઇ જરા નાસતો પાણી કરી લીધાં એટલામાં સંધ્યાકાળ થઈ રાત્રી પડી, અને બતી થઈ વિપીનબાબુ પરોણાઓનો આદર સત્કાર કરવામાં બહુજ ચતુર અને પ્રેમાળ વૃતી ના હતા. તે પાછા સંધ્યાકાળ થઈ એટલે સ્ત્રી મંડળ બેઠું હતું ત્યાં આવ્યા. અને પછી જગતકિશોર બાબુ તથા શરદચંદ્ર પાસે જઈ ત્યાં પણ કેટલીક વાતો ચીતો કરી.

જગતકિશોર બાબુની માતાને ઉદ્દેશી વિપીન બાબુ બોલ્યા–" જગન્નાથપુરીની જાત્રાએ જતાં રસ્તામાં અમારા ઘેર આવ્યાં, એ જોઇને માજી ! મને ઘણોજ

આનંદ થાય છે. તમારા પુત્ર જગતકિશોર બાબુની બર દ્વાનમાં બહુ કીર્તી છે, એમ મારા સાંભળવામાં આવતાં તેમનો પ્રત્યક્ષ મેળાપ ક્યારે થશે ? એમ મને થયું હતું સુભાગ્યે તેઓ પોતેજ મારા ઘેર આવ્યા. હવે આવ્યાં છો તો થોડા દિવસ અહીંજ શાંન્તીથી રહો. આ ઘર તમારૂંજ છે. જુદાઈ જાણવાની નથી. ”

રીતી પ્રમાણે પરાયા માણસો સાથે બોલતાં મો ટાપરથી બુરખો લઇ તે બોલ્યાં “ જુદાઇ તો નથીજ એ વાત સાચી છે. તમોને મારા જગતબાબુની જેવાજ સમજુ છું, તોપણ નિષ્કારણ તમને હલાકીમાં ઉતારવા મારી ઇચ્છા નહુતી. એક રાત્રીજ રહેવું હતું એટલે ત. મારા પાડોશમાં કોઈ સ્થળે ગોઠવણ કરશો એવી મારી ધારણા હતી. ”

“ શું આપની ગોઠવણ બીજી જગોએ કરત એમ ? માજી ! તમ સરખાં કોઈ દીવસ ન આવનારાં માણસ અમારા શહેરમાં નહિ આવે અને તે ભાડાનુ ઘરમાં રહે ! એ કેમ શોભે ? જ્યાં સુધી રહેવાનું નાનુ મોટુ મારે ઘર છે, અને સુકો પાકો રોટલો મળે છે, ત્યાં સુધી તો જગતકિશોર બાબુ અને તેની માતુશ્રી બીજે સ્થળે રહે તો તે જન સમાજની દષ્ટિએ મારા કુળની આબરૂને બટ્ટોજ બેસે તો ! ”

“ ઠીક ત્યારે તમારી મરજી વિરૂદ્ધ અમારાથી

થવાય છે ? હવે જગન્નાથજી જઈએ છીએ, ત્યાં પ્રભુ કૃપાથી અને તમારા સરખાના આશીર્વાદે તેની તબીયત સુધરે એટલે થયું ! "

" માજી ! જગતકિશોર બાબુને ખાત્રીથી સુખ પ્રાપ્ત થશે. પ્રથમની માફક તેમની સારી રીતે તબીયત સુધરી જશે. અને પાછી બરદ્વાનમાં પ્રથમ કરતાંએ સારી કીર્તી સંપાદન કરશે. તમારી સાથે આ શરદચંદ્ર છે, તેપણ ઘણો ગુણવાન નિવડશે. તેને હું જોઉં છું ત્યારે મારા ભાઇ ક્ષીરદની મને યાદ આવે છે. બંનેની ઉમર સરખી હોઈને, સ્વભાવે પણ તેવોજ દિલદાર અને આનંદી છે. ઘણું કરી કલકત્તામાં બન્નેની પિછાન થઈ હશે. "

ડોસીમા બોલ્યાં–" બન્નેનું પ્રભુ કલ્યાણ કરે. તમારા કહેવા પ્રમાણે ખરેજ શરદચંદ્ર બહુ ગુણવાન છે. પેટનો દીકરો કે સગો ભાઇ હોય, તેથી તે આ મુસાફરીમાં અમારી ફિકર રાખે છે. પણ જે હોય તે ખરૂં ! કે કલકત્તે છોકરા જાય એટલે બગડેજ. કોલેજના છોકરાઓને–શું કરવુંઅને શું ન કરવું એનું ભાનજ રહેતું નથી. તમારો ભાઈ વિલાયત ગએલ છે, તે શું આવશે ત્યારે જાતી ભ્રષ્ટજ ને ? હાલના સમયમાં જાતી અને ધર્મ તો રહ્યાંજ નહિ ! ઓ પ્રભુ ! આ કળયુગમાં શું થશે અને શું નહિ ? એ કહિ શકાય નહિ. મારે શું ? હવે દસ ગયા ને પાંચ રહ્યાં જેવું છે ? "

" માજી ! તમે અમસ્તાં વિચાર કરીને મનને

માળો નહિ. ગમે ત્યાં અને ગમે ત્યારે યુવાનો તો તો થોડા ઘણા ઉચ્છૃંખલ હોવાનાજ. અને તે પોતાની મરજી પ્રમાણે વરતવાના પણ તે જો સદાચરણથી વરતે, તો પરમાત્મા તેની ઇચ્છા પુરી કરેજ. માજી! શરદચંદ્રની કીર્તી સાંભળવા તો તમે જીવશોજ. અને આ તરફ અમારો ક્ષીરદ સારી જગોપર ચડશે, તે જોવાને મારી માતા પણ રહેવાનાજ."

"શરદચંદ્ર અને તમારા ક્ષીરદને પ્રભુ સાજા નરવા રાખે અને તેમનું કલ્યાણ કરે ભાઇ!" ડોશીયે પ્રેમ બતાવતા કહ્યું.

"માજી! પણ તમે હવે થોડા દીવસ અહીં રોકાઓ એમ મારી ઇચ્છા છે. કેમકે તમો રાણીગંજથી પ્રવાસ કરતાં આવો છો, અને હજુ જગંનાથપુરી જવાનું એટલે તે પુષ્કળ દૂર છે."

"હા તે ખરૂં પાંચ દિવસથી સરખો પ્રવાસ ચાલી રહયો છે પણ અમારે ઉતાવળથી આખર મુકામે પહોચવુંજ જોઇએ. માટે આવતી કાલે સવારેજ અમારા જવાની તૈયારી રાખજો અમે વહેલાં નીકળશું."

"ના–ના તેમ તો નહિજ બને પાંચ દીવસ સાથે પ્રવાસ થવાથી શરદચંદ્ર અને જગતકિશોર બાબુ શ્રમીત થયાં છે, તેમને વિશ્રાંન્તી લેવાની જરૂર છે. વળી અમારા મિદનપુરના દેવાલયોના દર્શન કર્યા વિના જાત્રાળુ

મંડળ આગળ જતુંજ નથી એવી પ્રણાલિકા છે. ત્રણ ચાર દીવસ અહિં રહેશો એટલે બાબુ સાહેબને વિશ્રાંતી મળશે આપને દેવદર્શનો થશે અને શરદચંદ્રને હું થોડા ઘણાં સ્થળો બતાવીને કેટલીક આ તરફની માહેતી પણ કરી દઇશ. ”

વિપીન બાબુનો આગ્રહ આજકાલ કહેવાતી ‘ વાણિયા તાણ ’ સરખો નહતો એટલે તે માન્ય રાખવો પડયો. બીજે દીવસે વિપીન બાબુ શરદચંદ્રને ડોગકોર્ટમાં લઇ ફરવા ગયા. મીદનાપુર જેવા ઉત્તમ રસ્તા બંગાલમાં બીજે ક્વચીતજ હશે, પશ્ચીમ બાજુએ ઘણી દૂર સુધી ગએલી ઉંચી નીચી સડક અને તેની આજુ બાજુ વનશ્રીનો સરસ દેખાવો છે. પ્રથમના સમયમાં લડાઇના વખતમાં કોઇએ ડુંગરીપર એક કિલ્લો બાંધેલ છે. જે અત્યારે પડેલ જીર્ણ સ્થીતીમાં છે, તો પણ એકંદર તે બહુ રમણીય દેખાય છે. અને નીચે ડુંગરી તેમજ રેતાળ પ્રદેશમાંથી વહેતી નદી ઘણીજ ચિત્તાકર્ષક છે.

વિપીન વિહારી દત્ત એ મીદનાપુરના બડા શેઠીયા હતા લોર્ડ રીપન સાહેબે રાજ વહિવટમાં કરેલ કેટલાક સુધારાઓના અંગે, લાયક દેશીઓને નવા નવા કામની બહુ ઉત્તમ પ્રકારની દેખાય છે. અને નીચે પથરાળ તથા રેતાળ પ્રદેશમાંથી વહેતી નદી ઘણીજ ચિત્તાકર્ષક દેખાય છે.

વિપીનવિહારીદત્ત એ મિદનાપુરના એક ગૃહુ-સ્થ આદમી હતા. લોર્ડ રીપન સાહેબે રાજ્ય વહીવટમાં કરેલ કેટલાક સુધારાઓના અંગે લાયક દેશીઓને નવા નવા કામની જોખમદારી સોંપાએલ હતી, જેથી વિપીન બાબુને પણ સામાજીક લોકો ઉપયોગી કામનો પોતાનો ભાગ સ્વીકારવો પડયો હતો. તે ત્યાંની મ્યુનિસિપાલીટીના ચેરમેન હતા, જેઓ ફરવા ગએલ ત્યાંથી પાછા વળતાં તેમણે પોતાની ગાડી મ્યુનિસીપાલ ઓફીસ પાસે ઉભી રાખી.

એજ વખતે જીલ્લા માજીસ્ત્રેટની સવારી ઘોડા-પર બેસીને ફેરફટકો કરી પાછી આવતી હતી એ માજીસ્ટ્રેટ યુરોપીયન હતા. વિપીનબાબુએ તેમને સલામ કરી. બાબુ માટે એ સાહેબનો ઉંચો વિચાર હતો, તેથી એ ઘોડાપરથી ઉતરીને ઓફીસ તપાસવા તથા તે સાથે થોડીઘણી વાતચીત કરવાના ઉદ્દેશથી બાબુ સાથે ઓફીસમાં ગયા.

તે બોલ્યો–“ વેલ ! વિપીનબાબુ ! હિંદુસ્તાન-માં જ્યાંહા ટયાંહા મોટા સમારંભ થઇ રહ્યાય, એવું હ વના પેપરમાં આવેય કેમ ? ”

“ હા સાહેબ હિંદુસ્તાન માંહેના લોકો મુળ-થીજ કૃતજ્ઞ હોવાથી તેમના કલ્યાણ માટે મહેનત લે-નાર અધિકારીઓનો સન્માન કરવામાં તે કદી પછાત

રહેજ નહિ, લોર્ડ રીપન જેવો બીજો કોઇપણ વાઇ
શેય લોકપ્રિય નિવડયો નથી. અર્થાત તેના જેવા વ
તેનો લોકો એવો સન્માન કરે, તે બરાબરજ છે. "

" ઓ ! ટુમ રીપન ભગ્ટ હો એ હું જા
નહુટો. "

" સાહેબ ! મને લાગે છે કે મારામાં રી
ભકતી જોઇએ તેટલી નથી હાલમાં કલક-તામાં
ધામ ધુમ ચાલી રહી છે ? પણ એ જોવા મારાથી
જવાયું નથી. મારા છોકરાને માત્ર મે મોકલ્યો છે. ર
પરની રોશની પુર ભભકાની સ્વારીઓ, જનરલ સ
ઓ વિગેરે છોકરાઓ જે બોલે છે. તે સાંભળીને
તમને પણ આશ્ચર્ય થશે ? કલક-તામાં આવો સમા
પુર્વે ક્યારેય પણ થયો નહતો. "

" પન ટે આનંડનું શું કારન છે ? એ ટમ
બાબુડાઓ જાનેય શું ! "

" મારી એક છ વરસની છોકરીને આ સ
રંભ શામાટે થયાનું મેં પુછ્યું એટલે તે ચટ
બોલી ઉઠી—" કારણ ? કારણ તો એકે લૉટ. સા
રીપન એ બધાઓ સાથે બહુજ ન્યાય પુર્વક અને
મતાળુ પણાથી વરતે છે એ. :" સાહેબ ! એ રીતે
ત્યેક માણસને બૈરાં છોકરાં પુરૂષો જેમણે જેમણે

સમારંભ જોયો છે, તેમને સઘળાઓને તેનું કારણ જાણવામાં આવ્યું છે. વળી મારી છોકરીએ દર્શાવેલ અભિપ્રાયજ ઇતીહાસના પાનાપર ટેકાશે. "

" ઓલરાઇટ રીપન સાહેબકુ બહોટ અચ્છા લગે ગા. હમપર ટો ઇસ્કા બહોટ ઉપકાર હે. કયાંવ કે ટેનાથી ટુમારા જયસા ચયરમન હમકુ મીલા, ઓર ટુમારા જેસે જો દુસરે યહ ટાઉનમે મીલે ટો રીપનકી કીયેલી સ‌ત્તા બહોત બખણાઇ જાયગી. સાહેબે અપરીચીત ભાષામાં ટુટયા ફુટયા શબ્દોમાં કહ્યું.

" સાહેબ ! આપ આપની મોટાઈ પ્રમાણેજ કહો છો. મારી તે સી એવી લાયકાત છે ? પણ મારાથી બનતી કાળજીથી કામ સારૂં દીપે એમ કરૂં છું. બાકી આજ સુધીનો ઈતિહાસ જોઇશું તો હિંદુસ્તાનની પ્રજા બુદ્ધી કૌશલ્ય અને દક્ષતામાં કમી નથીજ. આજે ત્રણ ત્રણ પેઢીઓથી ઇગ્રેજી કોલેજોમાં શીક્ષણ મળવા છતાં અમારા દેશ માંહેના રાજકારોબારનો થોડા ઘણાએ ખરો ખોટો ભાર ઉપાડી શકવાની યોગ્યતા જો અમારામાં ન આવે, તો તો પછી અમને નાદાનજ કહેવા જોઇએ. "

" યસ! ટુમ સચ કહેતે હો. કુમારા લોકોપર જો બાદ બોજા જવાબદારીકા હોવે ટો ટેબી અચ્છી તરેહસે ચલાવટે હય. લોર્ડ રીપનકી તદબીરસે ડીસ્ટ્રીકટ

ઓર્ કે જો સભાસદ પસંદ હો કે આતે હય, વો લાયક અચ્છે ઓર હોંસીલે હોતે હય, યે મેરેકું અચ્છી તરહેસે માલુમ પડા હય. ”

વીપીનબાબુને વળી સાહેબે વધારામાં તમારા જેવા ગ્રહસ્થ બ્રિટીશ સત્તાથી ખુશી છે એ આનંદની વાત છે અને એ સત્તાના સ્થાઇ પણાથીજ તમને લાભ થશે એમ મારૂં માનવું છે. આજે ઓફીસ તપાસવા હુવે તમારી સાથેની વાતોમાં પડવાથી અવકાશ નથી વગેરે કહીને સાહેબ રવાના થયા. એટલે વીપીનબાબુ પણ શરદચંદ્ર સાથે મુકામે આવ્યા.

---



## પ્રકરણ ૧૮ મું.

# આશ્રમ અને દેવાલય

ઉપજાતીવૃત.

દેવાલયો તીર્થ સ્થળો મહીમાં,
અકસ્ય તેહ તણો મહીમા,
જે એકયતા સર્વતણી કરે છે,
સદ્ધર્મની છાપ ઉરે ધરે છે,

બીજે દિવસે સવારે જગતકિશોરઆખું અને સાથેના મંડળે આગળ ચાલવા માંડયું. બે દિવસ ચાલવા પછી તેઓ સુવર્ણરેખા નદીના કિનારા ઊપર આવી પહોચ્યા. આ નદી એટલે બંગાલ અને ઓરિસા પ્રાંતના સરહદપરની એક રેષારૂપજ છે. આ નદીના ઉત્તર તરફના ભાગમાં બંગાલી ભાષા, અને દક્ષણ તરફના ભાગમાં ઉડીયા ભાષા બોલનારાઓની વસતી છે. ઉત્તર પ્રદેશ તેરમાં સૈકામાં અફગાણ લોકોની સત્તા નીચે ગયો. પણ દક્ષણ પ્રદેશ સોળમા સૈકાના આખર સુધી હિંદુઓના કબજામાં હતો. તે પછી ઓરિસા પ્રાંત મુસલમાનોએ જીતી લીધો. તોપણ તેના ઉપર તેમની હુકુમત વધારે વખત સુધી ચાલી નહિ. કેમકે અઢારમા સૈકામાં મરાઠાઓની પ્રબળતા વધવાથી પાછો તે પ્રાંત

હિંદુ સત્તાની નીચે આવ્યો. અને પછી ઓગણીસમા સૈકામાં બ્રીટીશ સત્તા નીચે દાખલ થયો. આવી રીતે આ સરહદ ઉપરના મુલકમાં ચાર સૈકા જેટલા વખતમાં ઉડિયા—મુસલમાન તથા મુસલમાન—મરાઠાઓ અને મરાઠાઓ—બ્રિટીશ એઓમાં સત્તાને માટે ઘણી તકરારો ચાલી અને મોટી લડાઈઓ પણ થઈ. પણ હવે એ અશાંતીના દિવસ રહ્યા નથી. પણ જગતની ઉત્પત્તીથી કોઈ દિવસ પણ શાંતતાનો ભંગ થયોજ ન હોય એવી રીતે સુવર્ણરેખા સ્થિરતાથી વહ્યા કરે છે.

જગતકિશોરબાબુ તથા તેમની સાથેનું મંડળ નદી ઉતરતું હતું, તે વખતે સૂર્યોદયને લઇને તેના પૃષ્ટ ઊપર સવિતાનારાયણના કિરણો પડેલાં ચમકતાં હતાં, તેથી તે પોતાના સુવર્ણરેખા નામની યથાર્થ પ્રતિતી બતાવતી જણાતી હતી. જગંનાથપુરી નજીક નજીક આવતી જતી હોવાથી હવે બીજા જાત્રાઓની સંખ્યા પણ વધવા લાગી. સુવર્ણરખા નદી ઓળંધ્યા બાદ સ્નાન અને નાસતો પાણી કરી આગળ પ્રવાસ શરૂ કીધો. બે દિવસ પ્રવાસ કીધા પછી તેઓ પવિત્ર વૈતરણીના કિનારાપર આવ્યા.

વૈતરણી નદી બ્રામ્હણીનદીમાં ભળે છે. અને ઘણોજ વરસાદ વરસી જાય છે ત્યારે તેનું પાણી ઓરીસાપ્રાંતના અરધા કે તેથી વધારે પ્રદેશમાં ફરી વળે છે. તેનું મથાળ આથમણા ડુંગરોમાં હોઇને રસ્તે આ-

વતાં બીજી પણ કેટલીક ન્હાની મોટી નદીઓ તેને ભળે છે. પછી તે સઘળો પ્રવાહ બંગાલના ઉપસાગરમાં જઇને ભળે છે. શિશીરઋતુમાં એ પ્રવાહ કૃશાકૃતીએ શુભ્ર રેતીમાંથી ધીમા ધીમા વહ્યા કરે છે. પણ વર્ષાઋતુમાં તે તેનું સૌમ્યરૂપ બદલીને મોટું પ્રચંડરૂપ ધારણ કરે છે. આગલે દિવસે જ્યાં લીલાંછમ ખેતરો દેખાતાં હોય ત્યાં એ દિવસે દરીયા માફક સઘળે જલમય પ્રદેશ દેખાય છે આ પુર્વ પ્રાંતમાં કુદરતની વિચિત્રતાને લીધે વસતીના બહુજ હાલ થાય છે. દુકાળ પડતાં અરધો દેશ લગભગ ધાન ધાન કરતો ભમે છે. જ્યારે પાછલે વરસે અતી વૃષ્ટી થવાથી અઠવાડીયાને અઠવાડીયા સુધી ખેતરો પાણીમાં ડુબેલ હોવાથી બીચારાઓની માલમત્તીની ધુળધાણી થાય છે.

આપણા જાત્રાળુ મંડળે બ્રામ્હણી નદીયે વૈતરણીનો સંગમ થયો છે, તે સ્થળની પહેલાં વૈતરણીને ઓળંઘી ઓરીસા પ્રાંતની જુની રાજધાનીનું શહેર જયપુર જોવા માટે ધોરી રસ્તો મુકી દીધો. હજારો વરસો પહેલાની કેટલીએક વાતોપરથી એ શહેરના પ્રાચીન સમયના વૈભવની ખાત્રી થાય છે. આ સ્થળે ઈંદ્રાણી, વરાહણી અને કાલી એ દેવિઓની સ્વયંભુ મુર્તીઓને જગતકિશોરબાબુની માતાએ પ્રેમભક્તીથી નમન કર્યું. આ વખતે રાત્રી પડતાં તારાઓના પ્રકાશમાં આ સમયમાં ન્હાનકડું ગામડું થઇ પડેલ એ જયપુ-

રના ઝુંપડા અને તેવાંજ ન્હાનકડાં ઘરો ઝાંખા દેખાતાં હતાં. એક વખતે વૈભવના શિખરપર ચડેલ સામ્રાજ્યની રાજધાનીના સ્મારકને જોઇને, અને તેની અત્યારે એક હલકી ગામડા જેવી થએલ દશા જોઇને શરદચંદ્ર કેટલાક વખત સુધી વિચાર કરતો સ્તબ્ધજ ઉભો રહ્યો.

રાત્રી ત્યાં રહીને બીજે દિવસે આ મંડળ જયપુરથી પાછું ફરીને પ્રથમના મોટે રસ્તે ચાલવા લાગ્યું. બ્રાહ્મણી નદી ઓળંધ્યા બાદ તેમણે આખો દિવસ પ્રવાસજ કર્યો. જ્યારે તે ઓરીસા પ્રાંતની મોટી મહાનદીના કિનારાપર આવી પહોચ્યા.

મહાનદીનું મથાળ આથમણા પ્રદેશમાંના ડુંગરોમાં હોઇને પ્રચંડ મેદાનો અને જંગલો તથા ડુંગરગાળીઓમાંથી તે પસાર થાય છે. સપાટ પ્રદેશપર તેનો પટ બહુજ પહોળાઇવાળો હોઇને આગળ જતાં તેના બે ભાગ થાય છે. એ બે ભાગ વચ્ચેના બેટ જેવા પ્રદેશમાં દશમા સૈકામાં પ્રાચીન હિંદુ રાજાએ એક કિલ્લો બાંધી, અંદર ફોજફાંટો અને દારૂગોળો રાખવાની તજવીજ કરી તેને “ કટક ” એવું નામ આપ્યું. અને ત્યારથી એ કટકજ ઓરીસા પ્રાંતનું મુખ્ય શહેર થયું. બન્ને બાજુ નદીનો ભાગ હોવાથી શહેરને પાણીથી નુકશાન ન થાય એટલા માટે શહેર ફરતો પથ્થરનો મજબુત ઉંચો કોટ એ રાજાએ બંધાવેલ હતો. તેથી વ-

ર્ષાઋતુમાં ગમે તેટલું જોસભેર પાણી આવતું તોપણ ધારતી રહેતી ન હતી.

શિશીરઋતુ અને સાયંકાળનો વખત હતો. મહાનદીનો પ્રશસ્ત પ્રવાહ રેતીના પટમાંથી શાંતપણે વહેતો હતો. એટલે જગતકિશોરબાબુ અને તેમની સાથેનું મંડળ વધારે અડચણ પડયા વગર નદી ઉતરીને દક્ષણ કિનારે આવી પહોચ્યું કટકના પ્રસિદ્ધ બાબુ હરીવલ્લભ બોસ એ જગતકિશોરબાબુના સગામાં હતા જે ઘણાજ પૈસાદાર અને વભાદાર આદમી હતા. તે કીનારાપર આવીને પરોણાની વાટજ જોતા હતા પરોણાઓને જોઈને તેમને ઘણો આનંદ થયો અને એ સઘળા મંડળને લઈ હરીવલ્લભબાબુ પોતાના ઘેર આવ્યા. જેવી રીતે હરીવલ્લભબાબુએ જગતકિશોરબાબુને મિયાનામાંથી ઉતારી તેમની સાથે તેમજ સાથેના શરદચંદ્ર સાથે મીલન પ્રેમથી કર્યું, તેવીજ રીતે હરીવલ્લભબાબુની સ્ત્રીએ લતાગોરી તથા તેની સાસુને મળી તેમનું સ્વાગત કર્યું.

જગતકિશોરબાબુની માતા વૃદ્ધ અને તેથી ઘણી અનુભવી હતી, વલ્લભબાબુની સ્ત્રીએ પુછેલા કુશલ પ્રશ્નો પરથી તેણીએ જાણી લીધું હતું કે, બાબુ થોડા દીવસ રોકયા વિના આગળ જવા દેશે નહિ. જેથી હરીવલ્લભ બાબુ અંદરના હોલમાં આવ્યા એટલે ડોશીએ પોતાને

કાલે ચાલવાનું છે એવો ભાવ બોલતાં બોલતા જણાવી દીધો.

હરીબાબુ બોલ્યા—" માજી! તમે વૃદ્ધ જુના જમાનાના માણુસ છતાં એ જુની રૂઢી છોડીને નવા જમાનાના સુધરેલાઓની જેમ આજે આઠ્યાં અને કાલે જવાની વાત કહો છો, એ શું તમને શોભે કે ? એક અઠવાડીયું તો તમારે અત્રે રહેવુંજ પડશે નહિં તો અમારી લોકો હાંસી કરે. વળી હવે અહીંથી જગંનાથપુરી બહુ તો પચાસેક માઈલ છે. તો એક દિવસમાં પહોચાડી દેવાની હું તજવીજ કરી આપીશ. "

હરીવલ્લભ બાબુનો આગ્રહ જોઇને આ મંડળને અહિં થોડા દિવસ રોકાવું પડયું.

નંદિનીના મૃત્યુંની વાત કટક મુકામેજ શરદચંદ્રના સાંભળવામાં આવી, પોતાની સગી બહેન પ્રમાણે પ્રિય એવી નંદિનીના મૃત્યુથી એ અત્યંત દુઃખીત થયો શરદચંદ્રની બહેન લતા તથા બિંદુ અને નંદિની ત્રણે ય બચપણથી એક બીજીની અંતઃકરણની સહીયરો હતી જેથી એ ત્રણે ઉપર શરદચંદ્રની સરખીજ પ્રીતી હતી એ બિંદુ તથા નંદિનીને પોતાની બહેન લતા પ્રમાણે જ માનતો હતો. તાલપુષ્કરમાં નંદિની એક સોદર્યવર્ત તરીકે વખણાતી હતી એ ન્હાની હતી ત્યારે શરદચં સાથે ફરવા જતી, અને તે વખતે તેને દંત 'કથા તથ

કેટલીક વાતો કહી સંભળાવીને તેનું મનરંજન કરતી. પછી કેટલાક વરસો વીત્યાબાદ તે ધનપુરના એક યુવાન જાહાંગીરદારની પત્ની થઈ હતી. ધનપુરથી તે પિયર આવતી ત્યારે આખા ગામના બૈરાંઓ તેણીને મળવા જતાં કેમકે પોતે સધન સ્થિતીની અને યુવાન છતાં, તદન ગર્વ રહીત આનંદી સ્વભાવની હતી, જેથી લોકો ને તેનું ઘણું આશ્ચર્ય લાગતું, પણ તે પ્રસન્નમુર્તી સાક્ષાત લક્ષ્મીદેવી આ લોકને છોડીને તે પંચભુતમાં સમાઇ ગઇ હતી. તેણીના જીવનનો માર્ગ પ્રથમથીજ કષ્ટમય પ્રકાશ શુન્ય હતો. જે વધારે અંધકાર યુકત થયો એમ શરદચંદ્રને લાગ્યું.

તેણે આ વાત પોતાની બહેન લતાને જણાવતાં તેને ઘણુંજ દુઃખ લાગ્યું. તે છાતીફાટ રડતી હતી. આ પ્રાંતમાં પ્રસિદ્ધ અને જોવા લાયક સ્થળ કહીએ તો એક ખંડગીરીનુંજ છે. જે જોવાથી કંઇક ચીત્તને શાંતી થાય એવા હેતુથી તે બન્ને બહેન ભાઇએ તે જોવાનું ધાર્યું, એ ડુંગર ઉપર પ્રાચીન બૌદ્ધ વિહારોની ઇમારતો હોઇને, પાસેજ ભુવનેશ્વરનું મંદિર છે. એ સ્થળ જોવાની જગતકિશોર બાબુની માતાને પણ ઇચ્છા થવાથી હરીવલ્લભ બાબુએ સઘળાઓ સાથે જવાની તૈયારી કીધી. કટકથી આ સ્થળ દક્ષીણ બાજુ પંદર માઇલ ઉપર છે. બે હજાર વર્ષ પહેલાં ચક્રવર્તી અશોક રાજાએ બંગાલ પ્રાંત પોતાના રાજ સાથે જોડી દીધો, ત્યારે બૌધ્ય સાધુઓ અને ધર્મોપદેશક ઓરીસા પ્રાંતમાં ગયા તેમણેજ આ વિહારો બંધાવેલા છે. " વ્યાઘ્ર

ગુહા ” આદિ સ્થળો પથરાઓમાં કોરેલાં હોઇને, ત્યાં એકાંતવાસપ્રિય એવા મહાત્માઓ વસે છે. “ ગણેશ ગુહા ” પણ તેવીજ જાતના કોતર કામના એક નમુના રૂપ છે. રાણીનુર નામનો મઠ મોટો હોઇને દરવાજાપર સુંદર ચિત્રો કોરેલાં છે. જે જોવાથી પ્રાચીન ચિત્રકારોનુ કૌશલ્ય સ્પષ્ટ જણાઇ આવે છે.

ભુવનેશ્વર એ સીંહુરાજાની રાજધાનીનું શહેર હતું. પાંચમા સૈકાથી બારમા સૈકા સુધી ઓરીસા પ્રાંત પર સિંહુવંશના રાજાઓ રાજ કરતા હતા. તે વખતે આ ભુવનેશ્વર આખા હિંદુસ્તાનમાં એક વખાણવા લાયક વૈભવસંપન્ન નગર હતું, સાતમા સૈકાથી ભુવનેશ્વરનુ મંદિર પ્રસિદ્ધી પામેલ હોઇ તે પાસે બીજાં પોણોસો દેવળો છે, જે ઉપરથી હિંદુ ધર્મની તે વખતની ઉન્નતિની ખાત્રી થાય છે. ઇમારતો મજબુત પથ્થરની હોઇને તેમાં જોવા જેવું કોતરકામ કરેલું છે. માથે છાયેલ પથ્થર વગરની સાંધાવાળી લાંબી શિલાઓ અને સો સો બસો બસો ફુટ ઉંચા બાંધેલા અને કારીગરીથી ભરપુર દેવાલયો જોઇને પ્રેક્ષકોને પ્રાચીન વૈભવની ખાત્રી થતાં અંતઃકરણ ખિન્ન થાય છે.

મોટા દેવળમાં શ્રી ભુવનેશ્વરના દર્શન કરવા શ્રીમંડળ ગયું. આ દેવળને વિમાન નામનો એક કોઠો હોઇને તે ગગનચુંબીત છે. અને તેમાં પણ ઘણુંજ ઉત્તમ ચીતર કોતરકામ કરેલું છે.

આ સઘળાં પ્રચંડ દેવાલયો જોઇને આ જાત્રાળુ મંડળને ઘણું આશ્ચર્ય લાગ્યું. તે કહેવા લાગ્યા. "ઓ-હોરે! આ શહેર તો ઘરોને બદલે દેવળોથીજ ભર્યું છે ને શું?" તે વૃદ્ધ માતાના ચહેરાપર સુદ્રઢ ભકતી-ભાવની છાપ જણાવા લાગી. બંગલામાં આવા પથ્થરના વિશેષ દેવાલયો અન્યસ્થળે ન હોવાથી આ ભકતમંડ-ળને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે.

---



## પ્રકરણ ૧૯ મું.

# પ્રતિજ્ઞા.

દોહરા.

પવિત્ર સ્થળના દર્શને, પવિત્ર જન—મતિ થાય,
આશા ત્રષ્ણા ટળિ જતા, વિભુગુણ મુખથી ગવાય.

કટકથી નિકળીને મહા નદીનું દક્ષણ બાજુનું સરણું ઓળંધીને આ મંડળ આગળ ચાલ્યું. નદીમાં પાણી આ વખતે માત્ર દોઢ બે હાથ હોવાથી હોડી વગરજ મીયાના અને ઘોડું ઉતર્યું. જગંનાથપુરી સુધી હવે માત્ર પચાસ માઈલનીજ મુસાફ્રી બાકી કરવી રહી હતી. વહેલા પોચવા માટે આઠ દસ માઇલપર ભોઇઓના ટપા બદલાવવાની તજવીજ કરવામાં આવી હતી. બપોરના વખતે ઘડીભર વિશ્રાંતી લઈને રાત પડવા પહેલંજ છેલ્લા મુકામે પોચી જવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.

જગંનાથપુરી જેમ જેમ નજીક આવવા લાગી, તેમ તેમ બીજા જાત્રાળુ લોકોના મંડળો પણ ભેળ થવા લાગ્યાં. ચોમાસામાં રથજાત્રાનો મહોત્સવ થાય છે, ત્યારે આ રસ્તે દરરોજ હજારો માણસોની આવ જા થાય છે. કોઇ કોઈ દિવસે તો આ જાત્રાળુઓની સંખ્

ત્રણ ત્રણ લાખ સુધી પહોંચી જાય છે શીયાળાના દિવસો પ્રવાસ માટે સારા હોવાથી આ દિવસોમાં પણ માણુસોની ઘણી ભરતી હોય છે.

મધ્યાન્હ થવાથી રસોઈ કરવા માટે તથા ઘડીભર વિશ્રાંતી લેવા માટે જાત્રાળુઓયે રસ્તે ચાલવાનું બંધ કર્યું. જગતકિશોરબાબુ અને તેમની સાથેનું મંડળ રસ્તાપરની એક દુકાનમાં ઉતરવાનુ રાખ્યું. જ્યારે બીજા બિચારા ગરીબ વર્ગે રસ્તાપરના ઝાડ નીચેની છાયા તળેજ ઉતારો કર્યો ચુલા સળગાવી અરધા કલાકમાં રસોઇ તૈયાર કરી જમી લીધું. બંગાલના જાત્રાવાસીઓએ જ્યારે આવી રીતે ઉદરપોષણનું કામ ઉકેલ્યુ. ત્યારે વાયવ્ય પ્રાંતના કાટક લોકોએ તો ચણા અથવા ઘઉંનો લોટ, દૂધ કે દઈ અગર પાણીમાં ડાઇને ચડાવી લીધો. મુકામ કર્યા દોઢ કલાક થયો ન થયો એટલામાં પાછા વેલાસર પોચવાની ઉતાવળ હતી એટલે તુરત ચાલવાની તૈયારી કીધી. ગરીબ લોકો પીઠપર બોજો બાંધીને ચપોચપ ચાલવા લાગ્યા.

જગંનાથપુરી કેટલાક માઇલ દૂર હતી ત્યારથીજ શ્રી જગંનાથજીના દેવની ધજાઓ અને શીખર જણાવા લાગ્યાં. એટલે સઘળા જાત્રાળુ ચાલતા જરા ઉભા રહ્યા. અને સૂર્યકીરણો આંખપર આવતા અટકાવવાને પોતાના હાથના આંખ ૫ર ધરીને સઘળાઓએ દર્શન કીધાં. " જગંનાથજીકી જય !જગંનાજીથકી જય સઘળા મંડળમાં આ એકજ ધ્વની મચી રહયો.

બધાઓએ એકી સાથે જયનાદ કર્યો. જગતકિશોર બાબુની મા અને વહુ ખાનદાન પડદાનશીન સ્ત્રીઓ હતી, તોપણ આ વખતે તેમનાથી ન રહેવાયું. તેમણે મીયાનામાંથીજ બહાર ડોકીયાં કાઢી, ભકતીવડે દેવાલયના શીખરના દર્શન કર્યાં. બંગાલ અને ઉત્તર હિંદુસ્તાનમાંથી સો સો માઇલોનો પ્રવાસ ખેડી આવેલ જાત્રાળુ મંડળને દેવળના શિખરો નજરે પડતાવાર હવે આપણને ચોકસ શ્રીજગંનાથજીના દર્શન થવાનાજ, અને તેથી પોતાનો જન્મ સફળ થયો એમ લાગવાથી આનંદ ધ્વની નિકળી પડયા.

સર્વ મંડળ એક ભાવ અને એકજ વિચારમાં તલ્લીન બન્યું હતું, જે જોઇને નવીન કેળવણી પામેલ શરદચંદ્રના મનમાં ખાત્રી થઈ કે ભારતવર્ષમાંના દેવાલયો અને તીર્થ સ્થાનો નિરૂપયોગી નથી પણ લાખો માણસના મનમાં એકજ ભાવ પેદા કરી તેમને એકમત કરવાનું ઉત્તમોત્તમ સાધન છે.

" જગંનાથજીકી જય ? " એ નામ ઘોષ જાત્રાળુ મંડળ રસ્તો કાપતાં કાપતાં વચમા મચમાંથી લલકાર્યાજ કરતું હતું. જેમકે જયઘોષના નાદના તાલપર જ એ જાત્રાળુ મંડળના પગ ઉપડતા હોય નહિ ! એમ આભાસ થતો હતો. સાંજની વખત થઇ અને સઘળા મંડળે આનંદ સાથે જગંનાથપુરીમાં પ્રવેશ કર્યો.

જગંનાથજીના મંદીર ફરતા પંડયાઓ ટેહલતા-જ રહે છે. અને " આ જજમાન તો અમારા છે. તું ક્યાં લઈ જાય છે ! " એમ કહેતા ચોપડા બતાવતા આગળ થાય છે. અને કોઈ શ્રીમાન માણુસ જણાતાં તો ઘણા પંડયાઓ પોતપોતાનો દાવો ધરાવતા અંદર અંદર બાઝી પડે છે. તેજ મિશાલે જગતકિશોરબાબુ-ના સંબંધમાં બન્યું ઘણાઓ પોતપોતાના સ્વાર્થની બાજી સાધવા આગળ થયા. છેવટે એક પંડયાએ જગતબાબુના કુળમાંહેનો પ્રથમ કોઇ આવેલ હશે, તેનુ નામ તેમજ બીજા પણ કેટલાક સગા વહાલાના નામ પોતાની નોંધમાંથી બતાવ્યાં એટલે નિરૂપાયે બીજા પંડયા ચાલ્યા ગયા અને એ પંડયો બાબુને પોતા સાથે લઇ શહેરમાં આવ્યો.

મધ્ય સ્થિતીના અને ગરીબ જાત્રાળુઓ આ પંડયાઓ મારફને પોત પોતાને રહેવા સારૂ સરકારથી પરવાનો મેળવેલા ઘરોની સગવડ મેળવી લે છે. જ્યારે શ્રીમાન ગ્રહસ્થોને માટે પંડયાઓ પુરીમાંહેના બીજા સઘન લોકોથી મળી તમના બંગલા અને ઘરોની સગવડ કરી આપે છે. જગતકિશોરબાબુ એક ધનાઢય હતા જેથી તેમને પણ એવાજ એક ગ્રહસ્થનું ઘર કાઢી આપવામાં આવ્યું હતું. સાથેનો લોભી પડયો પણ પોતાના જજમાનને બીજો કોઇ પ્રીટાવી ન લઇ જાય. એ માટે તેમની આસનાવાસના કરતો રાત્રીએ ત્યાંજ સુઈ રહયો.

જગતકિશોર બાબુની માતા સિવાય પ્રવાસના શ્રમે સઘળાને નિદ્રા આવતી હતી. પણ રેણીને હર્ષના અને બીજા દિવસના કાર્યક્રમના વિચારોને લઇ નિદ્રા આવતી નહુતી. તેણે શરદચંદ્રને હાકમારી કહ્યું-" બાબુ શરદ! આ દેવળ કોણે કયારે બાંધ્યું હશે અને જગંનાથજીને આ દરીયા કિનારાપરની જગાજ કેમ પસંદ પડી હશે ? એ વિશે કાંઇ તારા જાણવામાં હોય તો કહે એટલે વખત જાય આજ તો મને નિદ્રા નથી આવતી "

" માજી ! મને એવી દંત કથાઓની કયાં ખબર છે ! પણ ભુવનેશ્વરના જુના દેવળ અમોએ જોયાં, ત્યારે શિલા લેખોપરથી તે ઓરીસાના સીંહ રાજાઓએ બંધાવ્યાનું જાણવામાં આવ્યું. આ સીંહરાજા શૈવ હોઇ ને ભુવનેશ્વરના નામથી તે શિવો પાસના કરતા ઇતિહાસમાં એવી હકીકત છે, કે સીંહવંશ પછી ગંગાવંશ ના રાજાઓ સત્તાધારી થયા અને તે વિષ્ણુ ભક્ત હતા, તેમના એક વંશજે આ દેવળ બાંધેલ છે. શરદચંદ્ર ડોસી પાસે આવી બેસતાં બોલ્યો.

" ત્યારે એને કેટલાં વરસ થયાં ? તેનું નામ શું ? " રેણીએ આતુરતાથી પુછયું " તેનું નામ અનંગભીમ હતું, અને સાતસો વરસ પહેલાં તે ગાદી પર હતો એમ ઇતિહાસથી જણાયછે. અને દંત કથા એવી છે કે " શ્રી વિષ્ણું અથવા જગન્નાથજી તેના સ્વ-

નમાં આવ્યા અને કહ્યું કે-પુરીના રેતીના મેદાનમાં મારૂં દેવળ બાંધજે." તે પરથી તેણે આ દેવળ બાંધ્યું અને ત્યારથી વિષ્ણુ ભક્તિ વધી."

"ઓહો! શિવ શું ને વિષ્ણુ શું? દેવ એકજ. ભક્તને ગમે તે નામથી તેની ભક્તી કરે. અહીં વિષ્ણુ ભક્તી છે તો કાશીમાં શિવભક્તી છે. સઘળુ એકજ. સાધુ ભક્તો તો એમ કહે છે ભાઇ."

"હા. સાધુઓનું એ કહેવું ખોટું નથીજ. પંથ અને મતમતાંતર જુદાં કરી સઘળા બાઝી મરે તોપણ બધાઓનો પ્રભુ તો એકજ છે એ ચોકસ." શરદચંદ્રે પોતાનો વિચાર જણાવ્યો.

"શરદચંદ્ર! તારી માતાએ કાશીમાંજ રહેવાનું ધાર્યું છે, અને તે પવિત્ર તીર્થ ક્ષેત્રમાંજ પોતાની આખરની જીંદગી પુરી કરનાર છે એ ઘણુંજ ઠીક છે. વૃદ્ધાવસ્થાએ સંસારની ચિંતા છોડીને પરમાર્થનો રસ્તો પકડવો એમ શાસ્ત્રોની આજ્ઞા છે. મારા પણ જગતબાબુની તબીયત સુધરે, અને તારી બહેન લતાને બાળબચ્ચાં થઇને તેનો સુખીયો સંસાર મારા જોવામાં આવે, એટલે હું પણ મારૂં બાકીનું જીવીત અહીં શ્રી જગંનાથજીના ચરણે અર્પણ કરી દેનાર છું."

શરદચંદ્ર કાંઈ ન બોલ્યો. તે પોતાના બીછા-

નાપર જઇ સુતો. મોડી રાત્રી થવાથી ડોસી પણ નિદ્રાધીન થઈ. બીજો દિવસ થયો. સૂર્ય પ્રકાશ સ્વચ્છ પ્રસરી રહ્યો. મહામંદીરના દરવાજા ઉઘડ્યા. અને જાત્રાળુ મંડળની મંદીરમાં ઘણી ભીડ થઇ. છસો પચાસ ફુટ લાંબો અને છસો ત્રીશ ફુટ પહોળાઇનો મંદીરનો ચોક છે. અને તેની અંદર બીજાં પણ ઘણા નાના નાના મંદિરો છે. મોટું મુખ્ય મંદિર મધ્યમાં હોઇને ભોગમંદીર નાટમંદીર જગતમોહન અને વિમાન એવા તેના ચાર ભાગ છે. ભોગ મંદિરમાં પ્રભુને ભોગ ધરાય છે. નાટમંદિરમાં પ્રભુના યશોગાન વાદન થાય છે. જગતમોહન જાત્રાળુઓને ભેળા થઇ દર્શન કરવા જવાનું સ્થળ છે. તથા વિમાનમાં દેવ મુર્તીઓ છે-

વરસમાંથી એકવાર એ મુર્તીઓ વીમાનમાંથી કાઢીને ગ્રીષ્મમાં લઈ જઈ રથ બનાવી તેમાં પધરાવવામાં આવે છે. એ રથ બનાવવા માટે ઓરીસા પ્રાંત માંહેના રાજસ્થાનોમાંથી લાકડા વીગેરેની મદદ આપવામાં આવે છે. અને તે પર જરીયની કપડાં વીગેરે ભક્ત મંડળે આપેલાં હોય, તેનાથી તે શણગારવામાં આવે છે. એ ત્રણ રથમાં જગંનાથ—બળીભદ્ર તથા સુભદ્રાજીને બેસાડીને હજારો જાત્રાવાસી એ રથોને રસ્તાપર ખેંચે છે. અને એ વાજતે ગાજતે જતો વરઘોડો રસ્તાપરથી દેવળના શીખરોપરથી અને ઘરની અગાસીયોપરથી લોકો જુએ છે. આ માણસોનો મેળાવડો જોતાં જાણે

માનવીઓનો અફાટ દરીયોજ ફેલાયો છે કે શું ? એમ આભાસ થાય છે. અને રથ ચાલવા માંડે છે ત્યારે આનંદની ગર્જનાઓ વડે આખું શહેર ગાજી ઉઠે છે. સૂર સરણાઇ ત્રાંસા વીગેરે વાદ્યોનો ગજર થઇ રહે છે, અને તેની અંદર નગારાં તથા ઘંટાઓ અને ઝાલરોના ધ્વનીથી ઉમેરો થાય છે. એ રીતે એકંદર દેખાવ ઘણોજ મનહર થઇ પડે છે.

રથની જાત્રા દરરોજ થોડે થોડે ચલાવવામાં આવે છે. દરરોજ નવા નવા ભાવિક ભક્તો આવીને રથને દોરે છે. મુર્તિઓ ગ્રીષ્મ મંદિરમાં આવી પુગતાં સુધી રથો ચલાવવામાં આવે છે. જેને અઠવાડીયા ઉપરાંત મુદત લાગે છે. એ દિવસો દરમીયાન જાત્રાવાસી લોકો શહેરમાંના દેવાલયની અંદરની મુર્તીઓના દરશન કરે છે જુદા જુદા કુંડમાં અને દરીયામાં સ્નાન કરે છે. તથા દેવળમાં વહેંચાતા પ્રસાદનું સેવન કરે છે. હર હુમેશ ત્રીસ ચાલીસ હજાર લોકો દરીયાપર અને કુંડ પર ન્હાવા જાય છે, જ્યારે એક લાખ માણસો મહાપ્રસાદ ભક્ષણ કરે છે. આ પ્રસાદ એટલો બધો પવિત્ર માનવામાં આવે છે કે ઊંચમાં ઉંચી કોમનો બ્રાહ્મણ પણ અતી નીચ જાતીનાની સાથે બેસીને પ્રસાદ જમે છે. જાતી ભેદનું અભિમાન રાખનારાઓ આવી રીત અન્ય સ્થળે કોઇ પણ પ્રસંગે વરતતા નથી.

વરઘોડા ફરી રહયાબાદ ઘણા જાત્રાળુઓ પોતાના વતન જવા નિકળે છે. પણ તેમાંથીએ વિશેષ ભક્તિવાળા દેવળમાં રથ પાછો આણી મુકવા માટે થોભે છે. રથ લઇ જવા લાવવામાં લગભગ ત્રણ ચાર અઠવાડીયાં જાય છે. વર્ષા રૂતુના આ દિવસો પુરીમાં મોટી ધામધુમના અને તહેવારના લેખાય છે.

આ શિવાય બાકીના દિવસોમાં પણ થોડા ઘણા જાત્રાવાસી જતા આવતા રહેછેજ. જગતકિશોર બાબુ સાથેનું મંડળ અત્રે આવ્યું તે દીવસે પણ ઘણો મોટો મેળો ભરાયો હતો. સુર્યોદય થવાને ઘણીવાર હતી, તે પહેલાં જગતકિશોર બાબુની મા તથા વહુ બન્ને પંડયાને સાથે લઇ નીકળી. આ ક્ષેત્રમાં માર્કંડ શ્વેતગંગા અને ઇંદ્રઘન એ કુંડો ઘણાજ પવિત્ર માનવામાં આવે છે. જેમાં એમણે સુર્યોદય પહેલાંજ ન્હાઇને રેશમી વસ્ત્રો પહેરીને શહેરમાં જુદા જુદા દેવળોમાં દર્શન કરવા માંડયા. કપાલ લોચન, જંબેશ્વર અને લોકનાથના દર્શન કરી તે બહાર મઠમાં ગઇયો. તે એટલી ફરી તોપણ દેવદર્શનોની ઉત્સુકતાને લઇ તેમને જરાપણ થકવો લાગ્યો નહીં

લતા અને તેની સાસુ ઘેર આવ્યાં ત્યારે સુર્યનારાયણ આકાશમાં સારી પેઠે ઉંચે આવ્યા હતા. દેવળમાંથી મહાપ્રસાદનાં પાતળ આવતાં હતાં, જેથી રસોઇનો ખટાટોપ કરવાની કાંઈ જરૂર ન હતી.

શ્રીમાન જાત્રાળુ આ મહાપ્રસાદનો ખર્ચ આપે છે અને તે પ્રમાણે આ જગતકિશોર બાબુ પાસેથી પણ તેના પંડયાએ વસુલ કર્યો હતો.

દસ બજે જગતકિશોર બાબુ શરદચંદ્રનો હાથ પકડીને દેવળના સભા માંડપમાં ગયા. તેમની વહુ અને મા સાથેજ હતાં. જતી વખતે બાજુના નાના મંદીરોમાં ફુલો ચડાવી શ્રીફળ અને કેટલુંક દ્રવ્ય મુકીને પછી સઘળાં મોટા મંદીરમાં આવ્યાં. દેવળમાં આવીને સુવર્ણના સિંહાસન ઉપર બીરાજેલ ત્રણ દેવ મુર્તીઓના તેમણે દર્શન કર્યાં જે બરાબર તેમના અંતઃકરણ પ્રેમભાવથી ઉભરાઇ આવ્યાં, અને મોટેથી જય નાદનો ઘોષ કરવા લાગ્યાં. અનિમિષ નેત્રોથી આ ભકત મંડળ પરમાત્માની મૂર્તી તરફ એકી ટસે જોતું રહ્યુ. જે મૂર્તીના દર્શન કરવા આટલા દીવસોથી પ્રબળ ઇચ્છા ધારેલી, અને જેના માટે આટલો લાંબો પ્રવાસ કરેલ તે મૂર્તીના દર્શન થએથી ભાવિક ભકતોને જન્મની સાફલ્યતા થયાનું લાગે, તેમનામાં પૂર્ણ ભકતી પ્રગટ થાય, અને તેમના નેત્રમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગે તો તેમાં આશ્ચર્ય પણ શું ? હાથ જોડીને દંડવત કરી સઘળાંએ મૂર્તીનાં દર્શન કર્યાં.

શરદચંદ્ર અને લતાએ પણ અત્યંત ભાવથી પ્રાર્થના કરી. આ મંડળ સાથે બીજા પણ કેટલાક જા-

ત્રાવાસી હેતા. પ્રત્યેકે પોત પોતાની શકતી અનુસાર દેવદ્વારે દ્રવ્ય ધર્યું. બહાર પ્રાંત અને ઉત્તર હિંદુસ્થાનમાંથી આવેલા ગરીબ મજુરાએ ધોતીયાની ગાંઠે બાંધેલ ત્રાંબા નાણું છોડી આગળ મુકયું. શ્રીમાન વેપારીઓની બૈરીઓએ જરીના કપડાં અર્પણ કર્યાં. તો કોઇ ગરીબ વેપારીએ ફૂલગોટા ભરેલ શેલું ભેટ મુકયું. શ્રીમાન સ્રીયો હાથ કંકણ અને રત્નહારો અર્પણ કરતી હતી. જ્યારે જાગીરદારો સોના મોહુરો ભેટ ધરતા હતા. જે તે ભકતી ભાવથી જગંનાથજી આગળ ભેટ ધરતા હતા.

રફ્તે રફ્તે સર્વ જાત્રાવાસી મંડળ દેવ દર્શન કરીને ગયું. તોપણ જગતકિશોર બાબુની મા દેવ મુર્તીની સામે ઉભીજ હતી. તે પાય પડીને ઉઠયા પછી અશ્રૂપૂર્ણ નેત્રો વડે જગત બાબુ તથા લતાના માથા પર હાથ ફેરવતાં બોલી–" હે પ્રભુ જગંનાથજી! મારા આ બાળકને શતાયુષી અને નિરોગી બનાવો. મારી આ નાનકડી વહુને ઘણા છોકરાંની માતા બનાવો. મારી સીતેર વર્ષની ઉમર થઇછે, એટલે જગતમાં મારૂં હવે કાઇ કર્તવ્ય બાકી નથી. આજથી આ પુરી માંજ રહીને તારી સેવામાં મારી જીંદગી પુરી કરીશ. હે પ્રભુ ? મને દ્રષ્ટાંત થવા પ્રમાણે સમુદ્ર તીર ઉપર વાસ કરીને મને તારનાર તુંજ દેવ છો?"

ડોસાના આ પ્રતિજ્ઞા સાંભળી બધાને [illegible] થયું. સઘળાંને ઘણુંજ દુઃખ લાગ્યું. જગતઆણુ તથા લતાને ડોસીનો આ વિચાર જાણુવામાં નહનો તેમના મનમાં તેણીયે પાછાં ઘેર આવીને સંસારના કામોપર દેખરેખ રાખવી એમ હતું. તેથી તે વૃદ્ધ માતા વિના ઘર શુન્યવત લાગશે એમ તેમને ભાસ્યું તેણીને ત્યાં રાખી પાછા જવાનું તેમને એક ધર્મ સંકટજ આવી પડયું. પણ હવે કશો ઉપાયજ રહયો નહતો. કેમકે તેણીયે પ્રતિજ્ઞાનો ઉચ્ચાર કરી દીધો હતો.

લતા રડતાં રડતાં તેને બાઝીને બોલી—“ માજી તમને અહીં રહેવા દઈ અમારાથી ઘેર કેમ જવાય ? તમે ન હો તો અમને ત્યાં કેમ ગોઠશે ? ”

“ વહુ ! બેટા, ઘર બધુ તમારેજ ચલાવવું જોઇએ. સંસારનો ભાર ઉપાડી શકે એટલી તું હવે મોટી થઈ છે. જગંનાથજીએ મારાપર કૃપા કરી તેની જ કૃપાવડે તારા દીવસ આનંદમાં જશે. હવે મારા આવરદાના થોડા દીવસ બાકીમાં છે, જે શાસ્ત્રના ફુરમાન પ્રમાણે મારે સંસારનો મોહપાશ છોડીને પરલોકની પ્રાપ્તીના સાધન અર્થે ભગવાનના ચરણો પાસે પુરા કરવા જોઇએ. સંસારમાનું મારૂં કર્તવ્ય થઇ રહ્યું, અને પ્રભુ ચરણુ પાસે રહેવાની પ્રતિજ્ઞા પણુ થઇ ચુકી હવે સુખેથી સંપવડે સંસાર ચલાવજો જાઓ બાપા ”

એક તરફ જ્યારે શરદચંદ્ર લતા અને જગત-કિશોરબાબુ અશ્રૂપુર્ણ નેત્રવડે ક્ષણવાર વૃદ્ધ ડોશી તરફ તો ક્ષણવાર જગંનાથજી તરફ જોતાં ઉભાં હતાં ત્યારે બીજી તરફ એક જુદોજ પ્રકાર બન્યો. એક શ્લેતવસ્ત્ર-બુરખો પહેરેલ તદન અશક્ત સંન્યાસીની દરશને આવી તેણી તુરતમાંજ સંસારથી વિરક્તતા પામી હોય, અને અથાગ મનોવ્યાધીથી તેનાપર વૈરાગ્યની ઉંડી અસર થઇ હોય એમ જણાતું હતું. શરદચંદ્રનું તેણીના તરફ ધ્યાન ગયું. તેને કાંઇ સ્મૃતી આવી હોય તેમ તેણે લતાને ઇસારો કર્યો. બહેન ભાઇ તે સંન્યાસીનીનું બારીક દૃષ્ટિથી નિરિક્ષણ કરવા લાગ્યાં કાંઇકિ પિછાન હોય એમ લતાને પણ લાગ્યું. તેણે બોલવા માટે હોઠ ફફડાવ્યા, સંન્યાસીની અચાનક આ મંડળ તરફ દૃષ્ટિ ગઇ તેણી આ મંડળને જોતાંજ ગમે તે કારણથી જેમ તેમ જલદી દર્શન કરી, દેવળમાંથી વિદ્યુતના ચમકારા પેઠે બહાર નીકળી પડી.

લતાના મોઢામાંથી " કોણ દેવી નંદિની કે ?" આટલા શબ્દો પુરા બહાર નિકળ્યા ન નિકળ્યા એટલામાં સંન્યાસીની ત્યાંથી અદ્દશ્ય થઇ ગઇ.

તે કોણ ખરેજ નંદિની હશે ?

---

## પ્રકરણ ૨૦ મું.

# માતૃ પ્રેમ.

ગીતી.

કષ્ટ સહન કરી પોષે, ઊદરે જે નવમાસ અતીપ્રી તે,
બાલક દુઃખિત થાતાં, માતાને સહન થાય કેમ ચિતે!

કલકત્તામાં શરદચંદ્ર માતાને બિલકુલ ગોઠતું ન હતું, તેને શરદચંદ્ર ક્યારે એકવાર પાછો આવશે, તથા પોતાના જમાઇની ખુશ તબીયતના ખબર આપશે ? એટલે પોતાને કાશી જવાનું થશે એજ વિચાર રમ્યા કરતો હતો. અને તેથી એ મંડળના આવાગમનની પરમાત્મા પાસે અહોનીશ પ્રાર્થના કરતી વાટ જોયા કરતી હતી.

જગતકિશોર બાબુની માતાએ પોતાનું બાકીનું આયુષ્ય જગંનાથપુરીમાં પુર્ણ કરવાની પ્રતિજ્ઞા કર્યાનું સાંભળવામાં આવ્યું, ત્યારે પોતાની વેવાણ ખરેજ સુકૃતી છે, અને તેણે સંસારના સઘળા કાર્યો યથાસાંગ પુર્ણ કર્યા છે એમ મનમાં આવતાં શરદચંદ્રની માતનો એક તરફથી જેમ આનંદ થયો તેમ પોતે તેવીજ પ્રતિજ્ઞા કરી સંસારથી વિરકત થયા છતાં, પાછું છુટાતું નહતું તે માટે તેણીને દીલગીરી પણ તેવીજ થઇ.

શરદચંદ્ર યાદ આવતાં તેણીને ઘણું લાગી આ વતું. તેના વચમા વચમાંથી કાગળો આવતા તેમાં તે પોતાની બહેન અને બનેવી વિશે વિસ્તારથી હકીકત લખતો પણ પોતાની તબીયત વિશે કશુંજ લખતો નહિ તેણી ઘણીવાર રાત્રે દિવભાસે એકલી બેઠી બેઠી પત્ર વાંચ્યા કરતી પણ તેણીના મનનું સમાધાન થતું નહિ.

નંદીની ગુમ થયાનું સાંભળી તેણીની મા કલકત્તે આવેલ હતી. તે ઘણીવાર શરદચંદ્રની માને મળવા આવતી, બન્ને દુખની વાતો કરતી બેસતી હતી. તારીણીબાબુની વહુ એ ગમે તેમ તોપણ નંદિનીની માતાજ! તેનું હૃદય! નંદિનીની હકીકતથી વિદારણ થાય તેમાં આશ્ચર્ય શું ?

" તકદીરનો પણ શું અપરાધ ? " આમ કહેવાની કાંઇ નહિ તો આ તેણીની સોમી વખત હશે. " જેવી કરણી તેવી પાર ઉતરણી ! કોણ જાણે આગલા ભવે મે શાંયે પાપ કર્યાં હશે, તે આ ભવે મારે આવાં દુઃખ સહન કરવાં પડે છે ! અરર ! પૈસા તરફ જોઇને મે જો મારી છોકરીને આવા ફુટક દલાલને ન આપી હતે, અને કોઇ ગુણવાન ગરીબ સાથેજ પરણાવી હતે, તોપણ હું આજે તેને દેખત, અને તે મને ઘડપણે ટેકો થઇ પડત ! " નંદીનીના મા દુખનો નીસાસો મુકતાં બોલી.

" બાઇ ? તમે અમસ્તાં શીદ સંતાપ કરો છો ? કાંઇ કોઇના હાથની વાત છે ? વળી જ્યારે લગ્ન થયું, ત્યારે કાંઇ ધનંજય ખરાબ વર્તનનો નહોતો. સારો હુશિયાર અને વિવેકી હતો. તે તાલપુષ્કર આવતો ત્યારે ઘણીવાર અમારે ઘેર પણ આવતો. અને મને ફૂઇબા ફૂઇબા કહી કેવા મીઠા વેણ બોલાવતો ! કેમકે નંદિની મને ફૂઇબા કહીનેજ બોલાવતી. એ વખતે તો બાઇ તારા જમાઇને કોણ મુરખ કહે તેમ હતું ? "

" જવાદો. હવે એની વાતજ જવાદો. તેની યાદ આવે છે ત્યારે મારૂં કાળજું કોરાઇ જાય છે. બાકી ખરેજ એ વખતે તેનામાં એવા સારા ગુણો વસતા હતા ખરા. હજુ પણ તેનું મોટું મન તો તેવુંજ છે. પણ શું ? તેને ખરાબ સંગત લાગી અને તેથી મારી છોકરી બીચારી આજે તેનો ભોગ થઇ પડી ! " તે રડી પડી.

" બાઇ ! આમ રડવાનું મુકી દો. તે બિચારી હવે દુખમાંથી છુટી એમજ કહોને ? અહાહા ! કેવી સુંદર છોકરી હતી ? મને ફૂઇબા ફૂઇબા કહેતી પાસે આવી બેસતી એ હજી મને સાંભરી આવે છે. અને તેણીને મારી નજર સામી દેખું છું, કે માથું ફરવા માંડે છે અને આંખમાંથી આંસુને બદલે લોહી વરસી રહે છે. પણ શું કરવું ? એ સઘળું દુખ આપણુ પાછળ રહે-

નારને. ગયુ તે તો શું ? શાંતીજ. સંસારનો મોહ બ-હુજ કઠીણ છે. આ સંસારમાં તલભાર સુખ તો ડુંગર જેટલું દુખ સમાયું છે. પ્રભુ મારા છોકરાને સુખી કરે અને તેનો સંસાર ચાલતો થાય તો હું યે આ જંજાળ છોડીને હરી હરી કહેતી બેશીશ !"

"બાઇ ! પરમેશ્વર તમારા શરદચંદ્રનું સારૂં કરશે. તેના જેવો ગુણવાન અને ડાહ્યો છોકરો મે ક્યાંઈ જોયો નથી. મારી બીંદુ અને હેમબાબુ સાથે સગાભાઇ કરતાં પણ વિશેષ સ્નેહથી વરતે છે. અને હમણાજ જુઓને ! લતાના ધણીની સારવાર માટે તેણે પોતાનો અભ્યાસ પણ છોડયો. એ હવે થોડાજ દિવસમાં આવી પહોચશે, અને તમારી ચીંતા ટાળશે."

આવી રીતે વાતચીત કરતાં સાંજ પડી, એટલે તે બન્ને દેવદર્શને જવા નિકળી.

કલકત્તાથી દક્ષણ બાજુ આદિ ગંગાના કિનારા-પર કાલીઘાટ નામનું પ્રસિદ્ધ દેવળ છે. કેટલાએક સૈકા પુર્વે ગંગાનો મુખ્ય પ્રવાહ ત્યાંથીજ વહેતો હતો. અને આ દેવાલય તેના કિનારાપરજ બંધાયેલું હતું. પછી ગંગાનદીનો પ્રવાહ બદલાયો અને એ આદિ ગંગા પુરાઈ ગઇ. તોપણ એ સ્થળ પ્રથમ પ્રમાણેજ પવિત્રતાની અદ્યાપિ ખ્યાતી ધરાવે છે. વસ્તુતઃ હાલનું કલ-

કત્તા પ્રથમના કાલિઘાટ એ નામથી હતું અને તેનો અપભ્રંશજ કલકત્તા છે. કાલીદેવીનો ઘાટ એ ' કાલીઘાટ.'

આ પ્રાચીન દેવળમાં ભકતોની ઘણી ભીડ હોય છે. ઓછવના દિવસમાં કલકત્તાથી ઘણી સ્ત્રિયો અહી આવે છે. એ નદીમાં જોકે વિશેષ પાણી નથી, તોપણ તેમાં ભકતીથી ન્હાઇ રેશમી વસ્ત્રો પહેરી સ્ત્રીયો દેવાલયમાં દર્શને જાય છે. અને ત્યાં ભજન પુજન થઇ રહ્યા પછી સૌ સૌ પોતાની શકતી પ્રમાણે ગરીબોને ખેરીયાત આપે છે જેથી ભીખારી–સાધુઓ–બાવાઓ પણ એ દેવળ ફરતા પુષ્કળ પડયા હોય છે.

ઠંડીના દિવસો જેથી એ બન્ને સ્ત્રીયો ગરમ કપડાં ઓઢી રીવાજ મુજબ મીયાનામાં બેસીને આ પવિત્ર સ્થળે આવી દેવળમાં દર્શન કરી, આજુબાજુ ભરાયેલ જાત્રામાંથી નીકળી એક દુરના ભાગમાં આવેલી પર્ણકુટીમાં તે બન્ને ગઈ આશ્રમમાંથી એક વૃધ્ધ બ્રાહ્મણ બહાર આવ્યો. જેની ઉમર સીતેર વરસની હતી. પણ તે શરીરે મજબુત અને કદાવર હતો. તેના શરીરપર કરચલીયો પડી હતી. તેના વાળ પાકીને શુભ્ર થયા હતા. તેણે દેવનામો ચીતરેલ એક વસ્ત્ર પહેર્યું તથા ઓઢયું હતું. એ તાલપુષ્કરના ઘોષના કુટંબનો ગુરૂ હતો.

તેની સાથે બીજો એક મધ્યમ વયનો પુરૂષ આ-

ચ્યો હતો. તેની મુખમુદ્રાપરથી તે ધર્મ પરાયણ દેખા-
તો હતો. તેણે ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં. માથા-
પરના વાળની જટા બનેલી હતી. અને તે કાશીનો બ્ર-
હ્મચારી હતો.

શરદ્ચંદ્રની માએ પ્રથમ ગુરૂને અને ત્યારપછી
એ બ્રહ્મચારીને સાષ્ટાંગ દંડવત કર્યા. તેજ પ્રમાણે નં-
દિનીની માયે પણ નમન કર્યું. તેમણે તેણીયોને આ-
શીર્વાદ આપી આશ્રમમાં આવવા કહ્યું. બન્ને આશ્રમમાં
ગઈ.

તે વૃધ્ધે પુછ્યું—"કેમ કલ્યાણ છે ને ? બાળ-
કો આનંદમાં છે કે ? "

" હા. પરમાત્માએ મને આવરદા ભરપુર આપી
છે. પણ હવે અહી ગોઠતું નથી. કયારે એકવાર કાશીએ
જઈ રહીશ એમ હવે થયું છે. લતાના ધણી સાથે તેણી
તથા શરદ જગંનાથપુરીની જાત્રાએ ગયાં છે."

" તે જાત્રાએ ગયાં એ બહુ ઠીક કર્યું. પ્રભુ તેને
પુર્ણ રીતે આયુરારોગ્ય અને સૌખ્ય આપશે. અને વૃદ્ધા-
વસ્થાએ તેજ તને શાંતિ આપશે. પ્રભુપર વિશ્વાસ રા-
ખજે. તેમાં પ્રમાદ સેવીશ નહિ "

" પિતાજી ! ઇશ્વરપરની નીષ્ટાજ મને વૃદ્ધાવ-

સ્થાએ તારશે એવી મારી ધારણા છે. પણ અમે સ્ત્રી જાતી ! અમારી બુદ્ધી કેટલીકવાર બ્હેકી જાય છે અને ખરો માર્ગ ભુલાવી દે છે. માટે તમે અને આ બ્રહ્મચારીજી બન્ને મને કૃપા કરી સહાય આપો."

બ્રહ્મચારી બોલ્યા—"બહેન ! હું યથાશક્તી તને સહાય આપીશ. તમે કદાચ મને ન ઓળખો, તોપણ હું તમને સારી રીતે પીછાનું છું. તમને મે કાશીમાં જોયેલ છે. વળી તાલપુષ્કર મારૂં અજાણુ નથી. લતા. બિંદુ અને નંદિની એ બાળકીયો હતી, તેવારથી હું તેમને ઓળખું છું. જ્યારે તેમના વિવાહ પણ થયા ન હતા."

"બિંદુ સુખમાં પોતાને ઘેર છે. તેને બે છોકરીઓ છે. બિચારી નંદીની માત્ર આ લોક છોડી ગઇ !"

"શું નંદિની જીવતી નથી ? તે બિચારીને માટે આખા ગામને અભિમાન હતું, કે આજુબાજુના પાંચ દસ ગામમાં તેવી સુંદર છોકરી નહુતી. તેની સહીયરોનું તેણીનાપર અતીશય પ્રેમ હતું. શું તે સોનાવરણી ગુણવતી બાલીકા! અહાહા! મારા નેત્ર આગળ હજુએ એ તરી આવે છે. શું તેણી આ લોક છોડી ગઇ? તેણીનો અંત થયો ? તેને શું થયું ? શાથી તે ગુજરી ?" બ્રહ્મચારીયે આતુરતાથી સવાલ કર્યો.

" મહિનો થયો હોય નહિ હોય, તે ઘરમાં-થીજ ક્યાંઇ ગુમ થઇ છે. ધણી તરફનું તેણીને સુખ ન હતું. અને તેથી આખરે કંટાળીને દુખનો અંત આણવા માટે, તેણીયે નદીમાં પડતું મુક્યાનું સંભળાયું છે. આ સાથે આવ્યાં છે તે તેની મા થાય છે. "

" ના. બિલકુલ નહિ. આ કહેવાપર મારો બિલકુલ વિશ્વાસ બેસતો નથી. તેને નદિમાં પડતી વખતે કોઇએ જોએલ છે ? કદાચ તેણીના દુખનો અંત આવીને તેનો આયુશ્ચંદ્ર ગૃહણમુક્ત થતા સુધી પ્રભુએ તેણીને જનસમાજની નજરે ન દેખાય એવી રીતે કોઈ પુણ્ય ક્ષેત્રમાં ગુપ્ત રાખી હોય તો ? "

" બ્રહ્મચારી મહારાજ ! ઇશ્વર આપના આ શબ્દો ખરા કરે. અને મને આંધળીને દેખતી કરે " નંદીની-ની માતાએ પગે પડતાં કહ્યું.

" પરમાત્મા સત્યજ કરશે. શાંતી રાખો. " બ્રહ્મચારી આગળ બોલવા લાગ્યા " શું બિંદુને બે છોકરાં થયાંનું તમે કહ્યું કાં ? તે આનંદમાં રહો. તાલ-પુષ્કળમાં તેણીના જેવી વીનયશાળી બીજી છોકરી નહુતી એમ મને સારી રીતે સાંભરે છે. તેણીની બીજી ન્હાની બહેનને પણ મેં જોયેલ છે. "

" હા. તે પણ બિચારી ન્હાનપણમાંજ તેણીની

મા ગુજરી જવાથી તેણીની બહેન સાથે રહે છે. "

" પરમાત્મા તેણીનું પણ ભલું કરો. "

પછી કેટલીકવાર સુધી વાતો ચીતો કરી તદ્દન સંધ્યા સમય થવાથી તે બ્રહ્મચારી અને વૃદ્ધ બ્રાહ્મણ સંધ્યાવંદન માટે ઉઠયા. અને એ બંને સ્રીયો મીયાના માં બેસીને પોતાના ઘર તરફ ગઇ.



## પ્રકરણ ૨૧ મું.

# ગાયન સમારંભ.

શાર્દુલવિક્રીડિત.

રાનોમાંહિ સદૈવજે રઝળતાં કુરંગ દોડી સદા,
આવે એ ગુણ ગાનનો ન ડરતાં ખુવેચ પ્રાણો કદા;
સર્પોતે પણ વેણુનાદ સુણિને આવે તજી ગર્વને;
છે આનંદનું ચિન્હ ગાયન સદા સુષ્ટિ મહી સર્વને

જગતકિશોર બાબુએ આજે, પોતાના કેટલાક ઇષ્ટ મિત્રોને ગાનતાનના જલસામાં આવવા માટે નિમંત્રણ કર્યું હતું. અને તે પ્રમાણે મિત્રમંડળ આવતુ હતું પુરીથી તેઓ સારી રીતે આરામ થઇ તબીયત સુધરીને આવ્યા હતા. શરીરમાં પણ હવે સારી શક્તી આવી હતી અને તેથી ઉત્સાહ પણ તેમનામાં હવે તેવો સારોજ પ્રગટ્યો હતો. કુસુબા બીજા ભાઇ વગેરે ઘરનુ મંડળ તેમના વડિલો પારજીત હવેલીમાં રહેતું હતું. જ્યારે બાબુ જગતકિશોર પોતાની પત્ની સાથે ડાકટરની સલાહથી શહેરમાંના ખુલ્લાભાગમાં ઇલાહેદા સોઇદાગ મકાનમાં રહેતા હતા.

જગતકિશોર બાબુ અને તેમની સ્ત્રી વચ્ચેનો પ્રથમનો પ્રેમ સંબંધ પલટાઇને હાલમાં ઘણોજ દઢ અને

પ્રથમ કોઇ દીવસ ઉત્પન્ન થયો ન હોય તેવા વધ્યો હતો પોતે સીક હતા ત્યારે તેણીની સુશ્રુષા અને એક નિષ્ટતા તથા બીછાના પાસે રાત્રીની રાત્રીયો બેશી કરેલ ઉજાગરા, તથા પોતાને નિદ્રા આવે ત્યાં સુધી તેણી પોતાની મીઠી વાણીવડે કેવું મનરંજન કરતી ? એ સઘળી વાતો એક પછી એક યાદ આવતાં જગતકિશોરબાબુનું હૃદય પ્રેમથી ઉભરાઇ આવતું.

આ વખતે લતાની ઉમર માત્ર બાવીસેક વરસની હતી જગતકિશોરબાબુ જે ઘરમાં રહેતા હતા, તેની સઘળી દેખરેખ અને વ્યવસ્થા તેણી રાખતી. ઘણીવાર સુધી બાબુ તેણીની સાથે પ્રીતીથી વાતો કરતા બેસતા હતા. અને પ્રત્યેક કામમાં તેની સલાહ લેતા હતા. પતી પત્નીનો સંબંધ જોકે પ્રથમથી હતો. પણ હાલમાં એક બીજાના અંતઃકરણની જેવી ઓળખાણ પડી હતી, તેવી પ્રથમ કયારે પણ પડી નહતી. સંસારમાં આવતા સારા નરતા પ્રસંગોથી પતી પત્નીના અંતઃકરણ આવીજ રીતે એકત્ર થવાનો ઘણીવાર વખત આવે છે. એકદમ દુખદાઇ દેખાતા સંકટમાંથી પણ પ્રસંગે આવા ચીર સ્થાઇ પ્રેમનો પ્રાદુર્ભાવ નજરે આવે છે.

જગનાથબાબુ બાહાર દિવાનખાનામાં પરોણાઓના આગત સ્વાગતમાં રોકાયા હતા, ત્યારે લતાગૌરી પણ અંદરના ભાગમાં તેણીને મળવા આવેલ સ્ત્રી સમુદાયની

ખાતર બન્દારમાં રોકાઇ હતી. પુરીની જાત્રાવડે તેણીનો સૌભાગ્યતંતુ દ્રઢતર થયા વિશે તેણીની ભાવનાના વખાણ થતાં હતાં.

બરદ્વાન રાજકુટંબના સંબંધી અને રાજના અગ્રેસર લોક પ્રિય મુસ્સદ્દી વનવિહારી પણ જગતબાબુના નિમંત્રણથી આવ્યા હતા. તે પદવીધર અને લોકમાન્ય ગૃહસ્થ હોવાથી જગતબાબુએ તેમનું સ્વાગત ઘણા સન્માનપુર્વક કર્યું. અશ્વારોહણ અને શિકારમાં વનવિહારીની બરોબરી કરનાર તે વખતે એ પ્રાંતમાં બીજો કોઇ નહતો. યુરોપીયનોમાં પણ તેની સારી છાપ હતી. સ્વભાવની ઉદારતા સફાઇદારપણુ અને છટાદાર ભાષણથી યુરોપીયન લોકો તેમને બહુ ચાહતા હતા. વનવિહારીના અંગમાં તેવાજ પ્રકારનું ઉત્તમ ક્ષત્રીયત્વ હતું, જે જોઇ મડમોને પણ એ વિશે આશ્ચર્ય થતું. આટલાજ ગુણો તેમનામાં હતા એમ નહિ, પણ સરકારી કામોમાં કાળાના ધોળાવાળ થએલ વૃદ્ધ અમલદારોને પણ આશ્ચર્યથી દીપાવી દેવાની તેમનામાં અપુર્વ શકતી હતી. આવી રીતે વાકેફગારી હોવા સાથે તે જબરા મહેનતુ અને વ્યવસ્થિત માણસ તે હતા. જેથી સરકાર દરબારમાં પણ તેમનું સારૂં વજન હતું. કોઇપણ મહત્વના સવાલનો નિકાલ વનવિહારીની સલાહ વિના થતો નહિ. બારદ્વાનની ગાદીને વારસ ન હોવાથી, વનવિહારીનો દિકરો ઘણો ચપળ અને બુદ્ધીશાળી હતો તેને

દત્તક લેવાશે એમ બધાનો તર્ક હતો, અને રાણીયે તેનેજ દત્તક લેવો એમ કમીશનર સાહેબની પણ ઇચ્છા હતી. વનવિહારીને મિત્રમંડળ લાલાસાહેબ કહીનેજ બોલાવતું.

વનવિહારી પછી બીજું પણ કેટલુંક મિત્રમંડળ આવ્યું. જેનોપણ જગતબાબુએ યોગ્ય સન્માન કર્યો. સઘળા ગાયન સાંભળવામાં રોકાયા તે વખત જગતકિશોર અને વનવિહારીનું અંદર અંદર ભાષણ શરૂ થયું.

" લાલા સાહેબ! " જગતબાબુ બોલ્યા—" આપને ફરી મળવાનો વખત આવ્યો એ માટે મને ઘણો આનંદ થાય છે. બરદવાનથી હું નિકળ્યો ત્યારે બચવાની મને ઘણી શંકા હતી! "

" જગતબાબુ! ખરૂં કહો તો ફરી તમે પુર્વ સ્થિતીમાં આવ્યા અને અમને મેળાપ થયો, એ વિશે અમારેજ સંતોષ માનવો જોઇએ. હજુ તમારી ઉમર ચાલીસ વરસ નીચે થઇ નથી. પરમાત્મા તમને હવે સદા સુખશાંતી અને આરોગ્ય બક્ષે એમ અમે ઇચ્છીયે છીયે. "

" લાલા સાહેબ: ખરેજ પ્રવાસને લઇ મને ઘણા ફાયદા થયા છે. પ્રાચીન ઋષી મુનીઓએ જુદા જુદા સ્થળે જાત્રાએ જવા માટે કહ્યું છે તે કેવળ ધર્મ વિષયક

કર્તવ્યના ઊપદેશાર્થેજ નહિ પણ તેનાથી હવાપાણીનો, અને જુદા જુદા દેશ રીતીરીવાજો જોવાનો વખત આવતાં ઘણુંજ જ્ઞાન મળે છે એમ હવે મારો ચોકસ અભિપ્રાય બંધાયો છે. ”

“ મારૂં પણ તેવુંજ માનવું છે. તે ઠીક. પણ તમારાં માતુશ્રીયે હવે ત્યાં પુરીમાંજ રહેવાનું ધાર્યું છે એમ મે સાંભળ્યું છે તે ખરૂં કે ? ”

“ હાજી. તેણીયે તેમ કર્યું છે ખરૂં. તેણીની ગેરહાજરીને લઇ ઘડીયે ઘડીયે અચકાઇ રહેવાનો વખત આવે છે. પણ એક અરશે જોતાં તે ઠીકજ છે. વૃદ્ધાવસ્થા સુખશાંતીમાં સંસારની ઉપાધીથી રહિત થતાં વિતાવવાથી પાંચ વરસ વધારે જગતમાં બચી શકશે. તેના વારંવાર કુશળ સમાચાર આવે છે. ”

“ ઠીક છે. જે થયું તે સારૂંજ. જાત્રાથી તમારા ઘરમાં પણ તબીયત ઘણી સારી સુધરી છે એમ પણ મે સાંભળ્યું છે. હા ! પણ પેલી જવાન છોકરી ક્યાંથી લઇ આવ્યા છો ? દાસી તરીકે કામ કરતા છતાં પણ તે કોઇ કુળવાન સરખી જણાય છે. ”

“ હા. તે બાંકુરા તરફની છે. અને આ જાત્રાની મુસાફરીમાંજ તે અમારા સાથે આવી છે. તે પોતા-

ના ધણીને શોધવા નીકળેલી છે. ”

“ શું સાચું કહો છો ? આવી સુંદર તરૂણીનો ત્યાગ કરનાર એવો તો પથ્થર સરખા હૃદયનો કોણ ?”

“ લાલાસાહેબ ! એ રાજમહેલમાંનો પેલો મધુકો. તેણીના માટે મહેનત કરી તે તેડી જાય તેમ કરજો હો. ”

“ ફીકર નહિ. તે મારે માથે. પણ એવા પહાડી લોકો બેદરકાર બહુ હોય છે. અને બોટલના પ્રસાદથી તો તે તદ્દન આંધળા બને છે. ને ઘરની બૈરી પણ ભુલી જાય છે ! ”

“ હા. એ ખરૂં. પણ આ બાઈ એકવાર તેને ઘેર જશે તો પછી એ બધુંએ સીધું કરી દેશે. એ ઠીક. પણ લાલા સાહેબ ! આપે અમારા હેમચંદ્રને રાજસ્થાનમાં એજંટની જગાપર ગોઠવ્યા એ વિશે હું ઘણોજ આભારી છું. તે લાયક અને નિષ્કપટી તથા અકલવાળા માણસ છે. તે તમને સંતોષજ આપશે એવી મારી ખાત્રી છે. ”

“ જગતકિશોરબાબુ ! એ બાબતમાં પણ મારેજ તમારા ઉપકાર માનવા જોઇએ. કે એવા લાયક માણસને

શોધીને તમે મારા તરફ મોકલ્યા. તેના જેવો લાયક આદમી આજસુધી મને મળ્યો નહતો. ટુંક મુદતમાં તેણે મહાલોની ઘણી સારી વ્યવસ્થા ગોઠવી છે. હેમચંદ્રના કહેવાપર ખેડુતોનો જેટલો વિશ્વાસ છે, તેટલો રાજતરફથી અપાતા લેખોપર પણ નથી. ખરૂં કહો તો જમીનદારોની જહાગીરોમાં બખેડા થવામાં મુખ્ય ભુલ તો રાજ અને તેના અમલદારોનીજ હું સમજું છું. હિંદુસ્તાન માંહેના ખેડુતોને જો મમતા અને ન્યાયબુદ્ધીથી પાળવામાં આવે, તો તેમના સરખા ગરીબ અને વિશ્વાસુ ખેડુતો પૃથ્વીપર બીજે ક્યાંઇ જડશે નહિ. ”

“ એ તમારા નવા એજંટનું તાલપુષ્કર માંહેનું નાનકડું ઘર એ પણ એક ન્યાયની ન્હાની સરખી કોર્ટજ છે. ત્યાં પણ એવા ખેડુતોના કજીયાના ફેસલા થતા. વળી તેની વહુ એવી સદગુણી અને ડાહી છે, કે તે એવા ખેડુતોની બૈરીઓને બોલાવી ને સમજાવીને ટંટા બંધ પાડે છે. ખરી રીતે તો તકરારો બૈરાંથીજ સળગે છે. ”

“ સાચું. તે બન્ને તેવાં લાયક છે ખરાં. બરદ્વાનના રાજમાં તેની માન પ્રતિષ્ટા દીવસે દિવસ એવીજ વધતી જનો એમ હું ઇચ્છું છું. ઠીક સંભર્યું—હેમબાબુના મિત્ર તમારો શાળો શરદ હાલમાં ક્યાં છે ? ”

" શરદ અમારી સાથે પુરી સુધી આવેલ હતો. પાછા ફરતી વખત ઓરીસાપ્રાંત માંહેના એક સંસ્થાનાધિપતી અમારી સાથે થયા. તેમને શરદચંદ્ર પસંદ પડવાથી તેને પોતાના રાજ્યમાં લઇ ગયા. શરદચંદ્ર યુવાન અને ઉત્સાહી હોઇને, નવાં નવાં સ્થળો જોવાની તેને ઘણી હોંશ હોવાથી તે ત્યાં જંગલ પહાડો ગુહાઓ ફરીને શું શું પાક થાય છે? વગેરે તપાસ કરી ઘણા રાજના કાનુનોમાં સુધારો કર્યો છે. અને પ્રજા તેનાથી ખુશ રહે છે. વળી રાજાની પણ તેનાપર સારી મહેરબાની છે. "

" એ સઘળું શરદચંદ્રને ભુષણાસ્પદજ છે. પ્રબળ ઉત્સાહી તથા નેકીવાળા હોઇને, જેમનામાં નવાં નવાં કામો હાથ ધરવાની ઉમેદ હોય, તેવાનીજ અમને હાલ જરૂર છે. પણ જગતબાંધુ! શરદચંદ્ર પોતાનું ઘરબાર ઇષ્ટમિત્ર છોડીને કેવળ જંગલમાં ભટકવા ખાતરજ ત્યાં રહ્યો હોય તો એ ઠીક છે. પણ લોક વાણી તો એવી છે, કે એમાં કાંઇક પ્રેમ વિષયક નિરાશાના ઉંડા તત્વો રહેલાં હોવાં જોઇએ! "

" શું લાલા સાહેબ! એ પણ આપના જાણવામાં આવી ગયું? ખરેખર તમારી ખુબી માટે મને આશ્ચર્ય લાગે છે. "

" જુઓ. મારે કેટલીક બાબતમાં બહુ ખબર-

દારી રાખવી પડે છે. મારા મિત્ર કહેવડાવનારા ન
હસતે મોઢે મારી સાથે વાતો કરનારા પણ કાલે
આ વનવિહારીપર કાંઈ મોટું સંકટ આવી પડે ત
હેઠા પડવાનો વખત આવે તો સંતોષ માનનારા દ
છે. થોડા નથી સમજ્યા? એટલા માટે આંખો અને
ઉઘાડા તીવ્ર રાખી હમેશ મારે વર્તવુ પડે છે.
કેટલીક એવી વાતોની ખબર પડી આવે છે, કે
ક્યાંથી કેવી રીતે આવી એ વિશે આપ કલ્પના સર
પણ કરી નહિ શકો "

" તેમ હોય ત્યારે તો એવીજ ખબરદારી
ખવી જોઇએ. શરદચંદ્ર વિશે જે તમારે કાને વાત આ
છે, તે ખરી છે. એ કલકત્તામાં હતો ત્યારે એક
ણીના સંબંધે તેનું ચિત પ્રણયાકુલ બન્યું છે. અને
તારૂણી તે અમારા હેમચંદ્રની સાળી સુધાજ! "

" ઓહો! ત્યારે તો એ ખુશી થવા જેવું
તેમાં ખોટું કશુજ નથી, વેશવાળની જુની રૂઢીને વ
ગી રહીને લાકડે માકડું જોડી દેવા કરતાં યોગ્ય ર
સંબંધ કરવો એજ ઉચીત છે, કે જેથી સંસાર
સુવ્યવસ્થીત ચાલે તેને અહીં બોલાવી લ્યો સુધા ગ
હું તજવીજ કરીશ. અને શરદને પણ બારદાનમાં
બીજે ક્યાંઇ ગોઠવી દઇશ "

" અહો જગતમાબુ! આજે તો તમને ધન

ના ધનંજય બાબુજ કહેવા પડશે ગાયનનો રંગ જામ્યો છે અને તમે તો તેના જેવોજ ઘાટ કર્યો મીત્ર મંડળ સાંભળતું બેસે અને તમે એક તરફ ભરાઇ બેસી ખાનગી વાતો કર્યા કરો ?" બેઠેલ મંડળીમાંથી એકે કહ્યું.

જગતકિશોર અને વનવિહારી ત્યાંથી ઉઠી મેળાવડામાં આગળ આવી બેઠા. વનવિહારી બોલ્યા—"મિત્ર ગુપ્તજી ! તમારી ઉપમામાં જરા ભુલ છે. તેઓની માફક જગતકિશોર બાબુએ લતાગૌરીને રંઆડી નથી. પણ સંતોષીત રાખી છે."

"અરે એ ધનંજયનું તો નામજ જવા દોને ! દુષ્ટ કસાઇ ! હમણા વળી એક જુદીજ વાત મારા સાંભળવામાં આવી છે." ત્રીજો એક વચમાંજ બોલ્યો.

"શું છે ! શું વળી ?" જગતકિશોરે અધીરા બની પુછયું.

"શું વળી કેમ ? તમારા જાણવામાં નથી ? નંદીની દેવી વિશે તમે કાંઈ સાંભળ્યુંજ નથી? " પેલા ગૃહસ્થે કહ્યું.

"તે કદાચ નહિ સાંભળ્યું હોય. પણ એ વાત નિશ્ચીત નથી. સંદેહવાળી છે. અને પરમાત્મા તે ખોટીજ કરે. ઠીક પણ પેલી બાબતમાં શરદચંદ્રને જરૂર

બોલાવજો હાં. ” વનવિહારીએ રંગમાં ભંગ ન પડવા દેવા ખાતર વાતને પલટાવતાં કહ્યું.

“ બહુ સારૂં. ” જગતકિશોર બોલ્યો.

તદન સાંજ પડી દિવાબતી થઇ. નાસ્તા અને મેવા મીઠાઇની અડાળીયો તથા ચાના પ્યાલા આગળ આવ્યા. ગાયન સમાપ્ત કરવામાં આવ્યું. બાદ પાન સોપારી અત્તર ગુલાબ લઈ મેળાવડો બરખાસ્ત થયો.



## પ્રકરણ ૨૧ સુ.

# પતીનો અનુતાપ.

શાર્દૂલવિક્રીડીત.

કોઇ કુપ વિશે કહે ઉતરવા શું કોઇ કુપે પડે?
કોઇ કહે સુળિયે તું ભાઇ ચડિજા શું કોઇ સુળે ચડે!
આતો અકકલનો અરી ખુશિ ધરી સૌયે ચડાવ્યો ચડયો,
પસ્તાવું પડિયુંજ પાછળ થકી જઇ દુઃખ કુપે પડયો.
[ કવિ ભ. ન. દવે. ]

જગતકિશોર બાબુ પરોણા મંડળ ગયા પછી અંતઃપુરમાં આવીને પોતાની પ્રેમાળ પત્ની લતા સાથે શરદચંદ્રને બોલાવવા વિશે વાતો કરતા હતા. વનવિહારીએ સુધાના શરદચંદ્ર સાથે લગ્ન કરવામાં જ્ઞાતી તરફથી હરકત નહિ થવાનું માથે લીધુ છે જેથી તેને અહીં બોલાવી લગ્ન થયા બાદ બરદ્વાનમાંજ કોઇ જગાપર તેને ગોઠવી દેવાનું પણ તેમણે વચન આપ્યાનુ જગતબાબુએ લતાને કહ્યું. તેણીને એ સાંભળી ઘણેજ આનંદ થયો. નિરાશ થઇ ચાલ્યો ગએલ બંધુ પાછો પ્રેમપાશમાં બંધાઈ સુખથી સંસાર ચલાવતો થશે, સુધા તેની સાથે પત્ની હકથી વરતશે, વિગેરે વિચાર તેણીના મનમાં આવતાં તે પ્રેમાશ્રુ સારવા લાગી. સુધા

ની વાતપરથી બીંદુ પણ તેણીને યાદ આવી. અને હતભાગી દેવી નંદીનીનું પણ તેણીને સ્મરણ થયું. નંદીનીની સ્થિતીથી સુધા સંબધીના પ્રેમાશ્રુ સાથે લતા દુઃખાશ્રુ પણ ગાળવા લાગી.

મધ્યરાત્રી થઇ ગઈ હતી. આખી રાત્રી બાળબાના દીવાનો પ્રકાશ ધીમો કરી નાંખવામાં આવ્યો હતો પતી પત્નીની બારીક વાતો હજુ ચાલતી હતી. એટલામાં બહારના દરવાજા ઉપર કોઈ થાપ મારતું હોય એવો અવાજ થતાં, જગતકિશોરબાબુ કાન દઇ સાંભળવા લાગ્યા એટલે ફરી પણ તેવોજ ધ્વની સંભળાયો.

" આ વખતે આ કોણ હશે ? બધા નોકર ચાકરો સુઇ ગયા છે. માટે ચાલ હુંજ દરવાજો ઉઘાડું આમ કહી જગતકિશોર ઊઠયા પ્રેમ.ળ લતા પણ તેની પાછળ પાછળ ગઈ.

દરવાજો ઉઘાડતાં એક અજાણુ માણુસ અંદર આવ્યો. ઝાંખા પ્રકાશમાં તે કોણુ એ જગતબાબુ ઓળખી શકયા નહિ. પુરૂષને જોઇ લતા પણ પાછી ફરી અને બાજુની ખોલીમાંથી જોવા લાગી.

" આપ કોણુ છો ? અને આટલી મોડી રાત્રી એ આપનું અહીં કેમ આવવું થયું છે ? " જગતબાબુએ પુછયું.

" માફ કરો આપના સ્નેહને આ વખતે હું અપાત્ર થયો છું, પણ એક વખતે પાત્ર હતો. " તે પરોણાએ કહ્યું. " આપના જુના સ્નેહની યાદ દાસ્ત આપી આપને ત્યાં આ એક રાત્રી ગાળવા દેવાની માગણી કરૂં છું સવારે હું ઉઠીને આગળ જઇશ "

શબ્દ ઓળખીતો જણાયો. ધનપુરના ધનાઢ્ય જમીનદાર ધનંજયબાબુ આવી સ્થિતીમાં આવેલ જોઇ જગતકિશોર ચમકયો; ધનંજયનો ચહેરો કૃષ્ણવર્ણ દેખાતો હતો. આંખો ઉંડી ગઇ હતી. વાળ વિખરાયેલા હતા એકાદા ભ્રમીષ્ટની જેમ તેની સ્થિતી આ વખતે જણાતી હતી. તેનું પ્રથમનું વર્તન અને દેવી નંદીનીની હકીકત યાદ આવતાં અને ઘડી પહેલાં તેના નામપર પડેલ ફિટકાર સાંભળતાં જગતકિશોરના મનમાં તેના માટે તિરસ્કાર બુદ્ધી ઉત્પન્ન થઇ પણ ગૃહસ્થાશ્રમમાં ધર્મ પ્રમાણે ઘેર ચાલી આવેલ માણસના આ દરાતિથ્ય વિશેની બુદ્ધી તેનામાં જાગૃત થઇ. જગતબાબુ શાંતીથી બોલ્યા—" ધનંજયબાબુ ! આપને મળ્યાં ઘણાજ દીવસ થયા. પણ આપની સ્થિતી આવી કેમ થઇ ? જે તમને ઘરે આવેલા જોવાથી મોટા મોટા પોતાના અહો ભાગ્ય સમજતા ! તેમને આજે ઘરબાર છોડીને આમ ભટકવાનું શું કારણ ? સોનાના કકડા જેવી પેદાશવાળી જમીનો અને રાજવાડા જેવા મોટા બંગલાઓની ત્યારે કોણ વ્યવસ્થા રાખે છે. ? "

" પિતાશ્રીના વખતના કામદારોજ તે બધી વ્યવસ્થા કરે છે. મારા ભત્રીજા હવે મારા વારસદાર છે મારા જેવો કમનસીબ એ સંપત્તિનો ઉપભોગ લેવા લાયક નથી. મારા હાથથી મહાન પાપ થયું છે. અને તેની શિક્ષા હાલ ભોગવું છું. આ ઉદ્વીગ્ન આત્માને હવે ક્યારે વિશ્રાંતી મળશે એમ થયું છે, પણ દુનિયાની પીઠપરના કોઈ ભાગમાં મને શાંતીજ મળતી નથી મારા પ્રથમના આયુષ્યમાં મારાપર પ્રીતી રાખનારાં તે થોડાં કુટંબો હતાં, તેમાનું એક આપનું કુટંબ છે મારી સ્વર્ગસ્થ પ્રિયા ઉપર સગી બહેન કરતાં પણ એ વધારે પ્રીતી રાખતાં હતા. હું તાલપુષ્કર જતે ત્યારે પણ ત્યાં એમને ઘણીવાર મળતાં હતાં. તેમનું મન ઉદાર અને કોમળ છે. જેથી આજે પણ પ્રીતીના બે શબ્દ મારી સાથે બોલવાની તે કૃપા કરશે એવી મને ઉમેદ છે આજની એકજ રાત્રી હું તમારો પરોણો છું કાલે સવારે ઉઠી હું મારો આગળનો રસ્તો પકડીશ અને ફરી કોઈ દીવસ પણ તમને તસ્દી આપીશ નહિ

ધનંજયના આ વૈરાગ્યની લાગણીવાળા કરૂણ શબ્દો સાંભળી લતાથી હવે ન રહેવાયું. તેણે લાજ કાઢી હતી તેમાંથીજ અશ્રુપાત વરસાવવા માંડયા. તે સ્થિતિમાં તે આગળ આવીને, ધનંજયબાબુને અંદર તેડી જઇ એક ખુરસીપર બેસાડયા. નંદીની જીવ આવી રીતે આદર સત્કાર થતી વખત લતાના હાથ

ધનંજયબાબુનો થયો હતો. ધનંજય ખુરશીપર બેઠા પછી તે પોતાના પતીને ઉદ્દેશીને બોલી—"મારી વ્હાલી નંદીનીનો પતી મારા ઘેર આવે, અને વિના ખાતર બ-રદાસ્ત થયે જાય, એ જોઇને બહેન નંદિનીના જીવને કેટલું દુખ થશે ? તેમણે પોતાના સંસારની ધુળધાણી કરી હોય, તોપણ તે મારી બહેન નંદિનીના તો ધણીજ છે. માટે આપ તેમના મનમે શાંતી થાય એવી વાતો કરતા બેસો, ત્યાં હું નાસતાની તૈયારી કરૂં છું કેમકે તેમને ઘણી ભુખ લાગી જણાય છે."

લતા રસોડામાં નાસતા પાણીની તૈયારી કરવા ગઇ. અને જગતકિશોર પરોણા સાથે વાતો કરતા બેઠા. ધનંજયબાબુએ પોતાની તથા પોતાની પત્નીની સઘળી હકીકત કહી.

સઘળી હકીકત કહી રહ્યા પછી પણ તે આ-ગળ બોલતોજ હતો. "હું સંપત્તીથી વિમુખ થયો એનું મને બિલકુલ દુઃખ લાગતું નથી. રોકડ ગઇ તો-પણ હજુ ખેતર પાદર વાડી વજીફા કાયમ છે. જે પ્ર-થમ મારા મિત્ર કહેવાતા હતા, જેમને મારા પ્રાણ કરતાં પણ વધારે માનતો હતો, તેજ આ પ્રસંગે મારા તરફ તિરસ્કારથી જુએ છે. મારા વિશે અંદર અંદર નિંદા કરે છે, એ પણ હું સહન કરી શકું છું. પણ એક બાબત એવી છે કે જે રાત્રી દિવસ મારા મનને બા-ળ્યા કરે છે. અને તેના વિચારથી હજારો વિંછીના એકી

સાથે દંશ થતા હોય તે સરખી વેદના મને થાય છે. પોતાના પ્રાણ કરતાં પણ મારા પર વધારે પ્રેમ કરનાર, મારાપર બધો આધાર અને ભરોસો રાખનાર, મારી પવિત્ર પત્નીને મારાથી અત્યંત દુઃખ થયું. તે દુખથી રીબાઇ રીબાઇને છેવટ આ લોક તેને છોડવો પડયો! અરેરે! એજ મારા અંતઃકરણને બાળનાર કારી ઘાય છે. તેનો તે ફિકાશ અને લોહી વિનાનો ફિકકો બનેલ ચહેરો અહોનિશ મારી નજર આગળ તર્યા કરે છે? સ્વપ્નમાં તેની ગોરી મુર્તી મારા તરફ જોતી ઉભેલી મારી નજરે આવે છે ત્યારે હું ઝબકીને જાગી ઉઠું છું.

મારા મોઢેથી દુઃખોદ્ગાર નિકળી જાય છે. તેની હત્યાનું પાપ મારા માથે ચડયું છે. અને તે પાપથી મારી આવી દશા થઇ છે. અને તેમને ઘણીજ અસહ્ય થઈ પડી છે?

" ધનંજયબાબુ! આવા પ્રકારની મનની સ્થિતી કરીને કેમ ચાલશે? સાધવિ સ્ત્રીનું મન દુખાવી તેને મરવાની અણીપર પોચાડવા સુધીનું પાપ આપે વોર્યું ખરૂં? ધર્મશાસ્ત્રમાં પણ તેની ગણત્રી મોટા પાપોમાં ગણેલી છે. તોપણ જેને પ્રાયશ્ચીત્ત નથી એવું એક પણ પાપ નથી. પ્રત્યેકનું પ્રાયશ્ચિત્તથી નિવારણ છેજ. અને તે તમને મળેલ પણ છે. એટલે હવે પ્રભુ ચરણપર નિષ્ટા રાખો. જેથી તમને શાંતી મળશે. "

આ શબ્દો તરફ ધનંજયનું ધ્યાન ન હતુંજ એમ કહેશું તોપણ ચાલશે. તે પોતે આગળ બોલવા લાગ્યો—"એકવાર તાલપુષ્કરમાં હું મ્હારા સસરાને ઘેર હતો રાત્રીનો વખત હોઈને સ્વચ્છ ચાંદિની ખીલી રહી હતી. ગામ માંહેના બધા માણસો નિદ્રાવશ થયાં હતાં, તે વખને તેણી તથા હું બન્ને ફરવા નીકળ્યાં. શાંત સરોવરના કાંઠાપર બેસી અમે પાણી તરફ જોવા લાગ્યાં તેણીયે પોતાનું માથુ મ.રા ખભાપર ટેકવ્યું હતું. જે વખતે અંતઃકરણ સાથે અંતઃકરણો જાણે ભળી ગયાં હતાં. આકાશ માંહેના ચંદ્ર બીંબ સાથે સ્પર્ધા કરતું તેણીનું હાસ્ય વદન મે ઉંચુ કર્યું અને તે વખતે ચુંબન કરી, આકાશ તરફ જોઇ પ્રભુ સાક્ષે પ્રતિજ્ઞા કરી કે મારી વહાલીપર હું અહોનિશ તેવુંજ પ્રેમ રાખીશ. અને દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી તેમાં ફરક પડવા દઇશ નહિ. તે વખતનું ચદ્ર પ્રકાશીત વદન અત્યારે મારી નજર સામે તરે છે. માત્ર તે ફીકાશ પડતું થએલ જણાય છે, તોપણ એજ એ મુખચદ્ર! તે તારકાયુકત આકાશ તરફ આંગળી બતાવીને હું વચન ભ્રષ્ટ થયો તેનું સ્મરણ કરાવે છે! કેવો હું પાપી?"

"આવી રીતે સંભારીને નાહક મનને દુખાવશો નહિ. વધારે યાદ કરવાથી કદાચ તમારો મગજ બહેર મારી જશે?"

"શું કહું? એક વખત હું સીક હતો, એ

સાંભળીને તે પીયરથી તુરત આવી. મને દવા દારૂ કરનાર ડોકટરે મારી આશા મુકી દીધી હતી. અને આંજુબાજુ સારવાર માટે તેમજ તબીયત જોવા આવેલાઓને તે કાંઇ ઝીણે સ્વરે કહેતો હતો. પોતાના રડવાથી મારા મનમાં કલેશ ન થાય, એટલા માટે મારી મા બહાર ઉઠી ગઇ. પણ મારી એ દેવી માત્ર નિરાશ થઇ નહિ. રાત્રી દિવસ તે મારા પાસેથી જરાપણ ખસતીજ નહિ. 'પરમેશ્વર મારા સૌભાગ્યનું રક્ષણ કરશે' આમ કહેતી હીંમતથી તેણી મને શાંતી આપતી. તેણીએજ મારામાં જીવીત આશા જાગૃત કરી અને તેણીની પ્રેમ છાયા તળે મને આરામ થવા લાગ્યો. એ દેખાવ અત્યારે પણ દેખાય છે. તે શાંત અંધારી ઓરડીમાં મારા બિછાના પાસે બેઠેલ તે પ્રેમમુર્તીને હું પ્રત્યક્ષ દેખું છું. અરે હાય! હું જીવ્યો—અને મારા મુર્ખપણાને લીધે કસાઇપણાને લીધે—તે બિચારીને આ જગત છોડી જવું પડયું!"

"ધનંજયબાબુ! હવે એ બાબત સંભારશો તો તમને સોગન છે."

"છેવટનો જવાબ—અરર! કેવા ભયકારક? એ બનાવ કેવો દુખદાયક? તે કલકત્તામાં બન્યો. મારી ગાડી રસ્તાપર ચાલી આવતી હતી. અને રસ્તાની એક બાજુપર એક બિચારી નિર્બળ સ્ત્રી ઠંડીને લીધે થરથર ધ્રુજતી ઉભી હતી. તેણીના મોઢાપર ગાડીના ફા-

નસનો પ્રકાશ પડેલ મેં જોયો. તેણીયે પોતાની દયામ‌ણી નજર મારા તરફ ફેરવી. પણ કાંઇએ બોલી નહિ ! તે સ્ત્રીને ત્યાં અંધારામાંજ મુકીને ગાડી આગળ ચાલી ગઇ. બહારથી જેટલી સુંદર દેખાતી હતી તેટલીજ અંતઃકરણની મલીન એક કલકત્તાની નૃત્યાંગના મારી બાજુપર ગાડીમાં બેઠી હતી ! અને મારી ધર્મપત્ની રસ્તા પર ઠંડીમાં થરથરતી હતી ! હાય એવીજ દુઃસ્થીતીમાં તેણીનો અંત આવ્યો ! "

નાસતા પાણીની તૈયારી કરી મુકી અરધા કલાકથી લતા વાટ જોતી બેઠી હતી. ધનંજયબાબુ દુઃખાદગાર કાઢતા હતા તે સઘળા તેણી સાંભળતી હતી તેના અતિશય પશ્ચાત્તાપ યુકત નિકળેલા શબ્દો સાંભળી તેણીનું પણ અંતઃકરણ ભેદાઇ ગયું હતું. તેણી મોઢાપરની લાજ બાજુ સેરવી ખુલ્લે મ્હોયે આગળ આવી. અને અતીશય દુઃખથી વિદારણ થએલ હૃદયને લીધે કંપીત સ્વરે બોલી—" બાબુસાહેબ ! તમારા મનમાં જો આટલો બધો પશ્ચાત્તાપ થતો હશે, તો હવેથી સદાચારવડે રહેવું એજ કરેલ પાપનું ક્ષાલન છે એમ સમજો. દેવી નંદીનીને ગમતી વાતોજ જો તમે હવે કરશો, તો જરૂર તે તમારા અપરાધની દરગુજર કરશેજ. "

ધનંજય આ શબ્દો સાંભળીને એકદમ સ્તંભ્યો.

પોતાની બડબડ બંધ કરી. ઝીણા સ્વરેથી તે બોલ્યો— "લતા બહેન ! તમારી એવી ખાત્રી છે, કે તે મારી સ્વર્ગસ્થ પ્રિયા મને મારા અપરાધોની માફી આપશે?"

"હા. અવશ્ય ક્ષમા કરશે." લતાએ ઉત્તર આપ્યું. અને તેણીની આંખમાંથી દાડ દાડ આંસુ પડવ લાગ્યા. "તમે યોગ્ય રસ્તે ચાલશો તો જરૂર દેવી નંદિની તમારાપરનો ગુસ્સો ભુલી જશે. દેવીએ જીવતાં કેટલાં કષ્ટ અને કેવા તાપો સહન કર્યા છે તે એક પરમાત્માજ જાણે છે. તેણીનો સ્વભાવ હું સારી રીતે ઓળખતી. તે એવી કાંઇ અભિમાની ન હતી. અને તોપણ તેણીનો કોઇનાપરજ એટલો બધો ક્રોધ ન હતો. તમારાપર રીસ આણવાની વાત તો દુર રહી, પણ તેણીનો જે છળ થયો છે તે તે બધો ભુલી જઇ ઉલટો તમને પુણ્યનો માર્ગ બતાવશે."

અમૃતવૃષ્ટી જેવો આ શબ્દોનો આ ઘાત ધનંજયના અનુતપ્ત અંતઃકરણપર થયો. થોડીવાર સુધી કોઇ કાંઇજ બોલ્યું નહિ. એકાદું ન્હાનું બાલક માતાના પછવાડે જાય તેમ ધનંજયમાણુ નિરભિમાન બુધ્ધીથી લતા સાથે ગયો. તેણીયે કહ્યા પછી તેણે નાસતો કર્યો. અને કાંઇપણ ન બોલતાં સુવા માટે ચાલ્યો આવ્યો.

ધનંજય પથારીપર સુનો એટલે તેની આંખ-

માંથી એક સરખાં આંસુઓ ખરતાં હતાં. ઘણીવાર સુધી રડવાથી તેના અંતઃકરણનો ભાર કાંઈક હલકો થયો. અને તેથી જરા શાંતી આવી. આજે કેટલાયે દિવસોથી તેને આવી શાંત નિદ્રા આવી ન હતી. નંદિની ગયા પછી રાતોની રાતો નિદ્રા શિવાય વિચાર વમળમાં ને વિચાર વમળમાં તેણે કાઢી હતી. પણ આજે તેનાપર નિદ્રાદેવીએ કૃપા કરી.



## પ્રકરણ ૨૩ મું.

---

# પત્ની શોધ.

દોહરો.

સુરખ માનવી નહી કરે, પ્રથમથી કદર જરાય;
નાશ થયે સંભારીને, રડી રડી મન ગભરાય.

બીજા દિવસે સવારે ધનંજયબાબુએ જગતકિશોરને નંદીનીએ છેવટનો લખેલ પત્ર બતાવ્યો. નંદીની ગુમ થયા પછી તેનાં હસ્તાક્ષરથી લખાયેલ પત્ર બંગલાના માણસોના હાથ લાગેલ વાચકવર્ગ જાણેજ છે. જગતબાબુએ એ પત્ર લતાના હાથમાં આપ્યો, તેણી વાંચતાં વાંચતાં તે પત્ર તેના નેત્રાશ્રુવડે ભીંજાઇ ગયો.

પત્ર વાંચતાં લતાના ભગ્ન અંતઃકરણમાં એક આશાનો અંકુર ઉત્પન્ન થયો. તે પોતાના મન સાથે વિચારવા લાગી કે—"નંદીની ઘણી દ્રઢ મનવાળી હતી. ધર્મ તરફ તેનો આત્મા બહુજ દોરાતો. તે પોતાના પ્રાણનો ત્યાગ બીજી અજ્ઞ સ્રીયો માફક કદી કરે નહિ. કાલી ઘાટપરના બ્રહ્મચારીજીએ તેણીની માને કહ્યું છે કે તેણી કયાંઇ પણ જીવતી છે. અને તેણી પોતાનું દુઃખ વિસારે પાડવા તેવા કોઈ પવીત્ર સ્થળમાં રહેલી હોવી જોઇએ. અને તેથી જગંન્નાથપુરીમાં જે એક સં-

ન્યાસીની દર્શને આવેલ હતી તથા અમને જોતાં વાર અદ્રશ્ય થઇ ગઇ, તે તેણીજ હોવી જોઇએ એમ પણ હવે વ્હેમ જાય છે. વળી સાધુ પુરૂષના વચન શું સાચાં ન પડે? બરદ્ધાન પાસેના એકસો આઠ દેવળ વીષે આ પત્રમાં કાંઇક હકીકત છે, તો તે ત્યાં નહી હોય કે? હોય અને તેના પતીને એ મળે તો ઘણું સરૂં. બીચારો પશ્ચાત્તાપથી બહુજ દુઃખી બન્યો છે. તેના પશ્ચાત્તાપનું સાર્થક થઇને તેને તેની પવિત્ર પત્નીનો લાભ થશે!"

આ જે નવીન બાબત સ્ફુરી આવી હતી, તે વીષે સાંજ સુધી તે દીવસે હા—ના—ના તર્ક વિતર્ક ચાલી રહ્યા હતા. સંધ્યાકાળે ધનંજયબાબુ તથા પોતાની પત્નીને લઇ જગતબાબુ દેવદર્શને નીકળ્યા. એકસો આઠ દેવળો પાસે આવી પહોચ્યા. આ દેવળો રાજા મહતાબચંદે બંધાવેલાં હોઇ તે હારબંધ એક બીજાને લાગુ છે. તેના ગગનચુંબી શિખરો ઘણાં સુંદર દેખાય છે. રાજા મહતાબચંદ અહી દર્શને આવી પ્રત્યેક દેવળ આગળ સાષ્ટાંગ પ્રણીપાત કરતા, ત્યારે તેના શરીરમાંથી પરસીનાની ધારો ચાલી નીકળતી. મોટાં રાણી સાહેબ એટલે રાજા મહેતાબના પત્ની અધાપી પણ એ દેવળમાં દર્શને આવતાં. આ દેવસ્થાનના ખરચ માટે દરબારમાંથી જમીન કાઢી આપેલ હોઇને તેમાંથી સઘળી વ્યવસ્થા ચાલે છે. બરદ્ધાન આવનારા જાત્રાળુઓ આ દેવળમાં આવ્યા સિવાય રહેતા નથી.

જગતકિશોરબાબુ અને લત્તાએ ભક્તીપુર્વક દર્શન કીધાં. અને જનમનું સાર્થક કરવા માટે દેવી નંદીનીએ પત્રમાં આપેલ ઉપદેશ ધનંજયને પણ આ વખતે યાદ આવતાં તેણે પણ ભાવથી દેવદર્શન કીધું.

સુર્યાસ્તનો વખત થયો હતો. એ વખતે એ દેવળના વૃદ્ધ પુજારીને મળવા લતા તેને ઘેર ગઇ. રીતી પ્રમાણે તેણીએ તેને દંડવત કર્યા. જેથી વૃદ્ધ પુજારીએ તેણીને આશીર્વાદ આપ્યો. પછી લતાએ નમ્રતાથી પુછ્યું–"પિતાજી! આપનો નિરંતર દેવસેવામાં વખત જાય છે, તેને લઇ આપ ખરેખર ધન્ય છો. અને આપના આશીર્વાદથી હજારો લાખો માણસના દુઃખ નાશ પામે એ નિઃસંદેહ વાત છે."

"બ્હેન! મારાથી યથા શકતી દેવસેવા થાય છે ખરી. મહારાજા મહતાબેજે મારી આ જગો પર નીમનોક કરી છે. તે રાજા જેવા ધાર્મીક રાજા આ વખતમાં થવા મુશ્કેલ છે. તેમની વૃદ્ધાવસ્થા થઈ તી તોપણ અહીં આવ્યા શિવાય તેમનો એક દિવસ પણ જતો નહી. પણ બિચારા તે છોડીને ગયા!'

"પણ પિતાજી! અહી રાજા રાણીઓજ માત્ર દરશને આવે છે એમ તો કાંઇ નથી કેમ ?" લતાએ વાત ઉપાડવાનું બીજ પ્રેર્યું.

"ના–ના, શીવ મંદીરો તો સઘળાંના મુક્ત દ્વા-

રો છે. જેના અંતઃકરણમાં શિવ ભક્તી હોય તે બધા ન્હાના મોટાઓને અત્રે આવવામાં હરકત નહી.".

" ત્યારે સંસારની આધીવ્યાધી કંટાળેલાં, ઇશ ભક્તીનો આશ્રય લેવાવાળાં એવાં કેટલાંએ માણસો આવ્યા હશે! અને તેમને આપે આશીરવાદ આપી મુક્ત કર્યાં હશે ! "

" હા, એવાં માણસો વારંવાર નજરે આવે છે. તેવા દુરદૈવીઓને શિવચરણે શિવાય અન્યત્ર કયાં શાંતી મળે. ? "

" ખરૂં. એક તરૂણ સુંદર સ્ત્રી અહી આવેલી તમને સાંભરે છે કે? કદાચ તેણીએ આપને પોતાની કર્મ કથા પણ કહી હશે. આપે પણ તેણીને ધર્મ–માર્ગ બતાવ્યો હશે. ઘણા દીવસ કાંઇ થયા નથી. તાજેતરનીજ વાત છે. અને તે પુરી તરફથી આવી હોય. "

" એવાં તો ઘણા માણસો આવે છે. એક તેવી સ્ત્રી આવેલી જણાઇ હતી ખરી. તેણીના ચહેરાપરથી તે બહુજ દુખિયારી દેખાતી હતી. એટલે મારૂં ધ્યાન સહેજે તેણીના તરફ ગયું. તરૂણાવસ્થામાંજ તેણીપર વૈધવ્યનો દુઃખ ડુંગર આવી પડયો હતો અને તેથી એ રડયા કરતી હતી

" એ બાઇ વિશે હું પુછતી ન હતી પિતાજી! હું જેમા માટે પુછતી હતી, તે તો સુવાગણ હોઇને વિધવા કરતાં પણ વધારે દુઃખ તેણીપર પડેલ છે. "

જરાવાર યાદ કર્યા માફક સ્તંભીને પછી તે બોલ્યો–" દીકરી ! તેં કહ્યું તે પરથી મારા ધ્યાનમાં આવ્યું. બરાબર તે વિધવા ન હતી. પણ તેણીયે વિધવા સરખું ધોળું વસ્ત્ર માત્ર પહેર્યું હતું. પણ તેણીના હાથ કે ગળામાં કાંઈ દાગીના ન હતા. પરંતુ તેણે આંસુડા લુંછવા પોતના હાથ ઉંચા કર્યા, ત્યારે તેણીના હાથમાં સુવાગણ ચુડલો હતો. પણ મને તેના પહેરલ વસ્ત્રપરથી વિધવાનો ભ્રમ થયો હતો. "

" પિતાજી ! આપે મને આ જે ખબર કહી એ માટે હું આપની આભારી છું. તેણીયે પોતાના દુખ વિશેની કાંઇ વાત કહી હતી કે ? જો હોય તો જાણવા હુ બહુ આતુર છું. કેમકે જેથી મારી ઇચ્છાનો અંકુર કાંઈક સતેજ થતો લાગે છે. "

" મારા જે કાંઇ જાણવામાં હશે તે સઘળું હુ તને કહીશ. પણ દિકરી! બેટા ! તેણીયે મારી પાસે કાંઇજ વાત કરી નથી. શું કહું ? "

" તાલપુષ્કર અથવા ધનપુરથી પોતે આવી એમ પણ કાંઇ બોલી ન હતી કે તે ? "

"પોતે અમુક ઠેકાણેથી આવ્યા વિશે કાંઈ-કહ્યું ન હતું."

"કલકત્તામાં રહેવું એટલે આગમાં પડયા સરખું કે એવા ભાવનું તે કાંઇ બોલી હતી કે?"

"તેણીયે પોતાની દુઃખી જીવનકથા મોઢેથી કાંઈજ કહી નથી. પણ તેણીના નેત્રમાંથી શ્રાવણ ભાદરવો એક સરખો વહેતો હતો એ કહી આપતાં હતાં."

"પોતાના ધણી વિશે, અથવા પાછું ઘેર જવા વિશે પણ તે કાંઇ બોલી ન હતી કે?"

"ના કાંઇએ નહિ."

"પોતે કયાં જાય છે? અથવા કયાં જઇ રહેનાર છે, એમ કાંઇ કહ્યું કે?"

"બીજા જાત્રાળુઓની માફકજ તે જુદા જુદા તીર્થ સ્થળે જતી હતી."

"તો પિતાજી! આપને આ કરતાં બીજી વધારે માહેતી નથી કાં? જો હોય તો કૃપા કરી કહો તેણે કાંઇ નિશાની આપી હોય, કે સહેજ કાંઇ શબ્દ બોલી હોય તો કહો. આપના કહેવાપર તેણીના ધણીનું સુખ-તેની આશા-અથવા તો તેના પ્રાણ અવલંબી રહેલ છે."

" બચ્ચા ! બેટા, તે એક શબ્દ પણ બોલી નથી. તેમ કાંઇ નિશાની પણ આપી નથી. તે અહીં આવી અને પુજા કરી બીજે દિવસે આગળ રસ્તે પડી. પુજા કરતી હતી ત્યારે માત્ર તે એક સરખી રડયા કરતી હતી. "

આટલી હકીકત જાણી લઇ લતા પોતાના પતી પાસે આવી. અને જણાયેલી હકીકત કહી. અને બોલી– " નંદિની જીવે છે એતો ખાસ. કેમકે તેણીના જેવી સંન્યાસિની જગંનાથપુરીમાં મે જોઇ હતી. પણ તે વખતે આ બનાવ ખબર ન હતો, અને આગળ તપાસ કરવા જતાં તે ગુપ્ત થઇ હતી. "

જગતકિશોરે પણ બારીક તપાસ ચાલુ રાખી હતી. દેવળમાંહેના પ્રત્યેક પુજારી યા નોકર ચાકરને નંદિની વિશે તે પુછતા હતા. પણ " વિધવાના વસ્ત્ર પહેરેલી એક તરૂણ સુંદર સ્ત્રી દેવદર્શને આવી હતી ને બીજે દિવસે ચાલી ગઇ " એટલીજ વાત પુજારી કે બીજા નોકર ચાકર કહેતા હતા. " બિચારી! તેણીનો ધણી તાજેતરમાંજ ગુજરી ગએલ હશે જેથી કપાળપરના ચાંદલાની જગા તે તાજીજ ભુંસાએલ હોવાથી ઉજળી દેખાતી હતી. અરર ! " એક બાઇ બોલી.

તે બાઇ સાથે બીજા જાત્રાળુ કોણ કયાંના હતા? બરદ્વાનનાજ રહીશ હતા કે કેમ ? વિગેરે પુછતાં ત્યાં

દેવળમાં રહેનાર એક છોકરો આવી બોલ્યો " બધાં પ-રગામના હતા ગાઇપુરગામના ગોવિંદની મા એક તે બધામાં ઓળખીતી હતી. તે પાછી પોતાના ગામે હાલ છે. "

ઘણીરાત્રી થવાથી લતા મીયાનામાં બેસી પોતાના બરદ્વાન માંહેના ઘરે આવી. જગતબાબુ આવ્યા નહિ. તે ધનંજય સાથે ગાઇપુરમાં ગયા. રાત્રી અંધારી હતી. ખેતર માંહેની પગકેડીયો તદ્દન સાંકડી અને કચોખી હતી વળી ઝાકળથી તે ભિંજાએલ હતી. આ બન્ને ગૃહસ્થો જતા હતા, તે વારે સર્વત્ર સામસુમ થએલ હતું. આકાશમાં તારાઓ માત્ર ચમકતા હતા. તેજ માત્ર તેમને રસ્તાના મદદગાર હતા.

પ્રભાત થતાં પહેલાંજ તે બન્ને ગાઇપુર જઇ પહોચ્યાં. ને તે ગોવિંદની માને જગાડીને એ સ્રી સંબંધે પુછ્યું. તે યુવાન સ્રી પોતા પાસે બેસીને કેવી રડતી હતી તે વાત કહેતાં ગોવિંદની માની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. પણ તેણીયે પોતાના દુખની કથા કોઇનેજ જણાવી નથી એટલું તે બોલી.

" અહુહુ ! કેવી મીઠી છોકરી તે ! પણ નશીબજ તેણીના વાંકાં. યુવાનીમાંજ બિચારીના માથે વૈધવ્ય ! અમે ઘણા દિવસ સાથેજ રેલ્વેથી અને પગ રસ્તે મુસાફરી કરી, ઘણા તીર્થ સ્થળો જોયાં. તે બાઇ ભગ-

વાં કપડાં પહેરનાર સન્યાસિનીઓમાં જતી, અને ઘણીવાર તેમની સાથે બેસતી. તે સન્યાસીનીઓની જેમ ભગવાં વસ્ત્રો પહેરી વિરકત થવું એમ તેણીની ઇચ્છા હતી. અમે એકવાર રસ્તાની બાજુપર ઝાડ નીચે ઉતર્યા હતાં. જ્યાં તેણી સાદી રસોઇ કરતી હતી. તે વખતે મે તેણીને બહુ પુછ્યું. ત્યારે તેણીયે બીજું કાંઈ પણ ન કહ્યું અને રડતી હતી. માત્ર એટલુંજ છેવટે બોલી કે ' પોતાનું પીયેર તાલ[illegible]માં અને સાસરૂં ધનપુરમાં છે. "

તાલપુષ્કર અને ધનપુર એ બે શબ્દ સાંભળવા બરાબર પુછનારાઓની કાંઇક આશા સતેજ થઈ. તેમને લાગ્યું કે તે નદિનીજ હોવી જોઇએ.

" પણ બાઇ ? તમારો અને તેણીનો છેવટ રસ્તો ક્યાંથી જુદો પડ્યો ? અને કેટલા દિવસ થયા ? એ સઘળી હકીકત કૃપા કરીને કહેશો તો ધનપુરની દોલત તમારાપર કૃપા કરશે, અને પત્ની વિયોગથી દુઃખિત થએલ પતી તમારાપર ખુશી થશે તથા તમારા ઉપકાર મરણ પર્યંત ભુલશે નહિ. "

" શું તેણીનો ધણી જીવતો છે ? તો પછી એ વિધવા ન હતી એમ કે ? મને પણ તેમજ શંકા થઇ હતી ખરી. તે કાંઇજ બોલતી ન હતી, પણ તેના ક-

પાળપર ઝાંખો કંકુનો તિલક હતો. અમે આટલા દિવસ સાથે પ્રવાસ કરતાં હતાં પણ તેણીયે પોતાના ધણીના સંબધે કોઇ દિવસ એક શબ્દ સરખો પણ કહયો ન હતો. અહાહા ધન્ય છે!"

"તેમ થવું સ્વાભાવિક છે. પણ તમે અને તે કયાંથી જુદાં પડયાં એ કહો."

"મારો અને તેનો માર્ગ જુદો પડયોજ નથી. તે અને હું સાથેંજ બરદ્રાન આવ્યાં બીજું પણ કેટલુંક જાત્રાળુ મંડળ સાથે હતું તે અહી પણ આવીને થોડા દિવસ રહી હતી. આ પાસેનાજ એક ઝુંપડામાં તેણી રહેતી. તે પોતાનું ખાવાનું સાદું પોતાના હાથેજ રાંધી ખાતી. પછી આગળ ગામ લોકો તેણીના વિશે પુછપરછ કરવા લાગ્યા જેથી કંટાળીને બે દિવસ પહેલાં, ગયાજીયે બીજી કેટલીક બાઇઓ જનાર હતી તેમની સાથે તે ગઈ. ગયાજી માંહેની સન્યાસિનીઓના મંડળમાં જવાની પોતાની ઇચ્છા હોવાનું તેણી કહેતી હતી."

એ સાંભળી ધનંજય બોલ્યો—"જગતમાતા! તમારૂં કામ થઇ રહ્યું. હું હવે એકલોજ આગળની તપાસ કરીશ. કેમકે હવે મને એ શિવાય બીજો ધંધોજ જગતમાં અવશેષ નથી ઘરબાર મુકીને રઝળતો હુ તમારે ત્યાં આવ્યો, જ્યાં તમારા ઘેરથી મારી સારી

ખાત્રી કરી. અને હું સજ્જનોની સંગતને અને મદદને અપાત્ર છતાં આપેં જાતેં તસદી લઇ મને સહાય આપી. મારા અંતઃકરણ માંહેની એક ચિંતા હવે દૂર થઇ છે. મારી પ્રીય પત્ની જીવતી હોવાનું જાણી, હવે મને ઘણી હિંમત આવી છે. તેનો પત્તો લાગે ત્યાં સુધી હું આવીજ રીતે ભટકવાનો. તેનો પત્તો લગાડતાં દરમીયાન મારો દેહ પડે તોપણ કુરબાન છે. ”

બરદ્વાનથી બાંકીપુર જવા રેલવેથી એક રાત્રી જોઇએ છીયે. અને ગયાજી જવા માટે બાંકીપુરથી રેલવેની એક શાખા જાય છે. ગયા ક્ષેત્રમાં દેવાલયો હોઇને ત્યાં પિત્રુઓના શ્રાધ્ધ વિધી કરવા જુદા જુદા પ્રાંતોમાંથી હજારો લોકો આવે છે. ગયા શ્રાધ્ધનું પુણ્ય ઘણું મોટું મનાય છે. ફલ્ગુ નદી ઊપર અનેક હારબંધ ઘાટો બાંધેલા હોઇને ત્યાં પોતાના પિત્રુઓને સદગતી મળવા માટે સવાર સાંજ જાત્રાળુઓ ધર્મવિધી કરવામાં મચ્યા રહે છે.

હજારો લોકો ત્યાં દરરોજ આવે જાય છે. ત્યાં એકાદી બાઇ વિશે પત્તો મેળવવો એ ઘણું મુશ્કેલી ભરેલું કામ, વળી તેણીયે પોતાનું નામ નિશાન કેઇને નહિ જણાવતાં જેમ આવી તેમ ગએલ હોય! પણ આવા વિચારથી ધનંજય ના હિંમત થયો નહિ. કારણ પત્નીનો શોધ કરી ફક્ત પોતાનું ક્ષાલન કરવું એજ તેના જન્મની બાકી કામગીરી રહી હતી.

સખત બહારો થતો હતો. તોપણ ખરે બપોરે ધનંજય ગયામાં રસ્તે રસ્તે ભટકતો ફરતો હતો. તમામ દુકાનોપર તેણે તપાસ કર્યો. ગયાજીમાં પથરના વાસણો વેચવા જ્યાં ત્યાં લોકો બેઠેલાં હોય છે, તેમને તેણે પુછ્યું. પીતળની મુર્તી વેચનાર સ્ત્રી પુરૂષો દેવળ ફરતાં ગલીયોમાં દુકાનો માંડી બેઠેલાં હોય છે, તેમને પણ તેણે પુછ્યું. દેવળમાંથી જાત્રાળુ લોકો બહાર નિકળતા હતા, ત્યાં પણ તપાસ કરી. નદીના કિનારે ફરનારા પુજારી–બ્રાહ્મણો વિગેરે પાસેથી કાંઈ પત્તો લાગે તો મેળવવા તેણે પ્રયત્ન કર્યો.

હળવે હળવે સાંજ પડી. રાત્રી થઇ. તોપણ ધનંજયની તપાસ પુરી થઈ ન હતી. રસ્તામાંથી દુકાનના થોડા ચણા મમરા ફાંકીને ક્ષુધા શાંત કરી તથા ફલ્ગુ નદીમાંથી પાણી પીઇને ત્રુષાને શાંત કરી. સંધ્યા આરતીનો સમય થતાં ઘંટાનાદ થયો. નદીપરથી ઠંડો પવન આવતો હતો ધનંજય આ વખતે ઘણોજ થાકી ગયો હતો. એક પથરના થાંભલાને અઢેલી બેસતાં બેઠી જગાએ તેને નિદ્રા આવી ગઇ.

રાત્રી અંધારી હતી સઘળે શાંતી છવાઇ હતી. રાત્રીનો ઠંડો પવન વહેતો હતો. દેવળ અને બજારમાંહેનો ઘોંઘાટ હવે બંધ પડયો હતો. એટલામાં ધીરેથી ધનંજયને કોઇ હલાવીને જગાડયો. ધનંજય જાગીને ઊ-

પર જોવા લાગ્યો. ત્યાં તેની પાસે એક વૃદ્ધ પુજારી ઊભેલ હોવાનું જણાયું.

“ભાઇ ! તું કોણ છે ? આવી અંધારી રાત્રે બધા જાત્રાવાસી પોત પોતાને ઉતારે ગયા છતાં તું એકલોજ અહીં પગથીયાપર કેમ પડયો રહયો છે ?”

“હું બરદ્વાનથી આવ્યો છું. અને ત્રણ ચાર દિવસ પહેલાં ત્યાંથી કેટલુંક જાત્રાળુ મંડળ આહીં આવેલ હતું. તેના તપાસ માટે હું અત્રે આવેલ છું. તેમાં એક તરૂણ સ્ત્રી હતી, તે પાછી પોતાના ઘેર આવે એવી તેણીના ધણીની બહુ ઇચ્છા છે.”

“તે મંડળના નામો તમને ખબર છે ?” પુજારીએ પુછયું.

ગાર્ઇપુરમાં તે પૈકીના કેટલાંકના નામ ધનંજયને મળ્યાં હતાં, તેથી તેણે “હા” કહ્યું.

“તો પછી પત્તો મેળવવો કઠીણ નથી. તમે મારી સાથે ચાલો.”

તે વૃદ્ધ પુજારી ધનંજયને સાથે લઇ મહા–દેવળમાં ગયો. ત્યાં હજારો પંડયાઓ દેવળની પરસાળમાં ફરતા હતા. ત્યાં જઇ વૃદ્ધ પુજારીયે પુછપરછ કરવા માંડી. એટલે ઘણા પંડયાઓ તેના ફરતા આવી ઘેરાયા.

પત્તો મેળવી આપવાથી સારૂં ઈનામ મળશે એમ તેમને લાગતાં પોતપોતાના ચોપડા તેમણે જોવા માંડયા. કેમકે ગયાજીમાં આવનાર પ્રત્યેક જાત્રાળુની તેમાં નોંધ હોય છે. જેથી પત્તો મળવાનો સંભવ હતો.

એટલામાં એક પંડયો મોઢેથી બોલી ઉઠયો–"હાં જડયું છે. મારી પાસે તેમના નામનો પત્તો લાગ્યો છે. તે પાંચ માણસ હતાં. એક ડોસો તેની વહુ તથા તેની બે પરણાવેલી દિકરીઓ અને એક તરૂણ વિધવા બાઇ."

"પણ એ બાઇનું નામ શું ?" ધનંજયે ઉત્સુક્તાથી પુછયું.

"મારી ચોપડીમાં તેણીનું નામ લખેલ નથી. કેમકે તેણીયે નામ લખાવવાની ના પાડી હતી. પણ એટલું લખેલ છે, કે તેનો જન્મ તાલપુષ્કરમાં થએલ હોઇને તેને બનપુર પરણાવી હતી."

"બનપુર કે ધનપુર ?"

"હા. ધનપુરજ હશે. અક્ષર બરાબર સાફ લખાએલાં નથી."

"તે બધાં હવે કયાં છે ?" ધનંજયે પંડયાને પુછયું.

"તે હજી સઘળાં ગયાજીમાંજ હશે. કેમકે સઘળાં દેવળ બતાવવા તેમની સાથે હું પોતેજ હતો. સાંજે તેમણે ગોરદક્ષણા વગેરે ચુકાવી અને જે દુકાનમાં તે ઉતર્યા હતાં ત્યાંજ રાત્રી સુઈ રહેવા માટે તે ગયાં."

"કયા દુકાનમાં તે ઉતર્યા હતાં એ આપને ખબર છે?"

"ગોપાળ કંદોઇના દુકાનમાં."

"ચાલો ત્યારે આપણે ત્યાંજ જઇએ. ઉતાવળ કરો. તમારી મેહેનત ફોગટ જશે નહિ. ત્યાં તેનો પત્તો લાગશે તો હું તમને સારૂં ઇનામ આપીશ."

અરધી રાત્રે ગોપાળ કંદોઇની દુકાને જઈ તેને જગાડવમાં આવ્યો. તે આંખો ચોળતો બબડતો બહાર આવ્યો અને બોલ્યો—"કેમ? આટલી મોડી રાત્રે અમો ગરીબ માણુસપર તમારો જુલમ શો? તમે કોઇ પોલીસ માંહેના છો? શહેરમાં કયાંઇ ખુન થયું છે કે શું?"

તેનો કાંઇપણ જવાબ ન મળતાં ઘોળીયો—રૂપુસડો હાથ પર પડવા બરોબર ગોપાળ કંદોઇની આંખ પરથી ઉંઘ ઉડી ગઇ.

" આજ રાત્રે તમારા દુકાનમાં જે જાત્રાળુ ઉતર્યાં છે, તેમની સાથે મારે થોડી વાતચીત કરવી છે. વધારે વખત નહિ લાગે. "

" કયા જાત્રાળુ ?" ગોપાળ કંદોઇ બોલ્યો.

" બરદ્ધાનથી આવેલ. જેમાં ચાર બૈરાં અને એક પુરૂષ હતો. અને જે ગયા બે દીવસ અહીંજ રહ્યાં હતાં તે."

" તે જાત્રાળુ તો સાંજે જમીને તુરતજ ચાલ્યાં ગયાં છે. જેને ત્રણેક કલાક થયા હશે. "

" ક્યાં જવાનું તે કહેતાં હતાં ? "

" તે હું શી રીતે કહી શકું. ? હું કાંઇ પોલીસ નથી. બીજાની ચોવટ મારે શા વાસ્તે જોઇએ ? આમ કહેતાં તેણે દુકાન બંધ કરી.

એટલામાં ધનંજય બોલ્યો—" ભાઈ જરા ઉભો તો રહે. કહેતો ખરો. એ માણુસો કેવી રીતે ગયાં ? ગાડી રસ્તે કેમ ? "

" તેમણે હરીયા ગાડીવાળાની ગાડી ભાડે ઠરાવી ચાર બાઇઓ અંદર બેઠી અને મરદ પડખે પડખે ચાલ્યો ગયો. "

ગોપાળ કંદોઇ રૂપીયો મળ્યો તેથી ખુશી થતો

પથારીપર પડયો. અને નિદ્રા દેવીને આધીન થયો.

" અમારા હાથથી હવે બીજું કાંઇ બની શકે તેમ છે કે કેમ ? મને લાગે છે કે આ શોધ કરવી હવે તમે છોડી દ્યો. તે આ તરફ રખડી રખડીને થાકશે, એટલે પાછી તેની મેળે ઘેર પોતાના ધણીને ત્યાં આવશે. રમતા પવનને કદીપણ અટકાવી શકાય કે ! એ જેમ બને નહી તેમ સ્વચ્છંદ ફરનાર સ્રીને કદીપણ અટકાવી રાખી શકાય નહિ. " પંડયો બોલ્યો.

આ તેનું કહેવું ધનંજયને વજ્ર સમાન લાગ્યું. તે બોલ્યો—"આ તમારો વેદાંતી સિદ્ધાંત તમારી પાસેજ રાખો. મારૂં કામ હજુ થયું નથી. પ્રથમ તે હરી ગાડીવાળાને શોધી કાઢીયે. ચાલો-"

તપાસ કરવાથી હરી ગાડીવાળાનું ઘર હાથ લાગ્યું. ઘણીવાર સુધી રાડો પાડી ત્યારે તેની વહુ જાગી. તેણીયે બીતાં બીતાં કમાડ ઉઘાડયું. સરકારી લેણાનો હફતો વસુલ કરવા સીપાઇ આવ્યા હશે એમ તેણીને લાગ્યું. અને પોતાના ધણીયે તે રકમ ભરી ન દીધાથી તેને પકડવા સીપાઇ આવ્યાનું તેણે અનુમાન કર્યું.

" ઘર ધણી ઘેર નથી શાબ. " રોતા અવાજે આંખો ચોળતાં તે બોલી.

" તારો ધણી આજે ક્યાંય ભાડે ગાડી જોડી

ગયો છે કે ? કેમ ગયો છે ખરૂંને ? " ધનંજયે સુચક સવાલ કર્યો.

" હા. ગયા છે ખરા. " તે ભીખારી કંપતાં કંપતાં બોલી. " પણ એ સાચક છે હો. સરકારના પૈસા કદી ખોટા નહિ કરે. "

" બાઇ ! સરકારના પૈસા સાથે અમારે કાંઇ સંબંધ નથી. એક બાઇ ભુલી પડી છે તેનો અમે તપાસ કરીયે છીયે. "

" અરે પ્રભુ ! હવે મારા ધણીનું શું થશે ? બાઇ ! હું તમને ખાત્રીબંધ વાત કરૂં છું. કે તેમણે જાણી જોઇને કોઇની વહુ અગર છોકરીને છુપાવી રાખી નથી. એવી કોઇ બૈરીને તે લઇ આવે, તો હું ઘરમાં રહેવા પણ દઉં કે ? સરકાર ! અમે ગરીબ હોઇએ તોપણ સાચક છીયે. મોલ મજુરી કરી પેટ ભરીયે પણ એવા કચાટમાં ન પડીયે ! "

" બાઇ ! તે અમને ખબર છે. " આમ કહીને ધનંજયે એક રૂપીયો તેણીના પણ હાથ ઉપર મુકયો. " તારા ધણીપર કોઇની ફરીયાદ નથી. ને એ કાંઇ ગુન્હામાંએ આવ્યો નથી. અમથી તું ડરીશમાં. જે બાઇ ભુલી પડી છે તેણીને શોધવા તેના ધણીયે અમને મોકલ્યા છે. હરીની ગાડીમાં બેસીને તે કયાં ગઇ એજ જાણવાની જરૂર છે. "

હવે હરીની વહુના જીવમાં જીવ આવ્યો. "ગાડી ક્યાં ગઇ તેની મને ખબર નથી. તેમાં કોણને લઇ ગયા તેની પણ મને ખબર નથી. રાત્રે આઠ બજે ગોપાળ કંદોઇના દુકાનપર તે ગાડી લઇ ગયા અને ત્યાં છીડીયાં અંદર બેઠાં."

"ઠીક. પણ તારો ધણી ક્યાં સુધી જશે ? અને ચોર પાછો ક્યારે આવશે ? તે તો તને કહેતો ગયો હશે?" પંડયો બોલ્યો.

"હા. બપોરનું ખાવાનું કરી રાખવા અને ત્રીજે પોરે બુદ્ધ ગયેથી પાછા આવવાનું તે કહી ગયા છે."

"બસ તેટલાનીજ જરૂર હતી." આટલું બોલી ધનંજય પંડયાને લઈ બુદ્ધ ગયાના રસ્તાપર ગયો. "અહીંથી બુદ્ધ ગયા કાંઇ છેટી નથી. વળી ગાડી ગયા ત્રણુજ કલાક થયા છે. માટે પંડયાજી ! હિંમત ધરો ચાલો. આપણે સપાટાબંધ જઇશું તો કદાચ એ ગાડીને રસ્તાપરજ પકડી પાડીશું."

પંડયાએ લાલચના લીધે ખુશી થઇ હા કહી. કેમકે આ પહેલાંજ ધનંજયે તેનાપર દ્રવ્યની દેનગીના મંત્રનો પ્રયોગ કર્યો હતો. વળી શોધમાં પ-નો લાગ્યો તો વધારે લાભ મળશે એમ પણ તેને આશા હતી. તે મનમાં એમજ બોલતો હતો કે—"હજી આવી બીજી પૈસાદારોની ઘણી બૈરીયો આવા તીર્થ સ્થળમાં નાશી

આવે તો સારૂં. કે જેથી હમણાના આ જજમાનવૃત્તીના ધંધા કરતાં તેમા વધારે ફાયદો મળે! ”

પંડયો શરીરે આલમસ્ત હતો. અને ધનંજયે ચોકસ વિચાર કર્યો હતો, એટલે બન્ને હીંમતમાં હતા. રાત્રી અંધારી હતી તોપણ બન્ને જણાઓ સપાટાબંધ ચાલતા જતા હતા. બોલતાં બોલતાં તે ઘણા માઈલ દુર નિકળી આવ્યા. રસ્તામાં એક બે બળદ ગાડી મળી. પણ તેમાં જોઇતો હતો એ પતો ન લાગ્યો. તેણે રસ્તામાં મળતા દરેકને પુછયું પણ બરદ્વાનથી આવેલ જાત્રાળુ મંડળનો પતો લાગ્યો નહિ.

અરૂણોદય થઇને પુર્વ દિશા આરક્ત થતી હતી. તે વખતે આપણા બન્ને મુસાફર બુદ્ધ ગયાજી જઇ પહોચ્યા. ગાડીઓ છુટતી તે જગા તેમને થોડીજ મહેનત જડી આવી. અને થોડીવાર તપાસ કરવાથી હરી ગાડીવાળો પણ તાપણીપાસે તમાકુ પીતો બેઠેલ નજરે પડયો.

“ કેમ હરીભાઇ? ગયાજીથી અહી આવવાનું ભાડું સારૂં મળ્યું હશે ? ” પંડયાએ પુછયું.

“ ના. ના. પંડયાજી! પહેલાના જેવા પૈસા હવે જાત્રાળુ લોકો પાસેથી કયાં મળે છે ? અને પહેલાના વખત જેટલા જાત્રાળુઓયે હાલમાં કયાં આવે છે ? ગાડીના ભાડાં કરનારાઓનો અમારો વખત બહુ ખરાબ

આવ્યો છે. પણ શું કરીયે ? ધંધો તો કરવો. પણ પં-ડયાજી! હવે તમારા દેણાના પૈસા તમને હવે ઘોડાજ દિવસમાં આપી દઇશ. દીવાળી પહેલાં તમારૂં દેવુ ચુકતે કરી દઇશ. પણ આજ તો વધારે પૈશા મળ્યા નથી. અને બાયડી છોકરાં ઘેર ભુખ્યાં છે. " હરીયે કહ્યું.

" એ તારી બાયડી આજ ભુખે નથી મરવાની જો. તું ત્રીજે પહોરે ઘેર જઇશ ત્યાં ખાવાનું તીખું તમતમું કેવું ફુકડ બનાવી રાખશે ! વળી અહી કાંઇ તારી પાસે હું ઉઘરાણીયે આવ્યો નથી. પણ જો મારા સાથે આવ્યા છે તે તને ઇનામ આપનાર છે. આજ રાત્રે તું જે માણસો લઇ આવ્યો, તેની હકીકત કહે એટલે તને એક રૂપીયો હમણાજ અપાવું."

રૂપીયો મળવાનું સાંભળી હરીને આનંદ થયો. કહેવત છે કે " દામ કરે કામ અને લુંડી ભરે સલામ." તે બોલ્યો—" પંડયાજી ! પ્રભુ તમારૂં ભલુ કરે. મારાં છોકરાં તમને આશીશ દેશે. બાકી તેમના વિશે મને કશી વધારે ખબર નથી. ચાર બૈરાં ગાડીમાં બેઠાં હતાં, એક ડોસો સાથે ચાલ્યો આવતો હતો. "

" તે તો અમને ખબર છે. પણ તે આવ્યાં કયાંથી અને બૈરાં કેવાં દેખાતાં હતાં ? "

" બંગાલ માંહેની સારી કુળવાન બૈરીઓની જેવાં તેનાં કપડાં ઘરેણાં હતાં. એક બાઇ આધેડ ઉમ-

રની હોઇને સાથે બે છોકરીયો હતી, તેના લગન થએ-લ હશે એમ તેના પેરવાશપરથી દેખાતું હતું. ચોથી એક બાઇ વગર બોલે બેઠી આવતી હતી. તેનાપર ઘરેણાં નહોતાં. એવી ઘણી વિધવાઓ આ તીરથ કાંઠે આવે છે.

" તે મ ણુસો અહી આવ્યાને કેટલો વખત થયો? અને હાલ તે કયાં ગયાં ? તથા તારીજ ગાડીમાં પાછા ગયાજી જનાર છે કે કેમ ? "

" ના. તેમણે મારૂં ભાડું ચુકતું કરી દીધું. તે ઉપરથી એકાદ બે દીવસ અહીં રહેશે એમ લાગે છે. અમને અહી આવ્યા બહુ તો કલાક થયો હશે. બુદ્ધ ગયા એટલે કાંઇ મોટું શહેર નથી. માટે તે તરતમાંજ મળી આવશે. "

" પંડયાજી ! તમારૂં કામ હવે થઇ રહ્યું. તમને ઘણી તકલીફ આપી એ માટે લ્યો આ ફુલ નહી ને ફુલની પાકળી. આગળનો તપાસ હવે હું પોતેજ કરી લઇશ. ઇશકૃપાથી હવે મારૂં કામ થઇ રહેશે, એમ મને જણાય છે. ઠીક. તમે હવે આ ગાડીમાંજ પાછા ઘેર પોચી જાઓ. " આમ કહી ધનંજયે દસ રૂપીયા કાઢી પંડયાના હાથ ઉપર મુકયા.

પંડયાજી હરીની ગાડીમાં બેસી ગયાજી રવાના થયા. ધનંજયે પાછું પોતાનું તપાસ કરવાનું કામ શરૂ

કીધું. દરેક દુકાન, ધર્મવાડા, અને જાત્રાવાસીને ઉતરવાના સ્થળો તે જોઇ વળ્યો. છેવટે એ સ્ત્રીયો સાથે જે પુરૂષ કહેવામાં આવતો હતો તે મળ્યો. તેને નમસ્કાર કરી ધનંજય બોલ્યો—"તમે બરદ્ધાનના ખરૂં કે ? હું પણ તે તરફથીજ આવું છું. તમારી સાથે સ્ત્રીમંડળ પણ જાત્રાએ આવેલ છે. અને તેમાં એક યુવાન સ્ત્રી પણ સાથે છે, એમ મને તમારા પંડયાએ કહ્યું. પણ તે તો અહીં કયાંઈ જણાતી નથી તે ?"

"મને હાલમાં બરાબર દેખાતું નથી, પણ તમે ઘણુંકરી ધનપુરના જહાગીરદાર હશો, એમ હું ધારૂં છું. અમે આપનીજ જમીનમાં રહીયે છીયેં. મારાં ભાગ્ય તે તમારાં દર્શન થયાં." આમ કહીને તે વૃદ્ધ ડોસાએ પોતાની દીકરીઓને ધનંજયના દુખણા લેવા કહ્યું.

દીકરીઓયે તે પ્રમાણે કર્યું. પછી તે ડોસાના કાનમાં તેની વહુએ કાંઈક વાત કરી. એટલે તે ડોસો બોલ્યો—"આપના વહુના મરણથી અમને ઘણી દિલગીરી થાય છે. પાછાં તેવાં સારાં ઘરવાળાં આપને મળે, અને બાળબચ્ચાંઓનો વધારો થઇને પ્રભુ તમારી ચડતી કરે એમ અમે માગીએ છીયેં."

"શું આ ડોસલાની પીડા ? બળ્યા તેના આશીર્વાદ." આમ ધનંજય મનમાં બોલ્યો. "તમો મારા માટે સારી લાગણી બતાવો છો તેથી હું આભારી છું.

પણ તમારી સાથે જે તરૂણી આવેલ છે, તેના સંબંધની કાંઈ હકીકત તમારા જાણવામાં હોય તો મને કહો જોઇએ ! ”

તે ડોસાએ ધનંજય તરફ શંકાની નજરે જોયું. કલકત્તામાં ધનંજયે જે આમરૂના આંકડા બાંધ્યા હતા, તે તેના જાણવામાં આવેલ હતા. તે ઉપરથી એ ભાગી આવેલ બીના સંબંધે આ ભાઈના સારા વિચાર નહિ હોય, એમ તેના મનમાં આવતાં તે બોલ્યો—“ તે સંબંધે મારા વિશેષ કંઇ જાણવામાં નથી. તે બાઈ કોઈ જુવાન વિધવા હોઇને જાત્રાર્થે અમારી સાથે આવેલ છે. બિચારી તીર્થ સ્થળમાં આવવાનું કહેતી હતી. એટલે અમે તેણીને સાથે લીધી. પણ તેણી જો કંઈ ખોટા વિચારથી આવા ધામમાં આવી હોય તો પછી પ્રભુનો કોપજ સમજવો જોઇએ. અમે તો સીધાં માણસ અમારે તેની શી પંચાત ? ”

ધનંજયે ક્રોધથી પોતાનો હોઠ ચાવ્યો. તેનું માથું ભમવા લાગ્યું. તે ત્યાંથી બુદ્ધ ગયાના મોટા પ્રસિદ્ધ દેવળ તરફ ગયો. નિરાશાને લઇ હવે તેના ગુડાગળી ગયા હતા. અત્યાર સુધીની હીંમત હરાઇ ગઇ હતી. તે અતીશય થાકીને લોથપોથ થઈ જવાથી દેવળના પડથાર પર આડે પડખે થયો. તે બરાબર તેનાપર નિદ્રાદેવીનો અમલ શરૂ થયો.

---

## પ્રકરણ ૨૪ મું.

# પતી–પત્ની.

છપ્પય.

અવનીમાં સંબંધ પ્રેમ બંધનથી પુરો,
અંમલ તેનો સર્વ ઊપરે નહિ અધુરો,
ઉદ્યમને વળિ કર્મ ઉભયનો જોટો મળતો,
તેલ વાટથી જેમ દીપ તેજસ્વી બળતો.
પતી પત્નીનું જોડલું જુદાં માત્ર શરીર,
પ્રેમ સાંકળે સાંકળ્યાં બન્નેના મન સ્થિર.

આપણા આર્યાવર્તમાં ઘણા પુણ્ય ક્ષેત્રો છે. પણ સુકર્મોથી સુપીત થએલ ભુમી એ દ્રષ્ટીએ જોઇએ તો બુદ્ધ ગયા સરખું અન્ય નથી એમ કહીશું તો ચાલશે. યેશુ ખ્રીસ્ત પહેલાં પાંચસો વર્ષ જે સ્થળે હાલ ધનંજય સુતો હતો, ત્યાં એક મોટા મહાત્મા મનુષ્યોની દુ:ખદ સ્થિતિનો વિચાર કરી દુ:ખ મુક્ત થઇ નિર્વાણ-પદને કેમ પામવું તેનું ચીંતવન કરતા બેઠા હતા. એ મહાત્મા તે પ્રસિધ્ધ બૌદ્ધ ધર્મ સંસ્થાપક શાકય મુની ગૌતમ બુધ્ધ! એ મહાત્માએ સ્થાપેલ ધર્મના અનુયાયીઓ જુદા જુદા દેશમાં વસે છે. અને દુનિયાનો એક ચતુર્થંશ ભાગ એ ધર્મનો છે. અહિંસા–દયા–ક્ષમા–શાંતી એનો બુધ્ધ દેવે ઉપદેશ કર્યો. તેના ઉપદેશનો પંથ

માત્ર ભારતવર્ષમાંજ ચાલીને અટકી રહ્યો નહિ. પણ ચીન–જાપાન–બ્રહ્મદેશ વગેરે દેશના લોકોએ પણ તેનો સ્વીકાર કર્યો. એટલુંજ નહિ પણ તાતાર અને સયબિરીયા સરખા દૂર દેશમાં પણ તે પ્રચલીત થયો.

ભરતખંડના ચક્રવર્તીરાજા અશોકે ખ્રીસ્તીસન પહેલાં ત્રીજા સૈકામાં બૌધ્ધ ધર્મ સ્વીકાર્યો. અને તેના પ્રસાર માટે દૂર દૂરના દેશોમાં તે ધર્મના ઉપદેશકો મોકલ્યા. અને તેમણે શાકયમુનીએ ઉપદેશેલાં તત્વોનો બોધ કર્યો. સીરીયા–મીસર–માસીડોન–સાયરીન અને એપીરસ એ પાંચ પાશ્ચાત્યરાષ્ટ્રોમાં બૌધ્ધ ધર્મ પ્રવર્તવા લાગ્યો.

એવા ધર્મચુસ્ત અશોકના પાછળ કેટલાંએક વર્ષ વીત્યાબાદ હાલનું પ્રસિધ્ધ દેવળ બંધાયેલ છે. જે જીર્ણ સ્થિતીમાં આવતાં તેનું અતિહાસિક તત્વ ધ્યાનમાં આણીને બ્રીટીશ સરકારે રીપેર કરાવેલ છે. એજ દેવળના પઠથારપર ધનંજય નિરાશ થઇ પડયો હતો.

ભગવાન સવિતાનારાયણ ઉદયાચલપર આરૂઢ થયા હતા. અને તેના સુવર્ણરૂપ કિરણોથી દેવળનું શિખર અને બાજુનો ભાગ પ્રકાશીત થયો હતો. બુધ્ધ ધર્મ લોકોની પુજ્ય દેવમુર્તીઓનો મોટો સંગ્રહ ત્યાં હતો. જુદા જુદા દેશના જાત્રાળુના ટોળે ટોળાં પણ આમતેમ ફરતાં હતાં. વૃક્ષોની છાયા તળે કેટલાક ચુલાઓ સળગાવી રસોઇની તજવીજ કરતા હતા. મેવો મીઠાઇ

અને ફરાળની ચીજોની દુકાનો પણ દેવળની બાજુમાં પથરાએલી હતી. સવિતાનારાયણના આગમનથી વ્યવહાર ક્રમ શરૂ થયો હતો.

દેવાલયના પડથાર ઉપર સુતેલ ધનંજયની બાજુએ એક સ્ત્રી બેઠેલ હતી. તેણીયે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં. પણ તે બૌધ્ધ ધર્મી સાધ્વી ન હતી પણ હિંદુ સન્યાસિની હતી. કેશ કલાપ ઉપર તેણે ભગવું કપડું બાંધ્યું હતું. તે વસ્ત્રનો કેટલો એક ભાગ તેના ચહેરા પર અને નીચે સ્કંધ સુધી લટકતો હતો. અને તેથી બુરખાની ગરજ સહેજે સરતી હતી. શરીર પરના શ્વેત વસ્ત્ર ઉપરથી કેડ ફરતું કાષાય રંગનું બીજુ કપડું બાધ્યું હતુ સંન્યાસિનીના હાથમાં હોવો જોઇતો દંડ પણ તેણી પાસે હતો. પગમાં પાદ માત્ર ન હતાં. નિદ્રીસ્ત ધનંજયના તરફ તે ઉપરા ઉપરી જોયા કરતી હતી. અને જ્યારે જ્યારે તેના તરફ તેણીની દ્રષ્ટી સ્થીર થતી ત્યારે તેના નેત્રો અશ્રુઓથી ભરાઇ આવતાં.

ધનંજય જાગીને ઉપર જોવા લાગ્યો ત્યારે સુર્ય દેવ ઘણા ઉપર આવ્યા હતા. પોતા તરફ કોણ એકી દ્રષ્ટીએ જોયા કરે છે એ ધનંજયે જોતાં બરાબર તે ચમકયો. અને આંખો મીચી ગયો. તે આકાશ તરફ બન્ને હાથ જોડી દ્રષ્ટી કરી બોલ્યો—" ઓ દયાઘન પ્રભુ! જો હું આ દેખું છું તે સ્વપ્ન હશે, તો હવે

મને ફરી કોઇ દિવસ પણ જાગ્રત થવા દઇશ નહિ."

"ઘરબાર ન હોવાથી નિરાધાર બની દુનિયાની પીઠપર ભટકતી આ ભીખારણ પાછળ પાછળ આપ અહીં શા સારૂ આવ્યા ?"

તે સંન્યાસિનીના મોઢેથી કોમલ સ્વરે નિકળેલ શબ્દો સાંભળી ધનંજયની અંતઃ ચક્ષુઓ આગળ ભુતકાળનો ચિત્રપટ ખડો થયો.

"શું પરમાત્માએ મારા કપાળે ચડેલ સ્ત્રી હત્યાના પાપનો ડાઘ લોહી નાંખ્યો કે? ઓ મારી દેવી! મારી વ્હાલી નંદિની! મારી અર્ધાંગના સતી! મારા સામે ઉભી છો એ તુંજ છો કે?

તે સંન્યાસીનીએ શાંત પણાથી ઉત્તર આપ્યો. "હવે હું આપની નંદિનીએ નથી અને અર્ધાગનાએ નથી! આ મારા શ્વેત વસ્ત્રોપરથીજ હવે હું કોઇની પત્ની નથી. મારૂં સર્વસ્વ મે ઇશ્વરાર્પણ કર્યું છે. જે આપ જોઇ શકો છો."

થોડીવાર ધનંજય ચુપ રહ્યો. ફરી તે બોલ્યો "દેવી! તારા હાથ મારા તરફ કર જોઉં. તેને સ્પર્શ કરીને તું જીવતી છે, કલેશ યુકત મનની ભ્રમણાથી મને અમસ્તો તેમ ભ્રમ થતો નથી એ વિશે મને ખાત્રી કરવા દે."

નંદિનીએ હળવેજ પોતાના હાથનો તેના હાથને સ્પર્શ કર્યો. તે ઓળખીતા હસ્તનો સ્પર્શ થત તેણી જરા કંપીત થઇ. તુરત તેણીયે પોતાનો હાથ પાછો ખેંચી લીધો,

"વ્હાલી નંદિની ! તારા પગને હવે અડકવા દે તારી પાસે મારે ક્ષમા માગવી છે. સુખોપભોગ ભોગવવાના તારૂણ્યના વખતમાં તારાપર મે દુખના ડુંગર નાખ્યા. છેવટે ત્હારે મારો અને મારા ઘરનો ત્યાગ કરીને આવી રીતે ભટકતી ફરવાનો વખત આવ્યો !"

ધનંજયે ઉત્તમ સ્વભાવની નંદિનીના પગે પડી, તેનાપર અશરૂઓનો અભિષેક તે કરવા લાગ્યો. પગ છોડાવી તેણી એક બાજુ ઉભી રહી. અને પછી શાંતતાથી બોલવા લાગી—"પાછળની વાતો હવે સંભારશો નહિ. આપણામાં હવે ભુતકાલનો કશોજ સંબંધ રહ્યો નથી. આપને ક્ષમા માગવી હશે તો તે પ્રભુ પાસે માગો. તેના શિવાય બીજામાં પાપ ક્ષાલન કરવાની શક્તી નથી."

"પરમાત્મા મને મારા પાપની ક્ષમા કરે એટલે બસ થયું. તેના શિવાય બીજો મારે તરવાનો માર્ગજ રહ્યો નથી એ સત્ય છે. પણ નંદિની ! મને કેટલાં દુઃખ સહેવાં પડયાં છે, એ જો તારા જાણવામાં આવે તો તું એ મને ક્ષમા કરશે. બનેલ બનાવના ક્રૂર પિશાચ્ચો મને રાત્રી દિવસ બીહીવરાવે છે. પછી મને

માથાનો દુખાવો ઉપડી આવે છે. અને નિદ્રા આવતી નથી. મારા હાથથી તારા જીવનની કેવી ખરાબી થઇ, એ વિચાર મનમાં આવે છે ત્યારે મુંઝાઇ જાઉં છું. મનને શાંતી થવા મે કેટલાયે પ્રયત્ન કર્યા, પણ તે સઘળા વ્યર્થ ગયા સ્ત્રી હત્યાના અઘોર પાપથી મારા શરીરમાંનો સઘળો વ્યવહાર બંધ પડી જતો, એમ મને થઇ આવતું. ”

“ અરર ! આપને ઘણાં કષ્ટ ભોગવવાં પડયાં હશે એમાં શક નથી. પણ ત્રિવિધિતાપથી બળતા પ્રાણીએ પરમાત્માના ચરણનો આશ્રય લેવાથી શાંતિ પ્રાપ્ત થાયજ. ”

“ રાત્રી વખતે ભયંકર સ્વપ્નો પડતાં. મધ્યરાત્રીના સમયે સ્ત્રીહત્યા મારા હાથથી થયાનું દેખાતું, તો કોઇ દિવસ સ્ત્રીનું પ્રેત નદીમાં તરતું હોય એમ સ્વપ્નમાં ભાસ થતો. આવી રીતે દરરોજ ભયંકર સ્વપ્ન જોતો, એટલે બીહીને હું રાડો પાડી જાગી જતો. જાગ્યા પછી એક પ્રેમાળ સાધવીના સુખમાં મે કેવું ઝેર કાલવ્યું ? મે અરસિકે સુગંધિ પુષ્પને કેવી રીતે પગતળે ચગદી નાખ્યું ? એ વિચાર આવતાં હું અત્યંત રડી પડતો, પણ તે વખતે મને શાંતી આપવા કોણ પાસે હોય ? ”

“ શિવ ! શિવ ! આપ હવે એવું કાંઇ ન

એલો. સંસારથી મુક્ત થઇને ઇશ્વર સેવામાં મેં મારૂં જીવન અર્પણ કરેલ હોવાથી સંસારના સુખ દુખની વાતો સાંભળી કાનને અપવિત્ર કરવા એ મને હુવે ઉચીત નથી. ”

“ નિવૃત્તી માર્ગમાં પ્રાપ્ત થનારી શાંતી માટે તેં સંસારના સુખ દુખનો ત્યાગ કર્યો. પણ મને તો કયાંઇએ શાતી મળીજ નહિ, તારા સંબંધનું સ્મરણ આપનારી પ્રત્યેક વસ્તુ તું મુક્તી ગએલી તમામ વાતો. ઓ નંદીની! મારી આંખમાં સોય પ્રમાણે ખુંચતી હતી ક્ષણે ક્ષણ મારા હૃદયમાંથી રકતબિંદુઓ ટપકતાં હતાં. છેવટે કલકત્તાનું ઘર મને શ્મશાન સરખું દેખાવા લાગ્યું. જેથી એ છોડીને હું રસ્તે રસ્તે ભટકવા લાગ્યો. હું બિંદુના ઘેર ગયો. કેમકે પૃથ્વીની પીઠ ઉપર શાંતીનો વાસો કહિએ તો ગરીબી હાલતમાં દિવસ નિર્ગમન કરતી બિંદુને ત્યાંજ! વળી બાલ્યાવસ્થામાં તેણીનું તારાપર અત્યંત પ્રેમ હતું અને હજીપણ ઘણાજ હેતથી તે તને સંભારતી હશે. મારા કૃત કર્મોને માટે હું તે-ણીની દયા માગીશ તો તે મને ક્ષમા કરશે અને મારા મનને શાંતી આપશે એવી મારી ખાત્રી હતી. ”

બિંદુનુ નામ નિકળતાંજ નંદીનીની આંખમાં આંસું આવી ગયાં બિંદુના સહવાસને હવે આપણે સ-દંતર ચુકયાં એ વિચારથી શ્વેતવસ્ત્રધારી નંદીનીના અંતઃકરણમાં ભગિની પ્રેમનો ઉભળકો આવી ગયો.

" બિંદુને મળવા હું તેણીના ઉતારે ગયો. પણ તે તે પહેલાંજ કલકત્તા છોડીને તાલપુષ્કર ગઇ હતી. અને તાલપુષ્કરમાં તો આ કૃષ્ણ મુખ દેખાડવા જમા નહુતી ! પછી મને લતા યાદ આવી. દિવસ કે રાત્રી છે. તેનો કાંઇપણ વિચાર કર્યા શિવાય હું ધનપુરથી બરદ્વાન ચાલતો થયો. રસ્તામાં કોઇ જગ્યાએ ગોકુળના ઝુપડામાં ઘાસની પથારીપર પડયો રહેતો છેવટે એક દિવસે મોડી રાત્રે હું બરદ્વાન પહોચ્યો ચાલવાનો મહા વરો ન હોવાથી પગે ફરફોલા ઉપડી આવ્યા હતા લતા ને ઘેર જઇને દરવાજો ખખડાવવા લાગ્યા જ્યારે મારો હાથ કંપતો હતો. લતા અને તેણીનો ધણી પુરીની જાત્રએથી થોડા દીવસ પહેલાંજ ઘરે આવ્યાં હતાં તેમણે મારી સારી બરદાસ કરી તેણીએ મારી દુઃખી કથા સાંભળી લીધી તેણીની છાતી ભરાઇ આવી હું તારૂ સ્મરણ હૃદયમાં રાખી તને પ્રિય લાગે એવું વર્ત્તન રાખુ તો તું મને ક્ષમા કરશે " એમ તેણીએ કહ્યું જેથી મને શાંતી વળી પરમાત્મા તેણીને અહોનીશ સુખી રાખે !

ધનંજય આગળ બોલતો બંધ રહયો. તેના નિસ્તેજ ગાલોપરથી અશરૂનો પ્રવાહ વહેવા લાગ્યો. જરા શાંત થવા પછી તે ફરી આગળ બોલવા લાગ્યો—" દેવી આપણા પ્રેમની છેવટ નિશાની તરીકેનો જે પત્ર તુ મુકી ગઇ હતી, તે હમેશાં હું મારી છાતી સાથે સાંચવી રાખતો. એ પત્રથીજ એકસો આઠ હેવળો તરફ

આવવાનો મને વિચાર સુઝયો. ત્યાં સુધી લતા અને તે-ણીનો ધણી સાથે આવ્યાં હતાં. તેમને તારા આવી રીતે થયા વિશે માહેતી ન હતી. તોપણ ગઇપુર સુધી પતો મેળવી લીધો. અને તું ગયાજી આવ્યાના ખબર ત્યાંથી મને મળ્યા. ગઇ કાલે અહીં આવી. દેવળમાં તથા બ-જારમાં મે તારો તપાસ કર્યો. નદી તીરપર સ્વપ્નમાં મને તારાં દર્શન થયાં. વધારે શું કહુ ? પરમાત્માએ મારી નંદિની–મારા પ્રાણ–મારો પ્રાણનો આધાર–મને પાછો આપ્યો ? ”

સર્વ સંગનો ત્યાગ દેખાડનારા શુભ્ર વસ્રોનો નંદિનીએ સ્વિકાર કરેલો હતો, તોપણ પતીના એ શબ્દો સાંભળીને નિસર્ગ સિદ્ધ સ્રી સ્વભાવનું તેનામાં પ્રાબલ્ય વધ્યું. તેણીનું હ્રદય ભરાઇ આવ્યું. અને નેત્રમાં અશ્રૂ ચમકવા લાગ્યાં. જરા કંપીત સ્વરે તે બોલી–

“ પાપની ક્ષમા આપવાનો અધિકાર માનવીને નથી. પાપોનું ક્ષાલન એક પરમાત્માજ કરી શકશે. મારા જેવી કોઇ ગરીબ અબલાની પ્રાર્થનાનો જો કાંઇ ઉપ-યોગ થાય, તો અહોનિશ તે જગનિયંતા પાસે આપને પાપ મુક્ત કરવા પ્રાર્થના કરવાનીજ. આપને ઘણી દુ:ખદ માનસિક યાતનાઓ ભોગવવી પડી. પોતાના હા-થથી થએલ ભુલનું આપે પ્રાયાશ્ચત પણ લીધું છે. વળી ઇશ્વર સાક્ષીથી હું કહું છું, કે મરતાં સુધી મારા અંત:કરણમાં આપના વિશે કદિ ક્રોધ યુક્ત વિચાર એક

પળવાર પણ આવનાર નથી. ”

“ નંદિની! તું પુણ્યાત્મા છે. તને ધન્ય છે! મેં તારો મોટો અપરાધ કર્યો છે, છતાં મારાપર તેં ક્રોધ આણ્યો નહિ, એ વાત મારા હૃદયમાં નિરંતર રમતી રહેશે. હવે તું તારા દુઃખી જીવનની કથા કહે જોઉં! ”

“ મારી હકીકત એ દુઃખની કથા નથી. સચ્ચીદાનંદ પરમાત્માના ચરણોનો જેણે આશ્રય લીધો, તેની પાસે દુખ રહેજ નહિ. પરમાર્થે દીક્ષા લઇ જાત્રાઓ કરવામાં, અને પુણ્યકાર્યો કરવામાં પોતાનું જીવન પુરૂં કરનારી ઘણી સ્ત્રીઓ આપણા દેશમાં છે. અને એવી દૂર દૂરની જાત્રાઓ કરી આવેલ અનેક સ્ત્રીઓના પુણ્યદર્શનનો લાભ થયો છે. શ્રી ગંગાજીનું મથાળ જે ગૌમુખ ત્યાંની બરફ રાશીઓ તેમણે જોઇ છે. કાશ્મીર માંહેના હિમાચ્છાદિત પર્વતોપરના દેવાલયોના તેમણે દર્શન કર્યાં છે શ્રીરામ અને સીતાદેવીના સહવાસે પવિત્રતા પામેલ ગોદાત્રટના તીર્થ સ્થળો જોવા તે દક્ષીણમાં ગઇ. શ્રીકૃષ્ણની રાજધાની દ્વારિકા તેમજ કાવેરી અને તુંગભદ્રા આદિ પવિત્ર નદીઓ, તથા રામેશ્વર પણ તે જઇ આવેલી છે. જુદા જુદા પુણ્યતીર્થોમાં જઇ, પરમાત્માના ભિન્ન ભિન્ન સ્વરૂપના દર્શન કરવાં. અને પ્રભુના પ્રાણીઓ જે કોઇ દુઃખી હોય તેમને બનતા પ્રયાસે શાંતિ આપવી, એજ તે સાધવિઓનું વ્રત છે. પવિત્રતાથી રહીને પોતાનું જીવીત તેણીઓ પુરૂં કરે છે.

તેમણે મને પોતાના આશીર્વાદથી પાવન કરેલ છે. અને સહાય આપવા વચન પણ આપેલું છે. તેમની સંગાથે રહેવાથી હું આ દુખમય સંસારને ભુલી જઇશ. હવે આ ધોળાં વસ્ત્રોને બદલે તેમના જેવાં ભગવાં વસ્ત્રો ધારણ કરીશ અને તેમના જેમ પરમાર્થમાં જીવન ગાળીશ. એમ મે નિશ્ચય કર્યો છે. કેમકે ખરૂં સુખ પરમાર્થમાંજ છે એમ શાસ્ત્રો કહે છે.

" દેવી! તારો ઉદ્દેશ ખરેજ પૌઢ, અને આજ સુધીના તારા જીવન ક્રમને શોભે એવોજ છે. પણ તીર્થ સ્થળો ફરવાથીજ પ્રભુ પ્રસન્ન થાય છે, એમજ તને લાગે છે કે? સંસારમાં રહીને પોતાના દીન બાંધવોને અને ભગિનીઓને સહાય આપે છે, ગોર ગરીબને મદદ કરે છે, જગતમાંહેની માયામાં ન લપટાતાં સત્માર્ગથી વરતે તેની પ્રભુ ખબર નથી લેતા શું ,એમ તારૂં માનવું છે ? "

" ના. તેમ મારી માન્યતા નથી. સંસારમાં સદાચરણથી રહેવાથી પરમાત્માને જેવો સંતોષ થાય છે, તેવો દેવળમાં ષોડશોપચારી પુજા કરતાં બેસીને થતો નથી. એમજ ધર્મશાસ્ત્રો પણ કહે છે. પણ સંસારમાંના કર્તવ્યો સારી રીતે, અને આવેલ સંકટોથી ન ડરતાં તે પુર્ણ કરવાનું સામર્થ્ય જેનામાં ન હોય, તેવો જ નિવૃતી માર્ગ ગ્રહણ કરે છે. કૃપાનાથ! હું એવા દુર્બળ માનવી માંહેનીજ છું મારી ફરજ મારાથી પુર્ણ

થઇ નથી એટલેજ તે સંન્યાસીની થઇ પુર્ણ કરનાર છું"

" પણ દેવી નંદીની! તું તારા કર્તવ્યમાં ચુકીજ નથી શિવાય હમણા સુધી તેં કઠીણ તપાચરણ કર્યું છે. આવી કઠીણ તપશ્ચર્યા પ્રાચીન ઋષિ મુનીઓએ પણ કરી નહિ હોય, પ્રપંચ માંહેના દુઃખો સહન કરવાનો તારામાં જે મનો નિગ્રહ છે; તેવો ક્વચિતજ કોઇ મહાત્મામાં હશે! કર્તવ્ય પરાંઙ્મુખ એવો તો નીચ હુજ છું મારૂં મન મલિન વીષયાધિન થયું. હુજ અત્યંત દુર્બળ છું જેથી મનેજ તારા સહાયની જરૂર છે. સ્થિતીએ પહોચેલ તારાપતિ સાથે રહી, તેને સ માર્ગ ચલાવવાની શું તારી ઇચ્છા નથી કે ?"

" કૃપા કરી હવે મને એવા મોહમાં ના નાખો. અમો સ્ત્રિયો એટલે અબળા અમારાં મન બહુ દુર્બળ હોય છે."

" ઠીક મારી વાત રહી, પણ તારી માતાને તારા શિવાય બીજું શાંતિ સ્થાન નથી, માતાને વૃદ્ધાવસ્થાએ સુખ આપનાર સદગુણી દીકરીજ હોઇ શકે, તો તેનો પણ તું શું ત્યાગ હવે કરવાની કે ? જેણીયે પ્રાણ કરતાં પણ તને વહાલી ગણી તેને પણ તું છેવટ વૃદ્ધાવસ્થાએ શંતી નહિ આપે કે!"

" મુકો જવા દો એવી વાતો, આવી રીતે મારી પાછળ ન પડો. મારાથી પાછું આવી શકાય

નહિ. એમ જાણુવા છતાં આ માયાની જાળ મારા ફુર-
તી શામાટે બીછાવો છો, પાથરો છો ? "

" શું તારી પ્રિય ભગીની બિંદુને પણ મળ-
વાનું તારા મનમાં નથી આવતું કે ? આજ સુધી તારા
પર નિઃસીમ પ્રેમ રાખનારી તને સંભારતી રહેશે તેના
બચ્ચાં તને પ્રીતીથી ' માશીબા—માશીબા ' કરતાં બો-
બડા શબ્દોવડે તને સંભારે, તેમને પાસે લઇ રમાડવાનું
પણ તને મન નથી થતું કે ? તારી લતા બહેન તારા
માટે અત્યંત શોકાકુલ છે, તેને મળીને તેણીને પણ તું
શાંતી નહિ આપે કે ? વળી સુધા શરદચંદ્ર સાથે પ્રે-
માવશ થઇ છે, તેણીનું પણ તું સમાધાન નહિ કરીશ
કે ? ઘેર પાછું આવવાની જરૂર છે. તારાપર કેટલાંએ
કામો બાકી છે. શું કર્તવ્ય કરતાં એક સંન્યાસિનીની
વૃત્તીમાંહેના કર્તવ્ય તને વધારે શ્રેષ્ઠ જણાય છે શું ? "

" પણ હવે મને ધરજ રહ્યું નથી " રડતાં ર-
ડતાં નંદીની બોલી સંબંધી માણુસોના નામો સાંભળી
તેની છાતી ભરાઇ આવી તે રડી પડી.

" કેમવારૂ નંદીની ? મારી પ્રાણેશ્વરી દેવી !
તને આ અનુતપ્ત પતી પોતાના હૃદયમાં સ્થાન આપે
છે. દેવી ! આપણે બન્નેએ કેટલાક વરશો પુર્વે કેવા
આનંદમાં દીવસો નિર્ગમન કર્યા, તેનું તું સ્મરણ કર-
તને જોઇ મારા આત્માને કેવી શાંતી થતી તે તું યાદ
કર. પણ પછી કુસંગતને લઇ હું અંધ બન્યો પાપના

પર્વતો રચ્યા, પણ મારી વ્હાલી પ્રિયા ! ખરેજ તારા પ્રેમની મને કોઇ દીવસ વિસ્મૃતી થઇજ નથી, તું તારૂણ્ય લતિકા ખિલતી હતી તે વખતેંય પણ તને જોઇને, આજના જેટલો સંતોષ મારા મનને થતો ન હતો. તારૂણ્ય આવ્યા બાદ બાહુ પાશમાં તને પ્રેમથી બદ્ધ કરતાં એ વખતે તું જેટલી પ્રિય લાગતી, તે કરતાં પણ હવે તું મને વધારે પ્રિય લાગે છે દેવી! મારી પ્રિય નંદીની! હવે મારી ઉપેક્ષા ન કરો, હવેથી તને મારો ગુલામ સમજી લેવો, એ તારા હાથમાં છે. પરમાત્માએ અઘોર પાપમાંથી મારો છુટકારો કર્યો છે તો પણ હવે હું સદાચરણથીજ વરતીશ "

નખશિખાંત નંદીનીની શરીરયષ્ટી કંપવા લાગ્યું પ્રેમથી હૃદય ભરાઇ આવતાં તેણીનાથી બોલી શકાતું નહતું. સર્વ મનોવિકાર કબજે રાખી શકાશે, જીવન માંહેની સઘળી વાતો વિસરી જઇ શકાશે. પણ જે એક નિષ્ટ સ્ત્રીએ સઘળા મનોભાવ વડે કોઇ એક પુરૂષ ઉપર પ્રેમ બાંધેલ હશે, તે પુરૂષના પ્રેમને તે સ્ત્રી વિસારવા શકતીમાન નથી, તે તેણીનાથી નહીજ બને મનમાં પ્રગટ થએલ સ્ત્રી સ્વભાવ વિરૂદ્ધ મનોવૃતીને દાબવાનો નંદીનીએ ઘણોએ પ્રયત્ન કર્યો, અને તે કહેવા લાગી પણ તેણીના એ શબ્દોમાંજ મનની નબળાઇ અને પતિ પ્રેમની જાગ્રતી સ્પષ્ટ દેખાઇ આવતી હતી.

" આ ગરીબ અબલાને ઝંઝટમાં ન નાખો,

મારા મનની દુર્બળતા આપથી અજાણી નથી, પરમાત્માએ આપણુનો સંબંધ બાંધેલ અને તેણેજ પાછાં વિખુટાં કર્યા છે તો પછી સ્વીકારેલા પોતપોતાના માર્ગેજ આપણે સ્વીકારવા અને તે સંભાળવા એજ ઉત્તમ છે ગને સંસારમાં હતી ત્યારે જે આનંદ થતો ન હતો તે આ ઈશ્વરો પાસનામાં મને પ્રાપ્ત થાય છે. આપને પણ જીવનનું સાર્થક કરવાનો—જહાગીર માંહેના ખેડુતોને મદદ કરવાનો–દેશની યથા શકતી સેવા બજાવવાનો જે પરમાત્માએ પાછા આપને પુર્વ સ્થીતીએ આણ્યા તેની અનન્ય ભાવથી ઉપાસના કરવાનો એ માર્ગ ખુલ્લા છે. યઃકશ્ચિત સ્ત્રીના પ્રેમ કરતાં આ કર્તવ્યો ખરેખર વધારે શ્રેષ્ઠ છે. આપ એ માર્ગ સ્વીકારો. અને મારો લીધેલ રસ્તો મને ગ્રહુન કરવા દો. મારા મનને હાલના ગ્રહણ કરેલા માર્ગમાંજ શાંતિ મળશે. ફરી કેટલાક વરસે જ્યારે આપણો મેળાપ થશે ત્યારે આપણું તારૂણ્ય નષ્ટ થઈને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થએલ હશે, ત્યારે પરસ્પર શુદ્ધ સાત્વિક પ્રેમથી વાનપ્રસ્થાશ્રમ પાળતાં આપણુને ઠીક લાગશે અને કઠીણ પડશે નહિ. જે આપણો સ્વાર્થી પ્રેમ સંબંધ નષ્ટ થયો છે, તેને પુનરૂજ્જીવીત કરવાની એ વખતે આપણુને ઈચ્છા નહિ થશે. ”

“ પ્રિય નંદીની ! હું કર્તવ્ય ભ્રષ્ટ થયો, મારાથી પ્રમાદ સેવાયો એ વાત ખરી, પણ જો તું આ પતિતને હાથ દઈશ, તો તે થયેલ ભુલની પાછી ભરપાઈ

કરીશ હું તારી સાથે નિષ્ઠુરતાથી વર્ત્યો, અને કુમાર્ગ ગ્રહણ કર્યો તેનાથી મુક્ત થવા માટે તારૂંજ સહાય જોઈએ, પ્રત્યક્ષ પ્રભુ પાશે મારૂં માથું નમાવવા હું ભુલ્યો, પણ તે તારી પાસે આજે આનંદથી નમાવું છું તું મારી ઇષ્ટ દેવી છો. તાહરો કૃપાપ્રસાદ આ દાસપર થવા દે હવે કસોટી ના કર." આમ કહી તે નંદીનીના પગમાં પડયો.

"ઉઠો, ઉઠો ઊભા થાઓ." અતીશય રડતાં રડતાં તેને ઉઠાડતી નંદીની બોલી—"મેં આ માર્ગ સ્વીકાર્યો છે તોપણ મારો સ્ત્રી સ્વભાવ નષ્ટ થયો નથી હું ચોકસ કહું છું કે આપ મારા પ્રાણેશ છો. અને હું આપની પત્ની છું, એ હું કોઇ દીવસ વિસરવાની નહિ. પૃથ્વીની પીઠ ઉપર હું ગમે ત્યાં ફરતી હોઉ તોપણ આપના પ્રત્યેનો મારો પ્રેમ આ હૃદયમાંથી કદી ઓછો થનાર નથીજ, મારો દેહ ઇશ્વર સેવામાં અર્પણ કરેલ હોય તોપણ એ ઇશ્વરેજ સ્ત્રીજન્મ આપેલ હોવાથી પુર્વસ્મૃતિ મનમાં રાખવામાં આવે તો પણ પ્રભુનો કોપ થશે નહિ માટે હું આપને જ્યારે આટલું કહું છું તો પછી મને મારો રસ્તો ગ્રહણ કરવા દયો. આપની મુર્તી મારા હૃદયમાં અડોનીસ વાસ કરશે. અને તે જગનિયંતા પાસે આપનું હું અહોનીશ ભલુ ઇચ્છીશ. આ વિરાગના શુભ્રવસ્ત્રો મેં પહેર્યાં છે એટલે હવે સંસારમાં પાછું મારાથી અવાય નહિ."

"ઇષ્ટ દેવી! એમ બોલ નહિ, તું સ્ત્રી જાતી

નું શિરો રત્ન છે. પતિવૃત્યની વિમલ ધ્વજા છે. સ્ત્રી કર્તવ્ય માટે જો તારી બુદ્ધી ખરેખર જાગ્રત હશે, તો જરૂર એ વૈરાગી વસ્ત્રો આડે આવશે નહિ. વિવાહ વખતે જે કંકણ તેં ધારણ કર્યું હતું તે અદ્યાપી તારા હાથમાં છે, તેનો ત્યાગ તેં હજી કર્યો નથી. જે ઉપર થી હજુ તેં સંન્યાસિનીની દીક્ષા લીધી નથી. વિધી-પુર્વક દીક્ષા લીધા પુર્વે પુર્વાશ્રમમાં જવાને કાંઇ હરકત નથી. તે કંકણ ઊપરથીજ હજી તારાપર મારો હક છે એ સાબિત થાય છે, તું મારી ગ્રહ દેવતા છે. તારો સ્વભાવ અત્યંત નિર્મલ ગંગાજલ સમાન છે, તારૂં અંતઃકરણ પ્રેમનો સાગર છે. તું સત્વગુણી બોલતી ચાલતી દેવ મુર્તી છો તારા પ્રેમાનુગ્રહને પાત્ર થવાનો, તારી ધ્યાન મુર્તી સામે માંડીને તારા ગુણો મારામાં દાખલ કરવાનો હું પ્રયત્ન કરીશ. ”

દેવાલયના શિખરપર અને અન્યત્ર બાલરવિના સુવર્ણ કીરણોનો પ્રકાશ પથરાયો હતો. જે કે તે પ્રેમાળ અને ક્ષમાશીલ સાધ્વી ઊપર આકાશમાંથી સુવર્ણ પુ-ષ્પોની વૃષ્ટીજ થતી હોય એમ દેખાવ જણાતો હતો. એટલામાં બાજુના દેવાલયમાંથી પ્રાતઃકાલની પુજા સમ-યનો ઘંટાનાદ થયો. એક સ્થિતિ ભ્રષ્ટ પશ્ચાત્તાપ કર-વાથી પુર્વ સ્થિતીએ આવ્યો, પત્નીના શુદ્ધ પ્રેમવડે એક પતિત પતીનો ઉદ્ધાર થયો, એવુંજ જાણે તે ઘંટાનાદ જગતને જણાવતો હતો.

નંદિની અને ધનંજયના હૃદય એકત્ર થયાં, એક માર્ગે દોરાયાં, અને એકજ કાર્યમાં પ્રેરાયાં.

## પ્રકરણ છેલ્લું.

# ઉપસંહાર.

ઘણુના ઘાય સહ્યા થકી દેવ બની પુજાય,
કસોટીયે ચઢિ તાપ્ર સહિ સુવર્ણ કસ પરખાય.

તાલપુષ્કરની વનશ્રી વસંત રૂતુ વડે શણુગારા-રાયલી છે. આમ્રવૃક્ષોને મોહોર આવવાથી તેના સુગંધ-વડે વનપ્રદેશ માનવીના મનને આનંદ આપે છે. વનો પવનો વૃક્ષોના કુમળાં પાત્રોવડે સુશોભિત દેખાય છે. અને તેની સાથે માધવી જાઈ જુઈ આદિ પુષ્પોનો સુ-વાસ પ્રાણુ દેવતાને તૃપ્ત કરે છે. ભારતવર્ષના કવીને અત્યંત પ્રીય જે કમલપુષ્પો તે પણ જળાશયમાં ખીલી રહ્યાં છે. તેને લઈ પ્રત્યક્ષ કમલાદેવીજ પોતાનું સામ્રા-જ્ય ગજાવી રહી છે કે શું એમ આભાસ થાય છે.

કલકત્તાના બંદીખાના જેવા રહેણાકનો અનુભવ લઈને હેમચંદ્ર તથા બિંદુ પાછા પોતાને ગામ આવી રહેલ છે. હેમચંદ્રને હવે કેટલુંયે કામ હોય છે. તેની ઓસરીપર કેટલાએ ખેડુતોની ભીડ હમેશ થાય છે. સાંજને વખતે બિંદુ પોતાની સહચરીઓને મળવા જાય છે. સુર્યોદય પુર્વે તે સરોવરપર જઈ ન્હાઇ ધોઇ આવે છે. તે ત્રીજે પહોરે પોતાની કાકીને મળવા જતી જ્યાં

દેવીનંદીની પાછી પોતાના ધણી ધનંજયબાબુ સાથે આનંદમાં દિવસો ગુજારતી હોવાનું જાણી કાકી—ભત્રીજી એ બન્નેની આંખમાં આનંદાશ્રુ આવતાં. તેણીના બાલકો પોતાની દાદીની ફરતાં ફરી, તેને બાળ ચેષ્ટાઓથી આનંદીત કરે છે.

શરદચંદ્ર પણ પોતાની નવપરણીત પત્ની સાથે ઘેર આવ્યો છે. કેટલાએ દિવસ—માસ અને વરસો સુધી નિરાશા પ્રબળ વ્યાપી હતી, તોપણ બન્નેના અંતઃકરણ એક બીજાથી બિલકુલ છુટાં પડયાં ન હતાં. જેને વનવિહારી બાબુના શુભ પ્રયત્નથી ઉત્તેજન મળ્યું છે. ગયા વરસે જે એક છોકરવાદપણામાં પોતાની બહેનના ઘરે બિલાડાં સાથે રમતી ફરતી તેજ હવ ·તારૂણ્યાવસ્થામાં પ્રવેશતી બાલાની જેમ ઘરનું સઘળું કામકાજ પોતેજ કરે છે. પતીના માટે ખાવા પીવાનું પણ તેણીજ તૈયાર કરે છે. અને સાંજે શરદચંદ્ર ઘેર આવે ત્યારે તેનું સ્વાગત કરી, પોતાની ખોલીમાં સલ્લજ ચાલી જાય છે.

તારિણીબાબુ હવે ઘણાજ વૃદ્ધ થયા હતા, તે પેનશન લઇ ઘેર આવ્યા છે. શરદચંદ્રની સારી છાપ પાડવા માટે ભોજન પ્રિય બંગાલી બાબુઓની જ્ઞાતી નોતરવા સુચના આપવાથી તે પ્રમાણે શરદચંદ્રે ઘણાજ ઠાઠમાઠથી એ કામ બજાવવાથી અન્ય સાથે વેવિશાળ થએલ સુધા સાથે લગ્ન કરવા માટેનું દુષણ તેનાપરથી નિકળી જતાં, તેણે સારી માન્યતા મેળવી છે.

નંદિની પતિ આજ્ઞાનુસાર સંસારમાં નિયુક્ત થવાથી તેણી થોડા દહાડા પીયેર રહેવા તાલપુષ્કર આવી છે. તેણીયે સન્યાસિનીની કફની ફેંકી દીધી હતી અને ત્યારથી તેણીયે નહિ અનુભવેલ પતિ સુખ ભોગવવા તે ભાગ્યશાળી નિવડી હતી પ્રથમ પ્રમાણે રેશમી કપડાં અને કિંમતી દાગીનાઓથી તે વિભુષીત રહેવા લાગી તાલપુષ્કરમાં આવીને માતાને પગે લાગી, અને તે બિંદુને પણ ઘણાજ પ્રેમથી ભેટી પડી. સુધાને ગૃહીણીપદે પોચેલી જોઇ આનંદીત થઇ. તેણીયે પોતાના ગળા માંહેની એક મોતી-માળા કહાડી સુધાને પહેરાવી.

પોતાની ભોજાઇને જોવા માટે તથા સંન્યાસિનીને સંસાર નિયુક્ત થએલી જોવા માટે લતા પણ ઘણી આતુર હતી પણ તેણી હાલ પ્રવાસ સહન કરી શકે તેમ ન હતું. જગતકિશોરની ફૂઇબાએ-જગતબાબુની માતુની જાત્રા અને વ્રતો સફળ થયા વિશે અને થોડાજ દિવસમાં જગતબાબુને ઘરે ન્હાનું બાળક રમતું થવાનું જણતું હોવાનું નંદીનીની માને આનંદપુર્વક લખી જણાવ્યું. જેથી બિંદુ અને નંદિનીને પણ અત્યાનંદ થયો. સુધા બોલી કે-" હવે મારી બહેન નંદીની એક એ બાબતમાં બાકી રહી. પણ તેણીનેયે હવે પ્રભુ કૃપા થશે." સઘળાં હસી પડયાં.

દિવસો પ્રમાણે મહિના નિકળી જતા હતા. એક દિવસે સાયંકાળે નંદિની તાલપુષ્કરના સરોવર પર ગઇ

હતી. જે વખતે ચંદ્રોદય હજુ થયો ન હતો. તેથી સહેજ અંધકાર વ્યાપેલ હતો. તે ઝાંખા પ્રકાશમાં આજુબાજુનો દેખાવ ઘણો રમણીય દેખાતો હતો. તાલવૃક્ષની ઊંચી ડાળીઓના ઝુમખા ગગનચુંબી હતા. અને તેમાંથી પ્રદોષવાયુ તાલપર્ણોમાંથી સુસ્વર ધ્વની ઉત્પન્ન કરતો વહેતો હતો. સર્વત્ર શાંતતા હતી. માત્ર તે શાંતતાનો ભગ એક કોકીલાના ગાનથીજ થતો હતો.

સરોવર માંહેના નિર્મલ જલ દર્પણમાં આકાશની તારકાઓ પોતાના સૈંદર્યનું નિરિક્ષણ કરતી હતી. નંદિનીના માથાપરની સાડી પવનગતીને લઈ નીચે ઉતરી પડતાં તેણીના ભ્રંમરવર્ણ કૃષ્ણકેશ મુખચંદ્ર ફરતા અને વક્ષસ્થળ ઊપર લટકતા હતા. પવનગતીથી તેના અંગ ઊપરનું વસ્ત્ર પણ ઊડતું હતું. આવી સ્થિતિમાં તે સરોવરની પાળપર ઊભી ઊભી પોતાના જીવન સંબંધે પોતા સાથેજ વિચાર કરતી હતી, જ્યાં ક્યાંઇથી પણ અવાજ થયાનું તેણીને લાગ્યું.

થોડાજ અવકાશમાં પાછળની ઝાડીમાંથી એક તરૂણ મંદગતીએ આવ્યો નંદિની સાશંક દ્રષ્ટીથી પાછું વાળી જોતાં લજ્જીત થતી એક તરફ નીચું જોઇ ઊભી રહી.

" વાહ ! અહીં આટલી બધી લાજનું શું પ્રયોજન ? અહીં કોઇ પરાયું માણસ છે શું ? કહે—કહે. કે કાંઇ વિરાગવૃત્તીના વિચારો ચાલતા હતા ? અને તેમાં

પ્રેમ વિનીમયથી કાંઈ ભંગાણુ પડ્યું ?" ધનંજય ધન-પુરથી વિયોગી સ્થીની વધારે સહન ન કરી શકવાથી તેણી પાછળ તાલપુષ્કર આવ્યો હતો, તે આવીને બોલ્યો.

કોણ? આપ! હાજતો વળી ભંગાણુ પાડનાર આપ ખરાજતો! નહીંતર આજે આવી રીતે મા। ખભાપર હાથ મુકવાનો પ્રસંગ શાનો આવને ?

"એક વર્ષ પહેલાંનું આ સ્થાનનું પ્રેમકાર્ય સાંભરે છે કે? આકાશી ચંદ્ર સાથે આ મુખચંદ્રનું સાદ્રસ્ય થતાં ગાલને દંતાક્ષતની શિક્ષા થએલી!" ધનંજયે નંદીનીના મુખને હાથ અડકાડતાં કહ્યું.

"જી. હા. સારી રીતે યાદ આવે છે. અને ત્યાર બાદનું ઔધ્ય ગયાજીમાં સંન્યાસીની પદ છોડાવતાં કરેલ પ્રણય ચિન્હ પણ આપ ભુલી ગયા નહિ હશો! પણ વ્હાલા! આટલી ટુંક મુદત પણ વેગળા ના રહી શકયા કે?"

"પ્રીતી સાંકળેથી જકડાએલ કેદીથી મોકળા રહી શકાયજ નહિ."

આમ કહી ધનંજયે–લજ્જાથી નીચે જોઇ ઉભેલ નંદીનીના કંઠમાં બાહુ પાશ નાંખ્યો. નંદીની એ વખતે પુષ્પીત જાતી લતાની પેઠે મનોહર દેખાતી હતી. સ્ફુ-રણ પામતા નંદીનીના ઓષ્ટનું ચુંબન કર્યું અથવા તો

ધનંજયે નંદીનીનો અધરોષ્ટ અખંડ પ્રેમદર્શક ચિન્હથી અંકીત કર્યો. નંદીની લજ્જાના દબાણથી છટકીને તુરત ઝાડીમાં ચાલી ગઇ જેમકે સ્પર્શ સુખને લીધે, શરીરપર ઉભાં થએલ રોમાંચ લજ્જાથી આરક્ત થએલ મુખમંડલ—હૃદયમાં થતું સ્ફુરણ—અંતઃકરણમાં આવેલ આનંદની ભરતી છુપાવવાજ તે તારૂણી ચાલી ગઇ હોય !

× × × ×

રાત્રી પડી ને સર્વત્ર નિસ્તબ્ધતા પ્રસરી રહી હતી. અને નભમંડલમાં નંદીની દેવીના યશોગાન ગાતાં અસંખ્ય નક્ષત્રો તાલપુષ્કરના નર્મલ શાંત જલધીમાં પ્રતિબિંબીત થતાં હતાં ! ! !

પ્રિય વાચક વૃંદ! અત્ર વિરમીશું. ઇષ્ટ કૃપા તો કોઇ અન્ય પ્રસંગે મળીશું. અસ્તુ.



# ગમ્મતસાથે જ્ઞાનઆપનારા પુસ્તકો

| પુસ્તકનુ નામ | કીંમત રૂા-આ- પૈ |
|---|---|
| મદનચંદ્ર અને નવનીતકળા ભાગ ૧-૨ | ૧—૮—૦ |
| કમળાલક્ષ્મી | ૧—૦—૦ |
| કુસુમલતા | ૧—૦—૦ |
| લૈઉઆપુરાણ | ૦-૧૨—૦ |
| કેશવકૃતી | ૧—૮—૦ |
| કલાપીના કેકારવ | ૨—૦—૦ |
| બસોબાવન વૈશનવનીવારતા | ૧—૮—૦ |
| તુલસીકૃત રામાન્ય મોટું હીદુસ્તાની ભાષામાં | ૨—૦—૦ |
| —નાનું ગુટકો— | ૧—૦—૦ |
| પ્રેમ સાગર | ૧—૮—૦ |
| અમરચરીત્ર ભાગ ૧લો | ૧—૪—૦ |
| જાદુકળા પ્રકાશ ભાગ ૧-૨-૩ સંપુર્ણ | ૧—૦—૦ |
| અનંતરગં યાને રસીક રંગ વિમાસ | ૧—૦—૦ |
| દેવતાઇજાદુગર સુંદર ચિત્રો સાથે | ૦—૮—૦ |
| દેવવિદ્યા જાદુઇવિદ્યા | ૧—૦—૦ |
| હીન્દી તીલેસમાન | ૧—૦—૦ |
| કામરૂવેશનીઇંદરજાળ ૨૦સુંદરચીત્રોસાથે | ૧—૮—૦ |
| કબીરદાસ નો બ્હેલ | ૧—૦—૦ |

| | |
|---|---|
| ભોજ કુમાર | ૦—૧૨—૦ |
| કુંદનઅને કુસમ નોવ્હેલ ભાગ ૧લો | ૦—૧૨—૦ |
| પ્રેમ કીસોરી નોવેલ | ૦—૮—૦ |
| છેલ ગરાર–સતી ગુમ્નાં | ૦—૧૨—૦ |
| દામાજી નોવ્હેલ | ૦—૧૨—૦ |
| રમણુ રસીક નોવેલ | ૦—૬—૦ |
| ઢોલામારૂની વારતા | ૦—૬—૦ |
| હોથલ પદમણી | ૦—૫—૦ |
| કામની ચરીત્ર અનેપ્રપંચીપ્યારનોવેલ | ૦—૮—૦ |
| સુવર્ણ કુમારીનોવ્હેલ | ૦—૮—૦ |
| લાલ કમળા નોવ્હેલ | ૦—૪—૦ |
| સુંદર મણી નોવ્હેલ | ૦—૪—૦ |
| મનહરમોતી નોવ્હેલ | ૦—૪—૦ |
| સંગીતલીલાવતી નાટક દેશીનાટકની | ૦—૪—૦ |
| ચોરાસીવૈષ્ણવની વારતા | ૦—૮—૦ |
| મનહર મોતી " | ૦—૪—૦ |
| સુંદરમણી | ૦—૪—૦ |
| મણી મેના " | ૦—૪—૦ |
| સુંદર રસીક " | ૦—૪—૦ |
| વિલાસસુંદરી અને જાદુનો પલંગ ભાગ ૧લો | ૦—૬—૦ |
| ભોજરાજા અને કવિ કાળીદાસ | ૦—૮—૦ |
| યોગીઅનેરાજકન્યા | ૦—૮—૦ |
| સતીઅહરા અને કાળીદાસ | ૦—૮—૦ |

| | |
|---|---|
| છેલનીવારતા રમુજીહાર | ૦-૧૨—૦ |
| લાલનીલીલા તથા બુઢાપતીનો બળવો | ૦—૮—૦ |
| ચંદ્રકાન્ત ભાગ ૧લો | ૨—૮—૦ |
| ભાગ ૨જો | ૨—૮—૦ |
| ભાગ ૩ | ૨—૮—૦ |
| સંસારમાં સ્વર્ગ | ૧—૮—૦ |
| સ્વર્ગનું વિમાન | ૧—૦—૦ |
| સ્વર્ગની કુંચી | ૧—૦—૦ |
| સ્વર્ગનો ખજાનો | ૧—૦—૦ |
| સાચું સ્વર્ગ | ૧—૮—૦ |
| સ્વર્ગની સીડી | ૧—૮—૦ |
| મણી રત્ન માળા | ૧—૦—૦ |
| સુંદર વિલાસ | ૦—૮—૦ |
| નિર્ણય સીંધુ મુળ સહીત ગુ ભાષાંતર | ૮—૦—૦ |
| ધર્મસીંધુ " " | ૬—૦—૦ |
| મનુ સ્મૃતી | ૩—૦—૦ |
| પારાશર સ્મૃતી | ૧—૮—૦ |
| શિવ પુરાણ | ૩—૦—૦ |
| મહાભારત ગધ પધમાં | ૨—૮—૦ |
| પુરશોતમ મહાતમ ( અધીકમાસની કથા ) | ૦-૧૨—૦ |
| તુલસીકૃત રામાયન | ૫—૦—૦ |
| ગીરધરકૃત | ૨—૮—૦ |
| મહાભારત | ૧—૮—૦ |

| | |
|---|---|
| રાજભાષા (સેલ્ફ ઈંગ્લીશ ઇનસ્ટ્રક્ટર) | ૧—૪—૦ |
| પ્રેક્ટીસઓફ મેડીસીન (ઓષધોનો અનુભવ) | ૬—૦—૦ |
| મીઠા જહર | ૦—૬—૦ |
| સયદે હવસ | ૦—૬—૦ |
| જહેરી સાપ | ૦—૬—૦ |
| અસીરે હિર્સ | ૦—૬—૦ |
| ખુબસુરત બલા | ૦—૬—૦ |
| ખ્વાબે હસ્તી | ૦—૬—૦ |
| ખુને નાહક | ૦—૬—૦ |
| કત્લે નજીર | ૦—૬—૦ |
| સુફ્રએ દખુન | ૦—૬—૦ |
| અમૃત | ૦—૬—૦ |
| ખજાને ફાની | ૦—૬—૦ |
| દાગે હસરત | ૦—૬—૦ |

સુચના—પોષ્ટેજ તથા વી. પી. ખર્ચ દરેક પુસ્તકનું જુદું પડશે આ શિવાય કોઇ પણ સાળા પયોગી કાયદા સંબંધી શાસ્ત્રો સંબંધી વૈદક સંબંધી, નાટકો, નોવહેલ, ગરબા ગરબીઓ રાસ રાસડા, ભજનો, વિગેરે પુસ્તકો લખી જણાવ્યાથી ઓગર મુજબ તાત્કાલ મોકલવામાં આવશે.

મેનેજર અને માલીકઃ- ધી કોરોનેશન એડવરટાઇઝર પત્રઓફીસ-પીરમશા રોજા-અમદાવાદ